# શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર

નું

## ગુજરાતી અનુવાદ






અનુવાદક :

કવિવર્ય પંડિતશ્રી નાનચંદ્રજી સ્વામીના

સુશિષ્ય

લઘુશતાવધાની પં૦ મુનિશ્રી સૌભાગ્યચંદ્રજી



વીર સંવત ૨૪૬૦ વિ. સં. ૧૯૯૧

કિંમત છ આના

મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર ∴ ∴ ગ્રંથ ૧ લો

પ્રકાશક
લક્ષ્મીચંદ ઝવેરચંદ સંઘવી
મંત્રી
મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર
સાબરમતી (ગૂજરાત)

પ્રથમ આવૃત્તિ * * * પ્રત ૩૨૦૦
કાર્તિક સુદ ૧ : ૧૯૯૧
બીજી આવૃત્તિ * * * પ્રત ૩૩૦૦
પોષ સુદ ૧ : ૧૯૯૧

મુદ્રક: મગનલાલ મનસુખરામ
મુદ્રણસ્થાન: પુરોહિત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ : અમદાવાદ




વંદનીય ગુરુદેવ

**કવિવર્ય શ્રી નાનચંદજી સ્વામિન્ !**

અભ્યાસ, ચિંતન અને અસાપ્રદાયિકતાનો આ
સેવકમાં જે કાંઈ વિકાસ થયો છે તે આપની
અસીમ કૃપાનુંજ ફળ છે. એ આભારવશ
આ પુસ્તક આપના કરકમળમાં સાદર
અર્પણ કરું છું.

**મુનિ સૌભાગ્ય**

# નિવેદન

આ ઉગતું મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર થોડાજ વખતમાં આટલું પ્રગતિમાન થશે એવી પહેલા કલ્પના પણ ન હતી. આજે દિન પ્રતિદિન સંખ્યાબંધ જિજ્ઞાસુઓના ઉત્સાહ પ્રેરિત પત્રો અને પુસ્તકોની પુષ્કળ માગ સતત ચાલુ રહેવા ઉપરાંત સંસ્થાને સાથ પણ બહોળા પ્રમાણમાં મળ્યો છે.

ભગવાન મહાવીરના સાહિત્યની જનતાને ખૂબજ ભૂખ હોય, પ્રથમ આવૃત્તિની ૩૨૦૦ નકલ કઢાવેલી પરંતુ તે પુસ્તક બહાર પડે તે પહેલાજ ગ્રાહકની સંખ્યા છપાયેલાં પુસ્તકો કરતાં વધી જવાથી બીજી આવૃત્તિના ૩૩૦૦ પુસ્તકો તુરતજ છપાવવાની જરૂર પડી છે.

આ આવૃત્તિ વખતે કાર્યાલયની યોજના નિશ્ચિત કરવામાં આવી છે. અને તે પુસ્તકના અંતિમ ભાગમાં આપેલી છે. આથી સ્થાયી ગ્રાહકો થનારને અને સંસ્થાને ઉભયને લાભ થવાનો સંભવ છે. તેમ કરવાથી ગ્રાહકને વી. પી. ઇત્યાદિ ખર્ચનો બોજો પડશે નહિ અને સંસ્થાનું કામ પણ વધારે સરળ રીતે થશે.

આ કાર્યાલયની યોજનામાં બે ઉત્સાહી જિજ્ઞાસુઓની વૃદ્ધિ થઇ છે અને આર્થિક પ્રકરણની જવાબદારી સ્વતંત્ર રીતે તેઓએ ઉપાડી લીધી છે.

સૌ સભ્યોની અનુમતિ અને શ્રી. બુધાભાઈ તથા શ્રી. જુઠાભાઈના અતિ આગ્રહથી આ વર્ષના મંત્રીપદની જવાબદારી શ્રી. લક્ષ્મીચંદ ભાઇએ કબુલ રાખી છે.

વિદ્વાન મુનિ મહારાજશ્રીની ભાવનામય અનુગ્રહ બુદ્ધિ તથા તેમના ગુરુશ્રીની ઉદારતા આ સંસ્થાની ઉત્પાદકતા અને જીવનશક્તિ છે.

શ્રી. બુધાભાઇ અને શ્રી. જુઠાભાઇની મૂક સેવા આ સંસ્થાની પ્રેરણા છે. અને અન્ય કાર્યવાહકોની કાર્યદક્ષતા આ સંસ્થાની ચાલક શક્તિ છે.

સહાયક, પોષક અને ગ્રાહકોની અમીદૃષ્ટિનું સિંચન સદા મળતું રહે એજ અભ્યર્થના સાથે વિરમું છું.

વ્યવસ્થાપક

# પ્રથમ આવૃત્તિ

## નું

## વક્તવ્ય




卐

જ્યારથી ઉત્તરાધ્યયન સૂત્રનુ વાચન કરેલું ત્યારથી તે સૂત્ર પ્રત્યે આકર્ષણ થયેલુ અને જેમ જેમ બીજાં સૂત્રો અને ગ્રંથોનો અભ્યાસ થતો ગયો તેમ તેમ તે આકર્ષણ ભિન્ન ભિન્ન રીતે પરિણમવા લાગ્યુ. ત્યારબાદ ઇતર દર્શનોના એટલે ખાસ કરીને વૈશેષિક, નૈયાયિક, સાખ્ય, વેદાંત ઈત્યાદિ દર્શનોના સાહિત્યનો અભ્યાસ અને નિરીક્ષણ કરવાનો સમય મળતો ગયો; તેમજ દર્શન, વાદો અને મતો એ બધાનું અવલોકન થોડું ઘણું જે કંઇ થતુ ગયું તેમ તેમ જૈનદર્શન પ્રત્યેની અભિરુચિ કંઇક વિશેષ અને વિશેષતરજ થવા લાગી અને તેમ થવું સ્વાભાવિકજ હતુ

છેવ્વે છેવ્વે બૌદ્ધદર્શનના ગ્રંથો વાંચવા મળ્યા. જૈનસાહિત્ય સાથે તેનો તુલનાત્મક અભ્યાસ કરતાં ખૂબજ રસ પડયો. બૌદ્ધ-સાહિત્ય વાચ્યા પછી જૈન સાહિત્ય પ્રત્યેનો આદર તો વિશેષતમ થયોજ, પરતુ તેની પરિણતિ પ્રથમ કરતા કંઇક જુદી રીતેજ થવા પામી પરંપરાગત સંસ્કારથી જૈનદર્શન એ વિશ્વવ્યાપી દર્શન છે એમ માની લીધેલું તેને બદલે જૈનદર્શનની વિશ્વવ્યાપકતા શી રીતે અને શા માટે આ બધું ચિંતન કરવાનો વિશેષ અવકાશ મળ્યો હોય તો તે બૌદ્ધ ધર્મના વિશિષ્ટ વાચન પછીજ. અને તે ચિંતનના પરિણામે જૈનદર્શન પ્રત્યેનો આદર પ્રથમ કરતા વિશેષ થયો ખરો. પરંતુ

તેની દિશા પલટી ગઇ, અને ત્યારથી એવો નિશ્ચય થતો ગયો કે એ બધુ તુલનાત્મક દૃષ્ટિએ વિચારીને તે વિશેષતાઓ આગળ કરવી.

વૈજ્ઞાનિક, ઐતિહાસિક અને લોકોપયોગિતાની દૃષ્ટિએ જૈન દર્શન કઇ કઇ વિશેષતાઓ ધરાવે છે? લોકમાનસનુ નિદાન કરનારુ તેની પાસે કયુ રસાયણ છે? આ બધુ માનસમથન થયા પછી તે તે દૃષ્ટિએ વાચતા જે જે બુદ્ધિગ્રાહ્ય થયુ તેના ગાઢ સંસ્કારોનુ ચિત્ર માનસપટમા આલેખાતુ ગયુ

ભગવાન મહાવીરના અન્ય સૂત્રોમા જે અમૃત વચનો છે તે પૈકી પ્રથમ ઉત્તરાધ્યયનને તદ્દન નવી ઢબે મઢવાની ભાવના પ્રથમ ઉદ્‌ભવવાના બે કારણો હતા (૧) સરળતા અને (૨) સર્વ-વ્યાપકતા, અને તેથીજ સૌ પહેલા તેને નવીનતા આપવાની જિજ્ઞાસા રહ્યાજ કરતી હતી તે સાથે ભિન્નભિન્ન દૃષ્ટિબિંદુથી જૈનવાઙ્મયને ગુર્જરગિરામા વિકસાવવાના કોડ પણ રહ્યા કરતા હતા.

માનસશાસ્ત્રના નિયમ મુજબ એ આંદોલનેજ જાણે અસર ન કરી હોય તેમ થોડાજ વખતમા એક તત્ત્વજિજ્ઞાસુ ભાઇ મળી આવ્યા "મહાવીરના અમૂલા સર્વતોગ્રાહી અમૃત વચનો ઘર ઘર કા ન પહોચે?" એવી તેમને પણ સ્વતઃ પ્રેરણા જાગી હતી, તે ભાઇનુ નામ શ્રી. બુધાભાઇ મહાસુખભાઇ. તેમની પ્રેરણાથી બીજા ભાઇ મળી આવ્યા, જેમનું નામ શ્રી. જુઠાભાઈ અમરશી તે અને બીજા સદ્‌ગૃહસ્થોએ મળી વાટાઘાટ કર્યા પછી ભિન્નભિન્ન યોજનાઓ પૈકી એક ખાસ વિશિષ્ટ યોજના નક્કી કરી લીધી

અને તેના ફળસ્વરૂપે "મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર" નામની સંસ્થા ખોલાઇ. તેના જે જે વિદ્વાન સભ્યો થયા તેમણે સેવાવૃત્તિને મોખરે કરી લોક સેવાર્થે સાવ સસ્તુ સાહિત્ય બહાર પાડવાનો નિશ્ચય કર્યો.

આવી રીતે મારી તીવ્ર ઇચ્છાને તાત્કાલિક ન્યાય મળતા મને સતોષ તો થયોજ, પરતુ તેની સાથે મારા સકલ્પબળમા સર્વોત્તમ ટેકો મળ્યો અને આ દિશામા વધુ વધુ પ્રયત્ન કરવાની આ સંસ્થાદ્વારા એક ઉત્તમ તક સાપડી તે આહ્લાદનુ વર્ણન શબ્દોમા શી રીતે આવે ?

આજે આપણી પાસે ઉત્તરાધ્યયન સૂત્રની દીપિકા, ટીકા, અવચૂરી, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ગુજરાતી ટબાઓ અને હિન્દી ટીકાઓ ભિન્ન ભિન્ન સસ્થાઓ તરફથી ખૂબ ખૂબ બહાર પડી ગયા છે તો આ ઉત્તરાધ્યયનના અનુવાદમા કઇ વિશેષતાઓ છે ? આ પ્રશ્નનો એક સીધો અને સરળ ઉત્તર એ છે કે એ બધુ હોવા છતા જૈનવાઙ્મયથી જૈનેતર વર્ગ સાવ જ અજાણ રહ્યો છે એટલુજ નહિ પણ જૈનો સુદ્ધા તે વસ્તુથી લગભગ અપરિચિતજ છે તેનુ અનુરૂપ દષ્ટાત આજની પ્રવર્તી રહેલી આપણી ધાર્મિક અવ્યવસ્થા જ તે નિર્દેશ માટે પર્યાપ્ત થશે

### આમ થવાનાં ત્રણ કારણો છે

[૧] સૂત્રોની મૂળ ભાષાનુ અજ્ઞાતપણુ

[૨] અનુવાદન શૈલીની દુર્બોધિકતા

[૩] મૂલ્યની અધિકતા

શિષ્ટ સાહિત્યની પ્રચારદષ્ટિથી થયેલી આ યોજના એ બધી અગવડોને દૂર કરવામા ઉપયોગી નીવડશે તેમ માનવુ અસ્થાને નથી

### લેખન પદ્ધતિ

તુલનાત્મક દષ્ટિના સસ્કારોની છાપ કેવી અને કેવા આકારની છે ? તેમા હું કેટલે અશે સફળ થયો છુ ? તેનો નિર્ણય તો વાચકદ્વારાજ થઈ શકે, પરતુ આ ઉત્તરાધ્યયનનુ સાગોપાગ અનુવાદન કરતી વખતે જે જે દષ્ટિઓ રાખવામા આવી છે તેનુ ટૂક દષ્ટિબિંદુ રજુ કરી લઉં

સમાજદૃષ્ટિ જૈનદર્શન પોતાને વિશ્વવ્યાપી બનાવે છે, અને પોકારી પોકારીને કહે છે કે મુક્તિ પ્રાપ્ત કરવાનો અધિકાર જીવમાત્રને છે, માત્ર યોગ્યતા જોઇએ આથીજ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારે અંગોને સંઘ તરીકે માને છે અને તે બધાને મોક્ષના સમાન અધિકારો પણ આપે છે, તો આવા ઉદાર શાસનના સિદ્ધાંતોમા કેવળ એકાન્ત એક પક્ષને લાગુ પડતુ કથન હોઇજ શી રીતે શકે ? તેથી ગૃહસ્થ જીવનમાં પણ ત્યાગ સંભવે છે, અને તે દૃષ્ટિબિંદુને અનુલક્ષી ભગવાન મહાવીરે અણગારી અને અગારી એમ બે પ્રકારના માર્ગો સ્પષ્ટ બનાવ્યા છે ઉત્તરાધ્યયનમા ગૃહસ્થના ત્યાગની એક સ્થળે સ્પષ્ટ રેખા તરી આવે છે કે –

" सन्ति एगेहिं भिक्खुहिं गारत्था संजमुत्तरा "

અર્થ:–" ઘણા કુસાધુઓ કરતા સંયમી ગૃહસ્થો પણ ઉત્તમ હોય છે " સારાંશ કે ગૃહસ્થ જીવનમાં પણ મોક્ષની અભિલાષા સેવી શકાય છે અને અલ્પાંશે ત્યાગ પણ કરી શકાય છે સૂત્રકારોના આ ઉદાર આશયને લક્ષમા લઈ અહીં બન્નેને લાગુ પડતી શૈલી સ્વીકારવામા આવી છે

**ભાષાદૃષ્ટિ:** ભાષાદૃષ્ટિએ તથા આજુબાજુના સંયોગોનુ નિરીક્ષણ કરી વાસ્તવિક મૌલિકતા જાળવવા ખાતર કેટલાક અર્થો નક્કી કરેલા છે તેમા પરંપરા કરતા કંઇક ભિન્નતા અવશ્ય દેખાશે, પરંતુ તે ભિન્નતા ઉચિત અને સૂત્રકારના આશયને અનુસરીને થયેલી હોઈ તે બહુ વાચકવર્ગ સહિષ્ણુ થશે એમ માની લઇનેજ તેટલી ભિન્નતામે સ્થાન આપેલુ છે તેના બે ચાર દૃષ્ટાંતો અહીં આપવાથી તેનો સ્પષ્ટ ખ્યાલ આવી શકશે 'नीयवत्ती' આ પ્રાકૃત શબ્દનુ સંસ્કૃત 'नीचवर्ती' થાય છે પરંપરા પ્રમાણે તેનો અર્થ "ગુરુથી નીચા આસન પર બેસનાર" એ પ્રમાણે થાય છે આ અર્થ બહુજ સંકુચિત છે એટલુંજ નહિ પણ આ પ્રકરણમા અસંગત છે તે શબ્દનું રહસ્ય એકાંત નમ્રતા

સૂચક છે "દુ કાઇ નથી તેની જાતની નમ્રતાયુક્ત ભાવના" એ અર્થ પ્રકરણસંગત અને અર્થસંગત લાગે છે. તેજ પ્રકારે 'गुरूणामुववायकारए' મા પણ ગુરુની સમીપ રહેવાનો ભાવ વ્યંજના શક્તિથી તેજ ધ્વની શકે છે કે ગુરુના હૃદયમાં રહેનાર શુ ભગવાન મહાવીરના બધાજ શિષ્યો પાસે રહેતા હતા ? માટે તેમ માનવુ સુઘટિત ન લાગતા ઉપરનો અર્થ નોધમા સ્પષ્ટ કર્યો છે. આ અને એવા બીજા પણ સ્થાનો નોંધમા યથોચિત રીતે સ્પષ્ટ કર્યા છે.

અર્થદૃષ્ટિ: આજ પ્રમાણે કેટલીક ગાથાઓના અર્થો પણ પરંપરાથી ભિન્ન ભિન્ન ચાલ્યા આવે છે જેમકે—

"सपूव्वमेव नलभेज्ज पच्छा एसोवमा सासयवाइयाणं ।
विसीयई सिढिले आउयम्मि कालोवणीए सरीरस्स भेए ॥

સંસ્કૃત છાયા

"सपूर्वमेवं न लभेत पश्चाद् एषोपमा *शाश्वतवादिकानाम् ।
निषीदति शिथिले आयुषि कालोपनीते शरीरस्य भेदे ॥"

આનો અર્થ ટબાની પરંપરા પ્રમાણે એ થાય છે કે "પહેલા ન થયુ તો પછી થશે' આમ કહેવુ જ્ઞાની પુરુષોને માટે યોગ્ય છે, કારણ કે તે પોતાના ભવિષ્યકાળને પણ જાણે છે, પરંતુ સામાન્ય મનુષ્ય જો તેમ કરે અને પોતાની ઉન્નતિનો માર્ગ ચિંતવ્યા સિવાય મૃત્યુ પામે તો તે વખતે તેને ખેદ કરવો પડે છે." અહી ત્રણ પ્રકારના પ્રશ્નો ઉદ્ભવે છે (૧) આ પ્રસંગમા જ્ઞાની પરત્વેનુ કથન શુ ઘટિત છે ? (૨) કદાચ તેમ હોય તો પણ શાશ્વતવાદી વિશેષણ જ્ઞાનીવાચી કેમ હોઇ શકે ? કારણ કે શાશ્વતવાદી અને શાશ્વતદર્શી એ બન્નેમા ઘણી ભિન્નતા છે. શાશ્વત બોલવુ તો સૌ કોઈ માટે સુલભ છે, પણ નિત્યદર્શન તો કેવળ જ્ઞાની પુરુષોજ કરી શકે. (૩) જ્ઞાની અર્થ લેવા છતા પણ એ બન્ને પદોનો

* શાશ્વતવાદ માટે જુઓ— બૌદ્ધસૂત્રો મજ્ઝિમનિકાય પાનુ ૪૩૫

આખો અર્થ શુ બરાબર ઘટી શકે છે ? આ બધા શ્લોકોની વિચારણા કર્યા પછી જે કઇ અર્થ ઘટે છે તે નીચે પ્રમાણે છે —

"જે પહેલા નથી પામતો તે પછી નથી પામતો" અથાત્ કે આખા જગતની રચના નિશ્ચિત છે પહેલા જે હતુ તેજ આજ છે અને રહેવાનુ લોક પણ શાશ્વત અને આત્મા પણ શાશ્વત છે આપણે કશુ ફેરવી શકવાના નથી. તો પછી આત્મનિગ્રહનો પ્રયત્ન કરવાની આવશ્યકતા શી ? આવી શાશ્વત (નિયતિ) વાદીઓની માન્યતા હોય છે, પરતુ જ્યારે આયુષ્ય શિથિલ થાય છે ત્યારે તેની તે માન્યતા ફરી જાય છે અને તેને ખૂબજ પશ્ચાત્તાપ થાય છે વગેરે

**અનુવાદન શૈલી:** અનુવાદન બે પ્રકારના હોય છે (૧) શબ્દાર્થ પ્રધાન અનુવાદન અને (૨) વાક્યાર્થ પ્રધાન અનુવાદન શબ્દાર્થ પ્રધાન અનુવાદનમા શબ્દ પર જેટલું લક્ષ્ય અપાય છે તેટલુ અર્થ સકલના ઉપર અપાતું નથી આથી શબ્દાર્થ તો સ્પષ્ટ રીતે જણાય છે પરતુ તેની મતલબ સમજવામા ખૂબ વિલબ થાય છે અને તેથી ઘણીવાર ક્લિષ્ટ પણ થઇ પડે છે જ્યારે વાક્યાર્થ-પ્રધાન અનુવાદનમા શબ્દાર્થ પણ બહુ ગૌણતા રખાય છે, પરતુ તેની શૈલી એવી સુદર અને રોચક હોય છે કે વાચન કરતાજ તેનુ રહસ્ય બરાબર સમજી શકાય છે આ સ્થળે એ બન્નેનુ સમન્વયીકરણ કર્યું છે અર્થાત્ કે મૂળ શબ્દોને યથાર્થ અનુસરવા છતા શૈલી તૂટવા દીધી નથી, તેમજ સામાન્ય ગુજરાતી જાણનારને પણ વાચનમા કઠણ ન પડે તેવી સરળ અને સુદર ભાષા રાખવા સારુ યથાશક્ય પ્રયત્ન પણ કર્યો છે.

**નોંધ:** જૈન અને જૈનેતર એમ દરેક વર્ગને રહસ્ય સમજવામા સુલભ થાય તે સારુ ટૂકી અને ઉપયોગી નોધ શ્લોકોની નીચે ઉચિત પ્રસગોએ આપેલી છે તેમજ આખા અધ્યયનનુ રહસ્ય બતાવવા તથા અધ્યયનનો સબધ જાળવવા ખાતર ઉપર 'બ્લેક ટાઇપ'મા સમૃદ્ધ નોધ અને દરેક અધ્યયનની નીચે ટૂકી નોધ દર્શાવવાનો યથાશક્ય પરિશ્રમ સેવ્યો છે

**સંસ્કાર:** અર્થ કરતી વખતે સાવ સરળ શબ્દ વાપરવાની ખૂબ ચીવટ રાખી છે. તેમજ કેટલાક પારિભાષિક શબ્દોમાં સુંદરતા લાવવા માટે તેનું મૂળ રહસ્ય જાળવી ક્વચિત્ ભાષા સંસ્કાર પણ કર્યો છે. જેમ કેઃ—'नियंगट्ठी' અર્થાત્ 'नियोगार्थी'—મોક્ષાર્થી. આ શબ્દ જૈન પરિભાષામાં બહુધા આ રીતે પ્રસિદ્ધ છે. પરંતુ તેજ શબ્દને મુમુક્ષુ તરીકે વાપરીએ તો તે વિશિષ્ટ અને સર્વ-વ્યાપી લાગશે. આ અને એવા બીજા પણ 'संग, कामगुण, गृद्धि' એ બધા પારિભાષિક શબ્દોને ઉચિત પ્રસંગે પ્રકરણ સંગતિ જાળવીને તથા ભાષા પરત્વેની વર્તમાન સંસ્કારિતા તેમજ શૈલીને અનુસરીને સંસ્કાર આપ્યા છે. આમ કરવાં છતા સૂત્રના મૂળ આશયને જાળવવાનો હેતુ તો પ્રધાનપણે રાખવામાં ખાસ સાવધાન રહ્યા છીએ.

**સૂત્રની જીવનવ્યાપકતાઃ** અહિંસાના સિદ્ધાંતનું ગંભીર પ્રતિપાદન, ત્યાગાશ્રમની યોગ્યતા, વિશ્વવ્યાપી પ્રેમ, સ્ત્રીપુરુષ આદિ સૌને સમાન અધિકાર, સંયમની મહત્તા, કર્માવલંબી વર્ણવ્યવસ્થા, જાતિવાદનાં ખંડન, ગૃહસ્થ શ્રાવકના કર્તવ્યોઃ એવા એવા ઉત્તમ પદાર્થ પાઠો ભગવાન મહાવીરના પ્રતિપાદિત પ્રવચનોમાં સ્પષ્ટ મળે છે કે જે આજના વર્તમાન યુગને ધાર્મિક દિશા તરફ દોરવા માટે ખૂબજ પ્રેરણાજનક નીવડે તેવા છે. સૂત્રની આ જીવનવ્યાપી દૃષ્ટિ સ્પષ્ટ કરવાનું લક્ષ્ય પણ આખા અનુવાદમાં સારી પેઠે રાખ્યું છે.

**અસાંપ્રદાયિકતાઃ** ખાસ કરીને એકજ જાતની સાંપ્રદાયિકતા કે માન્યતાને ન પોષતાં કેવળ તાત્ત્વિક બુદ્ધિએજ કાર્ય કરવાનો ઉદ્દેશ કાયમ જાળવી રાખ્યો છે.

આ બધા દૃષ્ટિબિંદુઓ રાખવાનું એકજ કારણ છે કે આ ગ્રંથમાં રહેલી વિશ્વવંદ્ય ભગવાન મહાવીરની પ્રેરણાત્મક વાણીનો લાભ જૈન કે જૈનેતર સૌ કોઇ લઇ શકે.

### સહાયકો

આ અનુવાદનમાં જે કાંઇ અસાંપ્રદાયિકતા આવી હોય તે મારા પૂજ્ય ગુરુદેવ શ્રી નાનચંદ્રજી મહારાજની સંસ્કૃતિનો વારસોજ

છે એ નુજ નહિ પરંતુ આ આખા અનુવાદને આગોપાગ તપાસી જઇ સશોધન કરવામાં તેમના વિશાળ અવલોકનેમોજ કાર્ય છે, એટલે તેમનો આભાર તો અકથ્ય છે

ઉપરાત 'દિનકર'ના ઉત્સાહી તંત્રી ભાઈ જમનાદાસ રવાણી તેમજ તેમના લઘુ બધુ તારકચદ્રે પ્રેસ લખાણથી માડીને બધા 'પ્રુફો' તપાસવામાં જે કઇ જેહમત ઉઠાવી છે તે પ્રશસનીય છે પરંતુ આ બધા સયોગો હોવા છતા વિશેષ સફળતાનો આધાર તો શ્રી બુધાભાઇ તથા શ્રી જુગાભાઈ ઉપરજ છે આખા "મહાવીર સાહિત્ય પ્રકાશન મદિર"ની યોજના તેઓની સૂત્ર સેવા સાધવવાની ભાવનાને અગેજ થવા પામી છે કાગળ ખરીદવાના કાર્યથી માડીને પ્રેસના અતિમ કાર્ય સુધી તે બન્નેએ ઝીણવટભરી કાળજી રાખી છે અને રાખતા રહેવાના છે તે આ ઉત્તરાધ્યયનના વાચકોએ નોધવા યોગ્ય છે

**સંતબાલ**

## બીજી આવૃત્તિ વિષે થોડુંએક

પ્રથમ આવૃત્તિના પુસ્તકો બહાર પડે કે તુરતજ ૩૭૦૦ ગ્રાહક થઈ ચૂક્યા અને ઉપરા ઉપરી માગ ચાલુ રહેવાથી બીજી આવૃત્તિની શીઘ્રાતિશીઘ્ર આવશ્યકતા ઉભી થઈ છે તે પૂરી પાડવા માટે આ બીજી આવૃત્તિ બહાર પડે છે

આ આવૃત્તિથી સસ્થાનુ સચાલન વ્યવસ્થિત કરવામાં આવ્યું છે. તેની સવિસ્તર યોજના આ પુસ્તક સાથેજ આપેલી છે પ્રેમી સજ્જનો તેનો યથેચ્છ લાભ લઇ શકશે.

હવેથી આ સસ્થાના કાયમ આર્થિક સહાયદાતા તરીકે શ્રી ડુગરશી ગુલાબચદ સઘવી નિયત થયા છે અને આ વર્ષનો મત્રી તરીકે શ્રી લક્ષ્મીચદ ઝવેરચદ સઘવીને ચૂટવામાં આવ્યા છે શ્રી બુધાભાઇ, શ્રી જુગાભાઈ, શ્રી મણિભાઇ અને ઇતર સજ્જનો પણ સસ્થાના સભ્યો રૂપે રહી કાર્ય કરવાના છે

**સતબાલ**

# ઉપોદ્‌ઘાત

ભગવાન મહાવીરના ઉપલબ્ધ સૂત્રોના બે વિભાગ પડે છે. [૧] અંગપ્રવિષ્ટ અને [૨] અંગ બાહ્ય. અંગ પ્રવિષ્ટ સૂત્રોનું ગુંથન ગણધરો (ભગવાન મહાવીરના પટ્ટશિષ્યો) એ કર્યું છે અને અંગ બાહ્ય સૂત્રોનું ગુંથન ગણધરોએ તેમજ બીજા પૂર્વાચાર્યોએ કર્યું છે; પરંતુ તે બન્નેમાં રહેલાં તાત્વિક સૂત્રો ભગવાન મહાવીર અને તેમના પૂર્વવર્તી તીર્થંકરોના આત્માનુભવની જ પ્રસાદી છે.

ઉત્તરાધ્યયનસૂત્રનો સમાવેશ અંગબાહ્યમાં થાય છે. તેમ છતાં તે આખું સૂત્ર સુધર્મસ્વામી (ભગવાન મહાવીરના ૧૧ ગણધરોમાંના પાંચમા ગણધર કે જેમનું ગોત્ર અગ્નિ વૈશ્યાયન હતું) એ જંબૂસ્વામી (સુધર્મસ્વામીના શિષ્ય)ને સંબોધીને કહેલું છે અને તેમાં આપેલાં ઠેરઠેર "समयं गोयम मा पमायए" "समणेण महावीरेण एवमक्खायं" ઇત્યાદિ સૂત્રો સાક્ષી પૂરે છે કે ભગવાન મહાવીર પોતાના જીવનકાળમાં તે સૂત્રો ગૌતમને સંબોધીને કહેતા હતાં.

## × જૈન પરંપરા પ્રમાણે ઉત્તરાધ્યયનનો કાળનિર્ણય.

શ્વેતાંબર મંદિરમાર્ગી અને શ્વેતાંબર સ્થાનકવાસી એ બન્ને ફિરકાને માન્ય ગણાતા બત્રીસ સૂત્રો પૈકીનું આ એક ઉત્તમ સૂત્ર છે અને અંગ, ઉપાંગ, મૂળ અને છેદના ચાર વિભાગો પૈકી મૂળ વિભાગમાં તેની ગણના થાય છે.

ભગવાન મહાવીર મોક્ષે ગયા પછી (બારમે વર્ષે ગૌતમ મુક્ત થયા હતા) તેમની પાટે બ્રાહ્મણ કુળના શ્રીસુધર્મસ્વામી આવ્યા,

× "ઉત્તરાધ્યયનની સમજણ" માં પ્રો. ની દ્રષ્ટિએ નો સંબંધ ઇતિહાસ પાછળ આપેલ હોવાથી અહીં માત્ર જૈન પરંપરાની માન્યતા જ આપેલી છે

અને વીરનિર્વાણ પછી તેમની વીસમે વર્ષે મુક્તિ થઈ ત્યારબાદ તેમની પાટે શ્રીજંબૂસ્વામી વિરાજીત થયા "(વીર વંશાવલી-જૈન સાહિત્ય સંશોધક).'

આ વિગત પરથી ઉત્તરાધ્યયનની પ્રાચીનતા અને અદ્ભુતતા સ્પષ્ટ થઈ જાય છે.

## પૂર્વકાલીન ભારત-ધાર્મિક યુગ

ભગવાન મહાવીરનો યુગ એ ધાર્મિક યુગ તરીકે ગણાય છે. તે યુગમાં ત્રણ ધર્મો મુખ્ય હતા * જેને અનુક્રમે વેદ, જૈન અને બૌદ્ધ ધર્મ તરીકે ઓળખવામાં આવે છે.

તે સમયે વેદ અને જૈન એ બન્ને પ્રાચીન હતા, અને બૌદ્ધ-દર્શન અર્વાચીન હતું. એક સ્થળે ડૉ. હર્મન જેકોબી આચારાંગ સૂત્રની પ્રસ્તાવનામાં લખે છે:—

"It is now admitted by all that Nataputta (Gnatriputra), who is commonly called Mahavira or Vardhamana, was a contemporary of Buddha and that the Niganthas (Nirgranths) now better known under the name of Jains or Arhatas, already existed as an important sect at the time when the Buddhist Church was being founded"

"શ્રમણ ભગવંત મહાવીર પ્રભુને નામે ઓળખાતા જ્ઞાતપુત્ર વર્ધમાન સ્વામી, જે વખતે બુદ્ધ વિચરતા હતા તે વખતે જ તેમના સમકાલીન તરીકે વિદ્યમાન હતા અને જે વખતે બૌદ્ધ ધર્મ હજી સ્થપાતો હતો તે વખતે જૈનો અથવા આર્હતના નામે ઓળખાતા

*આ વખતે પ્રબુદ્ધ કાત્યાયન, સંજય વેલટ્ઠીપુત્ત, અજિત કેશકંબલી વગેરે વગેરે હતા જ પરંતુ તેની ગણના મતસંસ્થાપકોમાં થતી

નિર્ગ્રંથો એક અગત્યના પંથ તરીક ક્યારનાએ વિચરી ગ્યા હતા. એ હવે સર્વમાન્ય થઇ ચૂકયુ છે."

આ પરથી એમ સિદ્ધ થાય છે કે પાશ્ચાત્ય વિદ્વાનો કે જે પ્રથમ બૌદ્ધ ધર્મ કરતા જૈન ધર્મને અર્વાચીન ગણતા, તેઓ હવે પુષ્ટ પ્રમાણ મળતા તેની પ્રાચીનતા બરાબર સ્વીકારી શકયા છે. પ્રથમ ડો. બેબર, ડો. લેસન વગેરે કેટલાક વિદ્વાનોએ તેમ શી રીતે માની લીધુ હશે ? તેમ કોઇને શકા થાય તેનુ સમાધાન ડો હર્મન જેકોબી જૈનસૂત્રોની પ્રસ્તાવનામા કહે છે કે—

પ્રો. લેસન બન્ને ધર્મની એકતા માને છે. તેના ચાર કારણો નીચે દર્શાવ્યા છે.

(૧) ભાષાદષ્ટિ—બુદ્ધનુ બધુ મૌલિક સાહિત્ય પાલિભાષામા છે, જ્યારે ભગવાન મહાવીરનુ સાહિત્ય અર્ધ માગધી ભાષામા છે. આ બન્ને સાહિત્યમા બહોળે અશે ભાષાની સમાનતા તેમને લાગી.

(૨) કેટલાક પારિભાષિક શબ્દોની સમાનતા—જેમકે–જિન, અર્હત, સર્વજ્ઞ, સિદ્ધ, બુદ્ધ, સબુદ્ધ, પરિનિવૃત્ત, મુક્ત વગેરે સમાન હોવાથી.

(૩) ગત તીર્થંકરોની સમવર્તી ગુણપૂજા.

(૪) અહિંસા વગેરે કેટલાક સિદ્ધાંતોની સ્થૂળ સમાનતા.

પરંતુ આ ચારેની પૃથકતા જૈન સૂત્રની પ્રસ્તાવનામા ડો. હર્મન જેકોબીએ કરી વેદ તથા બૌદ્ધધર્મના સિદ્ધાંતો કરતા જૈનધર્મના ઘણા સિદ્ધાતો સાવ ભિન્ન અને તે બન્ને કરતા ઘણી વિશેષતાઓ દર્શાવતા તેણે સચોટ પ્રમાણપૂર્વક પુરાવા કર્યા છે.

## જૈનધર્મનો પ્રચાર

આ સ્થળે એક સંદેહ થશે કે જૈનધર્મના વિશ્વવ્યાપી સિદ્ધાતો હોવા છતા તેનો પ્રચાર હિંદ સિવાય ઇતર દેશોમા બૌદ્ધધર્મના પ્રચારની જેમ કેમ થવા ન પામ્યો ? તેના ઘણા કારણો છે

તેમાના આ પણ હોઇ શકે—(૧) ભગવાન મહાવીરે ભગવાન પાર્શ્વનાથની પરંપરા કરતા ઘણા કડક વિધિવિધાનો સ્થાપ્યા હતા અને તેથી જૈનધર્મનો મુખ્ય પ્રચારક શ્રમણ વર્ગ હિ૦ બહાર જઇ શકો ન હતો અને (૨) પ્રચાર કરવા કરતા ધર્મની નક્કરતા પર તે વખતની જૈન સંસ્કૃતિનુ વિશેષ લક્ષ્ય હોવુ જોઇએ

આટલુ પ્રસંગોચિત કહ્યા પછી ઉત્તરાધ્યયનની વિશેષતા પર આવીએ

## જૈનધર્મના વિશિષ્ટ સિદ્ધાંતો

[૧] આત્માનુ નિત્યત્વઃ—આત્માને પરિણામી નિત્ય માનવો, અર્થાત્ એકાંત કૂટસ્થ-નિત્ય કે કેવળ અનિત્ય નહિ

આત્મા એ અખંડ નિત્ય હોવા છતા કર્મવશાત તેનુ પરિણમન થાય છે કહ્યું છે કે—

**नो इंदियगेज्झो अमुत्तभावा ।**
**अमुत्तभावा वि अ होइ निच्चो ।**
**अज्झत्थहेउ नियस्स बंधा ।**
**संसारहेउ च वयति बधं ॥**

આત્મા અમૂર્ત હોવાથી બહિરિન્દ્રિયોથી પ્રત્યક્ષ થઈ શકતો નથી વળી તે અમૂર્ત હોવાથી નિત્ય છે, પરંતુ આમ હોવા છતા અજ્ઞાનવશાત્ તે કર્મબંધનોથી બંધાયેલો છે અને બંધન એજ આ સંસારનો હેતુ છે

સાંખ્યદર્શન તેને કૂટસ્થ નિત્ય માને છે, જ્યારે બૌદ્ધદર્શન એકાંત અનિત્ય માને છે આ બન્ને સિદ્ધાંતો વિચારતા અપૂર્ણ ભાસશે કારણ કે જો એકાંત કૂટસ્થ નિત્ય હોય તો તેનુ પરિણમન થઇ શકે નહિ, પરિણમન ન હોય તો બંધન પણ ન હોય અને બંધન ન હોય તો મુક્તિ, નિર્વાણ કે મોક્ષનો પ્રયત્ન પણ હોઈ શકે નહિ

જ્યારે આપણને તો ક્ષણે ક્ષણે દુઃખનું સંવેદન થાય છે, શરીરના સારા માઠા દરેક પ્રસંગે આત્મા શુભાશુભ ભાવો અનુભવે છે. તેથી સ્પષ્ટ ખ્યાલ આવે છે કે આત્મા પોતે નિત્ય હોવા છતાં કર્મબંધનથી બંધાયેલો છે.

વળી જો આત્મા કેવળ અનિત્ય હોય તો પાપ, પુણ્ય, સુખ, દુઃખ એ કંઈ સંભવેજ નહિ. વળી જો આત્મા કર્મબંધન કરે તેજ નાશ પામે તો પછી તે કર્મનું પરિણામ કોણ ભોગવે ? એમ પરસ્પર અસંબદ્ધતા જણાય છે. આથીજ જૈનદર્શન તેને પરિણામી નિત્ય માને છે.

[૨] **વિશ્વનું અનાદિત્વઃ**—આ જગત ઇશ્વરે બનાવ્યું નથી. આખું વિશ્વ અનાદિ છે.

કેટલાક દર્શનો માને છે કે દરેક કાર્યનું કંઈક ને કંઈક, કારણ હોયજ છે જેમકેઃ—ઘડા રૂપ કાર્યનો કરનાર કુંભાર તેમ નાના મોટા દરેક કાર્યનો કર્તા કે પ્રેરક કોઇને કોઈ અવશ્ય છે. તેજ રીતે આ જગતનો કર્તા પણ કોઇને કોઈ હોવોજ જોઇએ. અને તેનેજ તે ઈશ્વર કિંવા કોઈ શક્તિરૂપ કલ્પે છે.

આમ સ્વીકારતાં નીચેના પ્રશ્નો ઉદ્ભવે છે.

(૧) જો બધા કાર્યનો સંચાલક ઈશ્વર માનીએ તો જીવોને સુખદુઃખ આપવામા તેની સારી માઠી અસર અને ઇચ્છાનું આરોપણ થાય છે; કારણ કે જગતમાં એવો નિયમ છે કે ઇચ્છા વિના પ્રવૃત્તિ થઇ શકે નહિ અને એવી ઇચ્છા થવી તેને રાગ અને દ્વેષ કહેવાય છે. જો આત્મા રાગ અને દ્વેષથી કલુષિત હોય તે ઈશ્વર કે સર્વજ્ઞ શી રીતે હોઈ શકે ?

(૨) તેવી કોઇ શક્તિ હોય તો વળી તે શક્તિનું ભાજન કે તેનો સ્વામી તેથી અતિરિક્ત કોઈ સ્વીકારવોજ પડે અને તે સ્વીકારવા જતાં તો પાછો તેનો તે આરોપ લાગુ પડે.

(૩) જો કર્તા અન્ય હોય તોજ તેના દેવાની સત્તા બીજાની હોઇ શકે.

(૪) ઇશ્વર કે તેવી શક્તિપર આધાર રાખવામાં પુરુષાર્થને જરાપણ અવકાશ રહેતો નથી, અને જો પુરુષાર્થ નથી તો જીવન પણ વ્યર્થ છે, અને જીવન વ્યર્થ હોય તો જગતનો પણ હેતુ રહેતો નથી. આથીજ જૈનદર્શન કહે છે કેઃ—

"अप्पा कत्ता विकत्ता य सुहाण य दुहाण य"

આત્મા પોતેજ કર્મનો કર્તા અને સુખ–દુઃખનો ભોક્તા છે. બીજો કરે ને તમે ભોગવો કે તમે કરો ને બીજો ભોગવે તે સુઘટિત નથી, અને તેથીજ આ વિશ્વ ઇશ્વરે કે કોઇએ બનાવ્યું નથી કે તેનો પ્રેરક પણ નથી, કારણ કે રાગદ્વેષથી રહિત થયેલા સિદ્ધ આત્માને સંસારનો સંબંધ રહેવા પામતો નથી.

[૩] **આત્મસંગ્રામઃ** આખા સંસારમાં એક નાનાથી માંડીને મોટા જંતુ સુધી પરસ્પર એક બીજાને ભોગે જીવતા હોય છે. અને એમ સ્વાર્થનાં પારસ્પરિક દ્વંદ્વયુદ્ધો ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં ભિન્ન ભિન્ન રીતે પ્રવર્તી રહ્યાં છે.

જૈનદર્શન કહે છે કે "બહારના બધા સંગ્રામોથી વિરમો. તમારું કલ્યાણ, તમારું હિત, તમારું સાધ્ય એ બધું તમારામાં છે. તમો જે બહાર શોધી રહ્યા છો તે સાવ મિથ્યા વસ્તુ છે. પોતાના કોઇપણ સુખ માટે બીજા સાથેના અત્યાચાર, હિંસા કે યુદ્ધ એ બધાં નકામાં છે." કહ્યું છે કેઃ—

अप्पाणमेव जुज्झाहि किंते जुज्झेण बज्झओ।
अप्पाणमेव अप्पाणं; जइत्ता सुह मेहए ॥ १ ॥

વળી वरं मे अप्पा दंतो संजमेण तवेण य।
माहं परेहिं दम्मंतो बंधणेहिं वहेहिं य ॥ २ ॥

(૧) બહારના યુદ્ધથી શું વળવાનું છે? માટે આંતરિક યુદ્ધ કરો. આત્માના સંગ્રામથીજ સુખ પામી શકશો.

(૨) બહારના વધ કે બંધનથી દમવા કે દમાવા કરતાં સંયમ અને તપથી પોતાનું આત્મદમન કરવું તેજ ઉત્તમ છે.

[૪] કર્મના અચળ કાયદાથી પુનર્જન્મનો સ્વીકાર – જડ, માયા કે કર્મથી મઢોવાયેલું ચૈતન્ય જે જે જાતની ક્રિયા કરે છે તેનું ફળ તેને પોતાનેજ ભોગવવું પડે છે જૈનદર્શન કહે છે કે –

"कडाण कम्माण न मोक्खअत्थि કરેલા કર્મને ભોગવી લીધા વિના કર્મથી છૂટી શકાતું નથી"

કર્મનો કાયદોજ એવો છે કે જ્યાં સુધી તેનું બીજ બળી ન જાય ત્યાંસુધી શુભ કે અશુભરૂપે પરંપરાગત પરિણમન થતું રહેવાનું, અને જ્યાંસુધી કર્મથી સંબંધ રહે ત્યાંસુધી તે જીવાત્માના ભિન્ન ભિન્ન સ્થાને યોજાવાના નિમિત્ત બનવાના અને પુનરાગમન થતુંજ રહેવાનું

મુમુક્ષુ અને તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુએ જે ચાર વસ્તુઓ જ્ઞાત થવી જોઈએ તેજ આ છે, આત્માની ઓળખાણ, વિશ્વનું કારણ, જન્મ–જન્માંતરનું કારણ અને તેનું નિવારણ આ વસ્તુઓનું જ્ઞાન જો યથાર્થ રીતે થાય તો તેને પોતાના ઐહિક જન્મની મહત્તાના સાધનો સાર્થક્ય કરવામાં તે ઉદ્યુક્ત થાય કે નહિ એ કરવી જોઈએ પ્રશ્ન છે પરંતુ દુનિયાના દરેક મહાન ધર્મસંસ્થાપકો અને તત્ત્વવેત્તાઓએ આ મુખ્ય વસ્તુઓને દૃષ્ટિ સમીપેજ રાખીને પૃથક્ પૃથક્ સિદ્ધાન્તો ઘડ્યા છે તથા મુમુક્ષુઓ પ્રતિ વિવિધ પ્રકારના કર્તવ્ય ક્રમ પ્રયોજ્યા છે

ભગવાન મહાવીરના કાળમાં વેદધર્મ પ્રચલિત હતો જો કે તેના વિધિવિધાનોમાં ખૂબ સંકરતા પ્રસરી ગઇ હતી, પરન્તુ એ ધર્મના પ્રચારકો તથા તત્ત્વસંશોધકોની દૃષ્ટિ પણ ઉપર કહી તે ચાર વસ્તુઓ પ્રતિજ હતી એમ સ્મૃતિના આ વાક્યો છે किं कारण ब्रह्म । कुत स्म जाता जीवाम येन क्व च सम्प्रतिष्ठिता । क्व न सुखेतरेपु वर्तामह इति ॥ અર્થાત્–(૧) શું આ વિશ્વનું કારણ બ્રહ્મ છે? (૨) આપણે ક્યાંથી ઉત્પન્ન થયા, શાથી જીવીએ છીએ અને ક્યાં રહ્યા છીએ તથા (૩) શાથી સુખ–દુઃખમાં વર્તીએ છીએ? આ ત્રણે પ્રશ્નાત્મક સ્મૃતિ વાક્યોમાં વિશ્વનું કારણ

આત્માની ઓળખાણ, પૂર્વજન્મ – વર્તમાન જન્મ – પુનર્જન્મનું કારણ અને તેના નિવારણ માટે સુખ–દુઃખના કારણનાં સંશોધન દ્વારા કર્તવ્ય કર્મનું વિધાન : એ ચારે પ્રશ્નો સમાવિષ્ટ થાય છે. વેદધર્મે આ ચારે પ્રશ્નોનું નિરાકરણ કેવી રીતે કર્યું છે અને તેમાં કઈ વિશેષતા—ન્યૂનતા છે એ વિચાર અત્ર વિસ્તારથી કરવો યોગ્ય નથી, તે વિચાર તો ઇતર મહાત્માઓની સાથે જૈન મહાત્માઓએ પણ સૂત્ર ગ્રંથોમાં સારી પેઠે કરેલો છે.

મહાવીરના સમકાલીન બુદ્ધે પણ આજ શ્રેણીને સ્વીકારી મુમુક્ષુ ધર્મનું વિધાન કર્યું છે. જેવી રીતે તત્ત્વ વિચારણાની દૃષ્ટિએ જૈન ધર્મ અને વેદ ધર્મ વચ્ચે મતભેદ છે તેવીજ રીતે બુદ્ધના નિર્ણયો તથા વિધાનો વચ્ચે પણ મતભેદ છે; પરન્તુ તત્ત્વ શ્રેણીનું સામ્યજ અત્ર વક્તવ્ય છે. બ્રહ્મ, આત્મા, પૂર્વજન્મ–પુનર્જન્મ અને તેની કારણ નિવારણની વિચારણા એટલે ઈહલોકનું કર્તવ્ય કર્મ એ બુદ્ધના તત્ત્વ દર્શનની ણી છે. (૧–૨) બુદ્ધ; બ્રહ્મ તથા આત્માના અસ્તિત્વને માન્ય રાખવા ના કહે છે એટલે વિશ્વને અનાદિ તથા આત્માને અવાસ્તવિક માને છે, પરન્તુ (૩) કર્મ વિપાકથી 'નામ રૂપાત્મક દેહને નાશવંત જગતમાં પુનઃ પુનઃ જન્મ લેવો પડે છે એમ સ્વીકારે છે; અને (૪) એ જન્મના ફેરાનું કારણ સમજી લઇને તે કારણ જે વડે નાબૂદ થાય તેવો માર્ગ સ્વીકારવાનું પણ વિધાન કરે છે.

આજ ચારે વસ્તુઓનું નિરાકરણ ભગવાન મહાવીર ઉત્તરાધ્યયનસૂત્રમાં જે પદ્ધતિએ કરે છે અને જે નવનીત કાઢી આપે છે તે આ ઉપોદ્‌ઘાતના પૂર્વાર્ધમાં આ સૂત્રમાંનાજ પ્રમાણો આપીને જે નિષ્કર્ષ કાઢી બતાવ્યો છે તે ઉપરથી જોઇ શકાશે. ભારતના પ્રાચીન તત્ત્વજ્ઞાનની ઉપર્યુક્ત ત્રણ મુખ્ય શાખાઓમાંની જૈનધર્મની મુખ્ય શાખા પ્રમુખ તત્ત્વો વિષે શો નિર્ણય આપે છે તે જાણવાના જિજ્ઞાસુ જૈનો તથા જૈનેતરોને સંતોષવાના હેતુપૂર્વક આ સૂત્રની સૌથી પહેલી પસંદગી અને પ્રસિદ્ધીકરણ કરવામાં આવ્યાં છે.

અનુવાદક

# ઉત્તરાધ્યયનસૂત્ર
## ની
## ઓળખાણ

જૈનના ધાર્મિક ગ્રંથોમાં ઉત્તરાધ્યયનનું સ્થાન અનોખું છે. ઉત્તરાધ્યયન, આવશ્યક, દશવૈકાલિક અને પિણ્ડનિર્યુક્તિ આ ચાર સૂત્રગ્રંથોને જૈનો મૂળસૂત્રરૂપ સામાન્ય સંજ્ઞાથી ઓળખે છે મૂળ સૂત્રો શામાટે કહેવાયા તે પણ જાણવા જેવું છે. શાપેન્ટીયર નામના જર્મન વિદ્વાન એક કલ્પના કરે છે કે આ ગ્રંથોને આવું નામ મળવાનું કારણ એજ કે એ ગ્રંથો " Mahāvīra's own words" (Utt. Su. Introd. P. 32) અર્થાત્ મહાવીરસ્વામીના પોતાનાજ શબ્દો તેમાં ગ્રંથિત થયેલા છે. તેમનું આ વિધાન દશવૈકાલિકને દેખીતી રીતે લાગુ પડી શકતું નથી એમ કહી મૂળ-સૂત્રનો બીજોજ અર્થ Dr. Schubring (ડૉ. શુબ્રિંગ) કરેછે. તેઓ કહે છે કે " સાધુ તરીકેના જીવનની શરૂઆતમાં જે યમનિયમાદિ આવશ્યક છે, તેનો આ ગ્રંથોમાં ઉપદેશ હોઈ આ ગ્રંથોને મૂળસૂત્રો કહેવામાં આવ્યાં હોય " (Work Plahaviras, P, I.). Prof. Guerinot (પ્રો. ગેરીનો) નું માનવું એમ છે કે આ ગ્રંથો " Traite's Originaux,* " અર્થાત્ અસલ ગ્રથો છે, જેના ઉપર અનેક ટીકાઓ, નિર્યુક્તિઓ થઇ છે. ટીકા ગ્રંથનો અભ્યાસ કરતાં આપણે પણ જે ગ્રંથ ઉપર ટીકા કરવી હોય તે ગ્રંથને "મૂળ" ગ્રંથ કહીએ છીએ. વળી જૈન ધાર્મિક ગ્રંથોમાં આ ગ્રંથો ઉપર સૌથી વધારે ટીકા ગ્રંથો છે; આ કારણોથી આ ગ્રંથોને ટીકાઓની અપેક્ષાએ મૂળ ગ્રંથો અથવા " મૂળસૂત્ર " કહેવાની પ્રથા પડી હશે એમ કલ્પી શકાય છે.

---

* La Religion Djaina, P. 79.

ઉત્તરાધ્યયન સૂત્રને પોતાની સંજ્ઞા શીરીતે મળી તે માટે પણ સહેજ મતભેદ પ્રવર્તે છે. Leumann (લ્યુમન) એને "Later readings" અથવા પાછળથી રચાયલા ગ્રંથો માને છે, અને તેના સમર્થનમા જણાવે છે કે આ ગ્રંથ અંગગ્રંથોની અપેક્ષાએ પાછળથી રચાયેલ હોઈ એને "ઉત્તર" એટલે પાછળનો ગ્રંથ કહ્યો છે. પરંતુ ઉત્તરાધ્યયન ઉપરના ટીકા ગ્રંથોમાથી આપણને જાણવાનું મળે છે કે મહાવીરસ્વામીએ તેમના છેલ્લા ચોમાસામાં છત્રીસ અણપૂછ્યા પ્રશ્નોના "ઉત્તર" અર્થાત્ જવાબો આપેલા જે જવાબો આ ગ્રંથના રૂપમાં સંગ્રહીત છે. આ માહિતિ સત્ય માનવાને આપણી પાસે સબળ પ્રમાણો છે, અને 'ઉત્તર' શબ્દનો અર્થ તેમાં પૂર્તિ કરે છે, જેથી એ મત વધારે વજનદાર ગણવામાં કશો વાંધો જણાતો નથી.

ઉત્તરાધ્યયન સૂત્રની નીચે પ્રમાણે આવૃત્તિઓ સુપ્રસિદ્ધ છે:—

૧. Charpentier ની આવૃત્તિ, ઉપોદ્ઘાત, ટીકા, ટિપ્પણ સાથે. (૧૯૨૨). (આ આવૃત્તિ સારામાં સારી છે).

Achieves d' Eludes Orientales માળાનો ૧૮ મો મણકો.

૨. જૈનપુસ્તકોદ્ધાર માળાના મણકા નં. ૩૩, ૩૬, ૪૧.

૩. ઉત્તરાધ્યયન સૂત્ર, વિજયધર્મસૂરિજીના શિષ્ય મુનિશ્રી જયન્તવિજયજી (આગ્રા, ૧૯૨૩-૨૭, ૩ ભાગમાં).

આ ગ્રંથમાં ખરતર ગચ્છના ઉપાધ્યાય કમલસંયમની ટીકા પણ છે.

૪. અંગ્રેજી ભાષાંતર, Jacobi, Sacrad Books of the East માળાનો ૪૫ મો મણકો.

૫. શિવાય ભાવનગર, લિંબડી વગેરે સ્થાનોમાં પ્રસિદ્ધ થયેલ આવૃત્તિઓ છે.

તે બધાં પૈકી આ ગુજરાતી અનુવાદ સૌથી ઉત્કૃષ્ટ છે. ટિપ્પણ, નોંધ અને વાક્યાર્થપ્રધાન ભાષાન્તર પદ્ધતિ એ આ આવૃત્તિની ઉપયોગિતામાં અને મૌલિકતામાં વધારો કરે છે; ભાષાની સરળતા આ આવૃત્તિને લોકભોગ્ય બનાવે છે.

આ ગ્રંથને ૩૬ અધ્યયનો છે, એ પદ્યમાં લખાયેલો છે, અને તેમાં યમનિયમોનું મુખ્યત્વે કરીને નિરૂપણ કરવામાં આવ્યું છે. શિખામણના રૂપમાં સૂત્રાત્મક શિક્ષાવાક્યો, યતિઓને તિતિક્ષા તરફ દોરનાર પ્રેરણાશીલ ભાવભર્યાં કથનો અને જન્મ, ધર્મશિક્ષા, શ્રદ્ધા તથા સંયમરૂપ લાભચતુષ્ટયનો મોક્ષપ્રાપ્તિમાં ઉપયોગ, ખરા સાધુ અને ખોટા સાધુ વચ્ચેનો ભેદ વગેરે વગેરે વિષયો વિશદતાથી નિરૂપ્યા છે. શિવાય નાનાં પણ સુંદર ઉદાહરણો વિષયને સરળ કરવાને મૂકેલાં ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે. ચોરનું ઉદાહરણ, રથ હાંકનારનું ઉદાહરણ ( અધ્ય. ૬, શ્લો. ૩ ), ત્રણ વેપારીની વાત ( અધ્યયન ૭ મું શ્લો. ૧૪–૧૬ ), વગેરે ટુચકાઓ કુન્દનમાં ગોઠવેલા હીરાની માફક ચળકી રહે છે. **નમિનાથ સ્વામી** ની વાર્તા અહીં પહેલીજ વખત કહેવામાં આવે છે. આ શિવાય સંવાદો એ આ ગ્રંથની વિશેષતા છે નમિનાથનો સંવાદ આપણને બુદ્ધગ્રન્થ સુત્તનિપાતમાંની પ્રત્યેક બુદ્ધની વાર્તાને યાદ કરાવે છે. હરિકેશ અને બ્રાહ્મણનો સંવાદ ધાર્મિક ક્રિયા અને ધાર્મિક વૃત્તિના બલાબલનો ખ્યાલ આપે છે; પુરોહિત અને તેના પુત્રોનો સંવાદ સાધુ જીવન કરતાં ગૃહસ્થ જીવન કેટલે અંશે ન્યૂન છે તે પ્રતિપાદન કરે છે. આ સંવાદ મહાભારત તેમજ બૌદ્ધ જાતકમાં પણ અમુક ફેરફાર સાથે જોવામાં આવે છે એ પુરવાર કરે છે કે ઉત્તરાધ્યયન સૂત્રના કેટલા જૂના ભાગોમાંનો એ એક છે, આ ગ્રન્થનું આઠમું અધ્યયન કાપિલીય ( સં. **कापिलीयम्** અર્થાત *કપિલનું ) કહેવાય છે, અને શાન્તિસૂરિની ટીકામાં કાસ્યપસુત

---

* સાંખ્યશાસ્ત્રના પ્રવર્તક કપિલને આ કપિલ સાથે કશો સંબંધ નથી.

કપિલની વાર્તા પણ આપવામા આવી છે જે બ્રાહ્મણ ગ્રથોમાના કપિલના ઇતિહાસને ઘણે અંગે મળતી આવે છે, બાવીસમા અધ્યયનમા શ્રીકૃષ્ણની વાર્તા છે તે પણ અનેક દૃષ્ટિએ આકર્ષક છે પરતુ જૈનધર્મના ઇતિહાસ માટે ઉપયોગી નવ્વુ તો ૨૩ મા અધ્યયનમા છે, પાર્શ્વનાથ અને મહાવીરના શિષ્યોના સવાદનો એ પ્રસગ છે, અને તે સંવાદમાથી મૂળ પાર્શ્વપ્રવર્ત્ત જૈન કયો હતો અને મહાવીર તેમા શા શા સુધારા કર્યા તેનો કંઈક અને તેનાથી ખ્યાલ આવે છે ઉત્તરાધ્યયન (અ ૨૫)નું વસ્તુ **धम्मपद ( उदान १ )** ની સાથે મળતુ આવે છે ખરો બ્રાહ્મણ કોને કહેવો એ વસ્તુ ઉપર આ અધ્યયનમા કેટલાક સુદર સૂત્રો મૂકેલા છે, આ પ્રમાણે આ ગ્રથની વસ્તુ છે

ઉપર જણાવી ગયા પ્રમાણે આ ગ્રથ ઉપર ઘણી ટીકાઓ થઇ છે, અને જૂનામા જૂની ટીકાઓ પણ આ મૂળસૂત્રો ઉપરજ મળી આવે છે, આમ હોવાથી ઉત્તરાધ્યયનની ટીકાઓ વિશે થોડો ઉલ્લેખ અહીં નહી જવો ન જોઇએ.

સૌથી જૂની ટીકા ભદ્રબાહુની છે, જે નિજ્જુત્તિ ( स निर्युक्ति ) ને નામે ઓળખાય છે આ ટીકા બધી ટીકાઓ કરતા ઉપયોગી ગણાય છે કારણ કે તેમા જૈન ધર્મ વિશે જૂની માહિતિ ખૂબ મળી આવે છે પછીની ટીકાઓ દશમા શતકમાં લખવામા આવેલી, તેમા શાન્તિસૂરિનો ભાવવિજય અને દેવેન્દ્રગણિની ( સન ૧૦૭૩ ) ટીકા મુખ્ય ગણાય છે. આ બન્ને વ્યક્તિઓ જૈનશાસનના અલકારરૂપ અને પ્રખર વિદ્વાનો હતા તેથી તેની ટીકાઓમા ઠેકાણે ઠેકાણે શાસ્ત્રાર્થ અને ખડન-મડનની ઝલક જોવામા આવે છે.

ભાષા શાસ્ત્રની દૃષ્ટિએ તપાસતા ઉત્તરાધ્યયન સૂત્રની ભાષા ઘણીજ જૂની છે, અને જૈનઆગમમાં જે ગ્રથોમા સૌથી જૂની

ભાષા સંગ્રહીત થઈ છે તે પૈકી આ ગ્રંથ પણ એક છે, જૈન શાસનમાં સૌથી જૂની ભાષા આયારાંગ (सं. आयाराङ्ग) માં છે; ત્યારપછી જૂની સુયગડાંગ (सं. सूत्रकृदङ्ग) માં છે, અને ત્રીજેજ સ્થાને ઉત્તરાધ્યયન સૂત્ર આવે છે, એમ ભાષા શાસ્ત્રીઓ માને છે.

આ પ્રમાણે ઉત્તરાધ્યયનની સમાલોચના સ્થૂળ નિર્દેશોથી કરવાનો ઉપક્રમનો પ્રયત્ન છે; વિદ્વાનો તેમા સ્ખલનો જુએ તો ક્ષમા આપે, એજ અભ્યર્થના.

ત્ર્યં. નં. દવે; એમ. એ., બી. ટી.,
પી એચ. ડી. [ લંડન ]
પ્રોફેસર, ગુજરાત કોલેજ, અમદાવાદ.



## સૂચના

૧ કાળા અક્ષરોમાં ઉપર આપેલી નોંધ અધ્યયનનો પૂર્વરંગ સૂચવવા માટે છે.

૨ શ્લોકની નીચે નાના અક્ષરોમાં અપાતી નોંધ શ્લોકનું હાર્દ સમજાવવા માટે આપી છે.

૩ કાળા મોટા અક્ષરોમા શ્લોક ઉપર અપાયેલા શબ્દો નીચે શું આવે છે તે દર્શાવવા માટે છે.

૪ સામાન્ય અક્ષરોમાં છપાયેલું લખાણ અર્ધમાગધી મૂળનું ગુજરાતી અનુવાદન છે.

૫ દરેક અધ્યયનની નીચે નાના અક્ષરોમાં અપાતી નોંધ એ અધ્યયનનો સાર બતાવવા પૂરતી છે.

# અ નુ ક્ર મ ણિ કા




અધ્યયન પૃષ્ઠ

૧ વિનયશ્રુત. ૩

વિનીતનાં લક્ષણ–અવિનીતના લક્ષણ અને તેનું પરિણામ–સાધકનું કઠિન કર્તવ્ય–ગુરુધર્મ–શિષ્યશિક્ષા–ચાલતાં, ઊઠતા, બેસતાં તથા ભિક્ષા લેવા જતા ભિક્ષુનું વર્તન.

૨ પરિષહ ૧૧

ભિન્નભિન્ન સ્થિતિમાં ભિન્નભિન્ન પ્રકારનાં આવી પડેલાં આકસ્મિક સંકટોમાં સહિષ્ણુતા અને શાંતિ ભિક્ષુએ કેવી રીતે જાળવવાં તેનો સ્પષ્ટ ઉલ્લેખ.

૩ ચતુરંગીય. ૨૧

મનુષ્યત્વ–ધર્મશ્રવણ–શ્રદ્ધા–સંયમમાં પુરુષાર્થ કરવો. એ ચારે આત્મવિકાસનાં અંગોનો ક્રમપૂર્વક નિર્દેશ–સંસાર ચક્રમાં ફરવાનું કારણ–ધર્મ કોણ પાળી શકે?–શુભ કર્મનું સુંદર પરિણામ.

૪ અસંસ્કૃત. ૨૬

જીવનની ચંચળતા–દુષ્ટ કર્મનું દુઃખદ પરિણામ–કર્મનો કર્તા હોય તેજ કર્મનો ભોક્તા–પ્રલોભનમાં જાગૃતિ–સ્વચ્છંદના નિરોધમાંજ મુક્તિ.

૫ અકામમરણીય. ૩૦

અજ્ઞાનીનું ધ્યેય શૂન્ય મરણ–ક્રૂર કર્મ કરનારનો પ્રલાપ-ભોગની આસક્તિનું દુષ્પરિણામ–બન્ને પ્રકારના રોગોની ઉત્પત્તિ–મરણ સમયે દુરાચારીની સ્થિતિ–ગૃહસ્થ સાધકની યોગ્યતા–સાચા સંયમનું પ્રતિપાદન–સદાચારીની ગતિ–દેવગતિના સુખનું વર્ણન–સંયમીનું સફળ મૃત્યુ.

૬ ક્ષુલ્લક નિર્ગ્રંથ. ૩૭

ધન, સ્ત્રી, પુત્ર કે પરિવાર, કર્મથી પીડાતાને શરણભૂત થતાં નથી–બાહ્ય પરિગ્રહનો ત્યાગ–જગત માત્રના જીવો પર મિત્ર ભાવ–વાણી અને શાસ્ત્રવિદ્યા વર્તન વગરનાં નકામા છે–સંયમીની પરિમિતતા.

૭ એલક. ૪૧

ભોગી અને બકરાનો સમન્વય–અધમગતિમાં જનારનાં વિશિષ્ટ લક્ષણો–લેશમાત્ર ભૂલનુ અતિ દુઃખદ પરિણામ–મનુષ્ય જીવનનું કર્તવ્ય–કામભોગોની ચંચળતા.

૮ કાપિલિક ૪૭

કપિલમુનિનું પૂર્વ જીવન–શુભ ભાવનાના અંકૂરને લીધે પતનમાંથી વિકાસ–ભિક્ષુકોને માટે તેમનો ઉત્તમ ઉપદેશ–સૂક્ષ્મ અહિંસાનુ સુંદર પ્રતિપાદન–જે વિદ્યા દ્વારા ભિક્ષુનુ પતન થાય તે વિદ્યાનો ત્યાગ–લોભનું પરિણામ–તૃષ્ણાનું આબેહૂબ ચિત્ર–સ્ત્રી સંગનો ત્યાગ.

૯ નમિપ્રવ્રજ્યા ૫૩

નિમિત્ત મળતા નમિરાજાનુ અભિનિષ્ક્રમણ–નમિરાજાના ત્યાગથી મિથિલામાં થયેલો હાહાકાર–શક્રેન્દ્ર સાથે તાત્વિક પ્રશ્નોત્તરો અને સુંદર સમાધાન.

૧૦ દ્રુમપત્રક. ૬૪

વૃક્ષના જીર્ણ પાદડા સાથે જીવનની સરખામણી–જીવનની ઉત્ક્રાંતિનો ક્રમ–મનુષ્યજીવનની દુર્લભતા–ભિન્નભિન્ન સ્થાનોમાં ભિન્નભિન્ન આયુષ્ય સ્થિતિનું પરિમાણ–ગૌતમને ઉદ્દેશી ભગવાન મહાવીરે આપેલો અપ્રમત્તતાનો ઉપદેશ–પરિણામે ગૌતમના જીવન પર થયેલી અસર અને તેમનું અંતિમ નિર્વાણ

૧૧ બહુશ્રુતપૂજ્ય. ૭૩

જ્ઞાની અને અજ્ઞાનીના લક્ષણ–સાચા જ્ઞાનીની મનોદશા–જ્ઞાનનું સુંદર પરિણામ–જ્ઞાનીની સર્વોચ્ચ ઉપમા.

૧૨ હરિકેશીય. ૭૯

જાતિવાદના ખંડન–જાતિમદનું દુષ્પરિણામ–તપસ્વીની ત્યાગ દશા–શુદ્ધ તપશ્ચર્યાનો દિવ્ય પ્રભાવ–સાચી શુદ્ધિ શામાં?

૧૩ ચિત્તસંભૂતીય. ૯૧

સંસ્કૃતિ અને જીવનનો સંબંધ–પ્રેમનું આકર્ષણ–ચિત્ત અને સંભૂતિ એ બન્ને ભાઈઓનો પૂર્વ ઇતિહાસ–સહજ વાસનાને માટે આપવો પડેલો ભોગ–પુનર્જન્મ શાથી?–પ્રલોભનના પ્રબળ નિમિત્તમાં ત્યાગીની દશા–ચિત્ત અને સંભૂતિનું પરસ્પર મિલન–ચિત્તમુનિનો ઉપદેશ.

૧૪ ઈષુકારીય. ૧૦૪

ઋણાનુબંધ કોને કહેવાય? ૭ સાથીદારોનું પૂર્વજીવન અને ઈષુકાર નગરમાં પુનર્મિલન–સંસ્કારની સ્ફુરણા–પરંપરાગત માન્યતાની જીવનપર અસર–ગૃહસ્થાશ્રમ શા માટે?–સાચા વૈરાગ્યની કસોટી–આત્માની નિત્યતાનો સચોટ ખ્યાલ–આખરે છએનાં પરસ્પરના નિમિત્તથી સંસાર ત્યાગ ને અંતિમ મુક્તિ.

૧૫ સભિક્ષુ. ૧૧૮

આદર્શ ભિક્ષુ કોણ? તેનું સ્પષ્ટ અને હૃદયસ્પર્શી વર્ણન.

૧૬ બ્રહ્મચર્ય સમાધિનાં સ્થાનો. ૧૨૩

મન, વચન અને કાયાથી બ્રહ્મચર્ય શી રીતે પાળી શકાય તેનાં દશ પથ્યો–બ્રહ્મચર્ય શા માટે?–બ્રહ્મચર્ય પાલનનું ફળ શું?–તેનાં વિસ્તૃત વર્ણન.

૧૭ પાપશ્રમણીય. ૧૩૨

પાપી શ્રમણ કોને કહેવાય?–શ્રમણ જીવનને પતિત કરનાર સૂક્ષ્માતિસૂક્ષ્મ દોષોનું પણ ચિકિત્સા પૂર્ણ વર્ણન.

૧૮ સંયતીય. ૧૩૮

કાપિન્યનગરના સંયતિરાજાનું મૃગયા માટે ઉદ્યાન ગમન–મહજ લહેર કરવા જતા આવી પડેલો પશ્ચાત્તાપ–ગર્દભાલી મુનિના સમાગમથી થયેલી અસર–સંયતિરાજાનો ગૃહત્યાગ–સંયતિ તથા ક્ષત્રિયમુનિનો સમાગમ–જૈનશાસનની ઉત્તમતા શામાં ?–શુદ્ધ અંતઃકરણથી થયેલું પૂર્વજન્મનું સ્મરણ–ચક્રવર્તી જેવા મહાસમૃદ્ધિવાન જીવાત્માઓએ આત્મવિકાસ માટે આદરેલો ત્યાગ અને તેના અનેક પુરુષોના આપેલા સચોટ દૃષ્ટાંતો

૧૯ મૃગાપુત્રીય ૧૫૨

સુગ્રીવનગરના બળભદ્ર રાજાના તરુણ કુમાર મૃગાપુત્રનો ભોગ પ્રસંગમાં એક મુનિને જોવાથી સ્ફુરેલો વૈરાગ્ય–પુત્રનું કર્તવ્ય–માતાપિતાનું વાત્સલ્ય–ત્યાગ માટે આજ્ઞા લેતા થયેલી પારસ્પરિક તાત્ત્વિક ચર્ચા–પૂર્વભવે અધમગતિમાં ભોગવેલી વેદનાનું વર્ણન–આદર્શ ત્યાગ

૨૦ મહાનિર્ગ્રંથીય ૧૬૮

શ્રેણિક મહારાજા અને અનાથીમુનિનો આશ્ચર્યકારક સંયોગ–અશરણ ભાવના–અનાથતા અને સનાથતાનું બયાન–કર્મનો કર્તા તથા ભોક્તા આત્માજ છે તેની પ્રતીતિ–આત્મા પોતેજ પોતાનો શત્રુ તથા મિત્ર છે–સંતના સમાગમથી મગધપતિને ઉપજેલો આનંદ

૨૧ સમુદ્રપાલીય ૧૭૯

ચંપાનગરીમાં રમતા ભગવાન મહાવીરના શિષ્ય પાલિતનું ચરિત્ર–તેના પુત્ર સમુદ્રપાલને એક ચોરની દશા જોતાંજ ઉદ્‌ભવેલો વૈરાગ્ય–તેમની અડગ તપશ્ચર્યા–ત્યાગનું વર્ણન

૨૨ રથનેમીય. ૧૯૫

અરિષ્ટનેમિનું પૂર્વજીવન—તરુણવયમાં યૌવન સ્વાગની જાગૃતિ—સહજ નિમિત્તથી પરણવા જતાં ઉત્પન્ન થયેલો વૈરાગ્ય—સ્ત્રીરત્ન રાજીમતીનું અભિનિષ્ક્રમણ—રથનેમિ અને રાજીમતીનું આકસ્મિક એકાંતમાં મિલન—રથનેમિની જાગ્રત થયેલી વાસના—રાજીમતીની અડગતા—પ્રબળ પ્રલોભનમાંથી રથનેમિનો ઉદ્ધાર—સ્ત્રીશક્તિનું જ્વલંત દૃશ્ય

૨૩ કેશિગૌતમીય ૧૯૭

શ્રાવસ્તીનગરીમાં મહામુનિ કેશીશ્રમણ અને જ્ઞાની ગૌતમનું મિલન—ગંભીર પ્રશ્નોત્તર—કેશી મહારાજની કાર્યદક્ષતા—સમયનો સાદ—પરસ્પરના સમાગમથી પરિષદમાં વ્યાપી રહેલો આહ્લાદ.

૨૪ સમિતિઓ ૨૧૬

આઠ પ્રવચન માતાઓનું વર્ણન—ભિક્ષુની તે માતાનું વાત્સલ્ય—સાવધાની અને સંયમનું સંપૂર્ણ વર્ણન—કેમ ચાલવું, બોલવું, આજીવિકા મેળવવી, વ્યવસ્થા જાળવવી—મન, વચન અને કાયાનો સંયમ કેમ જાળવવો તેનું સંપૂર્ણ બયાન

૨૫ યજ્ઞીય ૨૨૪

યાજક કોણ?—યજ્ઞ કયો?—અગ્નિ કયો?—બ્રાહ્મણ કોને કહેવાય?—વેદનું રહસ્ય—સાચો યજ્ઞ—જાતિવાદનું ખંડન—કર્મવાદનું મંડન—શ્રમણ, મુનિ અને તાપસ કોને કહેવાય?—સંસારની ચિકિત્સા—સાચા ઉપદેશની અસર.

૨૬ સમાચારી ૨૩૨

સાધક ભિક્ષુની દિનચર્યા—તેના દશ પ્રકારોનું વર્ણન—ત્રીણ-વટથી આખા દિવસનો વર્ણવેલો સુંદર કાર્યક્રમ—સમયને ઓળખી કાર્ય કરવાની શિખામણ—એક સામાન્ય ક્રિયામાં પણ સાધકોને જાગૃત રાખવાની તાલાવેલી—દિવસ તથા રાત્રિનો સમય ઘડીયાળ વિના જાણવાની પદ્ધતિ.

૨૭ ખલુંકીય ૨૪૪
ગણધર ગાર્ગ્યનું સાધક જીવન–ગળિયા બળદ જેવા શિષ્યોની જીવનસમીક્ષા–સ્વચ્છંદતાનું પરિણામ–શિષ્યોની આવશ્યકતા ક્યાં સુધી?–આખરે ગણધર ગાર્ગ્યે સ્વીકારેલો આત્મોન્નતિનો સાચો માર્ગ–તેમાં પ્રગટ થતી નિરાસક્તિ.

૨૮ મોક્ષમાર્ગ ગતિ. ૨૪૯
મોક્ષમાર્ગનાં સાધનોનું સ્પષ્ટ વર્ણન–જગતના બધાં તત્ત્વોના તાત્ત્વિક લક્ષણો–આત્મવિકાસનો માર્ગ સરળતાથી શી રીતે મળે? તેનું વર્ણન.

૨૯ સમ્યક્ત્વ પરાક્રમ. ૨૫૭
જિજ્ઞાસાની સામાન્ય ભૂમિકાથી માંડીને અંતિમ સાધ્ય (મોક્ષ) પામવા સુધીની બધી ભૂમિકાઓનું બહુ સરસ અને સચોટ વર્ણન–ઉત્તમ પ્રકારના તોતેર ગુણોનું વર્ણન અને તેના ફળનો નિર્દેશ.

૩૦ તપોમાર્ગ. ૨૭૮
કર્મરૂપી કાષ્ઠને બાળવાની અગ્નિ કઈ?–તપશ્ચર્યાનું વૈદિક, વૈજ્ઞાનિક અને આધ્યાત્મિક એમ ત્રણે દૃષ્ટિએ થયેલું નિરીક્ષણ–તપશ્ચર્યાના ભિન્નભિન્ન પ્રકારના પ્રયોગોનું વર્ણન અને તે દ્વારા થતી શારીરિક અને માનસિક અસર.

૩૧ ચરણવિધિ. ૨૮૧
સદ્બોધની શાળા તરીકે બતાવેલા સંસારની વસ્તુ માત્રમાં કેટલીક જાણવા લાયક, કેટલીક ત્યાગવા લાયક અને કેટલીક ગ્રહણ કરવા લાયક હોય છે–અહીં એકથી માંડીને ક્રમથી તેત્રીસ પ્રકારની વર્ણવેલી વસ્તુઓ–ઉપયોગ એજ ધર્મ.

૩૨ પ્રમાદસ્થાન. ૨૯૦
પ્રમાદના સ્થાનોનું ચિકિત્સાપૂર્ણ વર્ણન–વ્યાપી રહેલા દુઃખની મુક્તિના ઉપાય–તૃષ્ણા, મોહ અને લોભનો જન્મ

શાથી ?–રાગ અને દ્વેષનુ મૂળ શુ ?–ઇંદ્રિયો તથા મનના
અસંયમનુ પરિણામ–મુમુક્ષુને બતાવેલી ત્યાગ દિશા

૩૩ કર્મ પ્રકૃતિ ૩૦૯

જન્મમરણના દુ ખનુ મૂળ–આઠે કર્મોના નામ, ભેદ, સ્થિતિ
અને પરિણામનુ સંક્ષિપ્ત છતા ચિંતનીય વર્ણન

૩૪ લેશ્યા ૩૧૫

સૂક્ષ્મ શરીરના ભાવો અથવા શુભાશુભ કર્મોનુ પરિણામ–
છ લેશ્યાઓના નામ, રંગ, રસ, ગંધ સ્પર્શ, પરિણામ,
લક્ષણ, સ્થાન, સ્થિતિ, ગતિ, આયુ ય, વગેરે સમસ્ત પ્રકારોનુ
વિસ્તૃત વર્ણન– કયા કયા દોષો અને કયા કયા ગુણોથી
અસુંદર અને સુંદર ભાવોનુ થવાપણુ–સ્થૂળ ક્રિયામાથે સૂક્ષ્મ
મનનો સંબંધ–કનુષિત કે અપ્રસન્ન મનની આત્મા પર થતી
મારીમારી અમર–મૃત્યુ પહેલા જીવન કાયના ફળનો દેખાવ

૩૫ અણગારાધ્યયન. ૩૨૫

ગૃહસ્થાશ્રમના મોહ–ભયગીની જવાબદારી–ત્યાગની સાવધાન-
તા–પ્રલોભન અને દોષના નિમિત્તમા સમાનતા કેમ જળવી
શકે ?–નિરાસક્તિની વાસ્તવિકતા–શરીરમમત્વનો ત્યાગ

૩૬ જીવાજીવ વિભક્તિ ૩૩૦

સંપૂર્ણ લોકના પદાર્થોનુ વિસ્તૃત વર્ણન–મુક્તિની યોગ્યતા
–સંસારનો પ્રતિહાસ–શુદ્ધ ચૈતન્યની સ્થિતિ–ઇશ્વર સંસારમા
આવે કે ?–સંસારી જીવોનુ પૃથક્ પૃથક્ ગતિઓમા આપેલુ
વર્ણન–એકેન્દ્રિય, બેઇંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય
જીવોના ભેદપ્રભેદોનુ વર્ણન–જડ પદાર્થોનુ વર્ણન–ભિન્ન
ભિન્ન આયુ યસ્થિતિ–જીવાત્મા પર મનની થતી અસર–
અકળ અને સકળ મૃત્યુ સાધવાની સ્તુતિ તેમજ સુંદર
ભાવનાનુ વર્ણન આ બધુ મહાભગવાન મહાવીરની થયેલી
મુક્ત દશા ઇત્યાદિ ૩૬૪

જેને છે મૃત્યુથી મૈત્રી, જે જાણે મરવું નથી;
મૃત્યુથી જે છૂટી ભાગે, તે મુએ સુખથી ભલે.

*　　　*　　　*

પ્રતિમાસે મદા આપે, જે દશ લાખ ધેનને,
તેનાથી સંયમી શ્રેષ્ઠ, ભલે આપે ન કિંચન.

*　　　*　　　*

લડો સૌ આત્મસંગ્રામે, બીજાં સંગ્રામ શા કરો ?
શુદ્ધાત્માથી દુરાત્માને, જીતીને સુખ મેળવો.

# વિનયશ્રુત

૧

વિનયનો અર્થ અહીં અર્પણતા છે. જૈનદર્શનના સિદ્ધાંત પ્રમાણે પરમાત્મા પ્રત્યે અર્પણતા બજાવવાની હોય છે ત્યારે તે ભક્તિ કહેવાય છે. પરંતુ જ્યારે તે ગુરુજન તરફ બજાવવાની હોય છે ત્યારે તે સ્વધર્મ કે સ્વકર્તવ્ય તરીકે ગણાય છે. આ અધ્યયનમાં ગુરુને ઉદ્દેશી, શિષ્ય અને ગુરુના પારસ્પરિક ધર્મો બતાવેલા છે.

અર્પણતાથી અહંકારનો લય થાય છે. અહંકારના નાશ થયા વિના આત્મશોધન થઈ શકતાં નથી. અને આત્મશોધનના માર્ગ વિના શાંતિ કે સુખ નથી. સૌ કોઇ જિજ્ઞાસુને અવલંબન (સત્સંગ)ની આવશ્યકતા હોયજ છે.

ભગવાન બોલ્યા—

[૧] સંયોગથી વિશેષે કરીને મૂકાયેલા અને ઘરબારના બંધનથી છૂટેલા ભિક્ષુના વિનયને પ્રકટ કરીશ. તમે ક્રમપૂર્વક મને સાંભળો.

નોંધઃ—સંયોગ એટલે આસક્તિ. આસક્તિ છૂટે ત્યારેજ જિજ્ઞાસા જાગે. જિજ્ઞાસા જાગે એટલે ઘરબારનું મમત્વ છૂટી જાય. આવી ભાવના શું આપણે જીવનમાં નથી અનુભવતા ?

[૨] જે આજ્ઞાને પાળનાર, ગુરુની નિકટ રહેનાર અને ઇંગિત તથા આકાર (મનોભાવ તથા મુખાદિના આકાર)ને જાણનાર હોય તે વિનીત કહેવાય છે.

**નોંધઃ**—આજ્ઞાપાલન, પ્રીતિ અને વિચક્ષણતા. આ ત્રણે ગુણો અર્પણતામા હોવા જોઇએ. નિકટનો અર્થ પાસે રહેવું તેટલોજ નથી પણ હૃદયમાં સ્થાન જમાવવું તે છે

[૩] આજ્ઞાનુ ઉલ્લંઘન કરનાર, ગુરુજનોના હૃદયથી દૂર રહેનાર, શત્રુસમાન (વિરોધી) અને અવિવેકી પુરુષ અવિનીત કહેવાય છે.

[૪] જેમ સડેલી કૂતરી સર્વસ્થળેથી અપમાન પામે છે એમ શત્રુ જેવો, વાચાળ અને દુરાચારી (સ્વચ્છંદી) સર્વસ્થળેથી તિરસ્કાર પામે છે.

[૫] ભૂંડ સુંદર અનાજના ડૂંડાંને છોડીને વિષ્ટાને ખાવું પસંદ કરે છે. તેમ સ્વચ્છંદી મૂર્ખ સદાચાર છોડી સ્વચ્છંદે વિચરવામાંજ આનંદ માને છે.

[૬] કૂતરું, ભૂંડ અને મનુષ્ય, એ ત્રણે દૃષ્ટાન્તોના ભાવને સાંભળીને પોતાનું હિત ઇચ્છનાર મનુષ્ય વિનય માર્ગમાં પોતાના મનને સ્થાપે.

[૭] આ ઉપરથી મુમુક્ષુ અને સત્સંશોધકે વિનયની વિવેકપૂર્વક આરાધના કરવી અને સદાચાર વધારતા જવું. આમ કરવાથી તે કોઈ સ્થળે નાસીપાસ (તિરસ્કૃત) થશે નહિ.

૮] અતિ શાન્ત થવું અને મિત્રભાવે જ્ઞાનીજનો પાસે ઉપયોગી સાધનો શીખવા. નિરર્થક વસ્તુઓને તો છોડીજ દેવી.

[૯] મહાપુરુષોની શિક્ષાથી મૂર્ખની પેઠે કુપિત ન થવું, શાણા થઇ સહનશીલતા રાખવી. હલકા મનના માણસોનો સંગ ન કરવો. હાસ્ય અને ગમ્મતો પણ છોડી દેવી.

**નોંધઃ**—મહાપુરુષો જ્યારે શિખામણ આપતા હોય ત્યારે કેમ વર્તવું ? તે બિના ઉપરની ગાથામાં છે.

[૧૦] ચંડાલનું કર્મ (કોપ) ન કરવું અને બહુ પ્રલાપ પણ ન કરવો. સમય પ્રમાણે શિક્ષણ કે ઉપદેશ મેળવીને પછી એકાંતમાં તે શબ્દોનું ચિંતન કરવું.

[૧૧] ભૂલથી ચંડાલ કર્મ થઈ જાય તો તેને કદી છુપાવવું નહિ, જે દોષ થઇ ગયો હોય તે ગુરુજન પાસે કબૂલ કરી લેવો. જો પોતાની ભૂલ ન થઇ હોય તો તેનો ખુલાસો કરી દેવો.

નોંધઃ–ચંડાલકર્મ એટલે દુષ્ટકર્મ. તેમાં અન્યાય, અધર્મ, અકર્તવ્ય કે કોપ, કપટ અને વિષયનો સમાવેશ થાય છે.

[૧૨] ગળિયો ઘોડો (કે પુંછડેલ બળદ) વારંવાર ચાબુક માગે છે. તેમ વારંવાર મહાપુરુષોની શિક્ષા ન માગવી. પરંતુ ચાલાક ઘોડો જેમ ચાબુક જોતાંજ ઠેકાણે આવે છે તેમ મુમુક્ષુએ પાપકર્મને ભાન થતાંજ છોડી દેવું.

[૧૩] સત્પુરુષોની આજ્ઞાને તરછોડનાર અને કઠોર વચન કહેનાર કેટલાક દુરાચારી શિષ્યો કોમળ ગુરુને પણ ક્રોધી બનાવે છે. અને અંતઃકરણને ઓળખી અનુસરતા કેટલાક ચાલાક વિનીત શિષ્યો ખરેખર ક્રોધી ગુરુને પણ શાન્ત કરી મૂકે છે.

નોંધઃ–ગુરુ કે શિષ્ય બન્ને સાધક દશામાં હોઈ ભૂલને પાત્ર છે. પરંતુ અહીં શિષ્ય કર્તવ્યજ બતાવ્યું છે.

[૧૪] પૂછ્યા સિવાય ઉત્તર ન આપવો. પૂછે તો ખોટું ન બોલવું. ક્રોધને શાંત કરી અપ્રિય વાતને પણ પ્રિય બનાવવી.

[૧૫] પોતાનો આત્માજ દમવો જોઇએ, કારણ કે આત્મા એજ દુર્દમ્ય છે. આત્મદમન કરવાથી આ લોક અને પરલોકમાં પણ સુખી થવાય છે.

[૧૬] "તપ અને સંયમથી મારા આત્માને દમવો તેજ ઉત્તમ છે. હું બીજાં બંધનો કે મારથી રખે દમાઉં!"

**નોંધઃ**—આ શ્લોક સ્વયં આપણા પર ઉતારવાનો છે. સંયમ અને તપથી શરીરનું દમન થાય છે તે સ્વતંત્ર હોય છે. પણ અસંયમ અને સ્વચ્છંદથી ઉપસ્થિત થતું દમન પરતંત્ર અને તેથી વધુ દુઃખદ થઈ પડે છે.

[૧૭] વાણી કે કર્મથી, છાની રીતે કે પ્રકટરૂપે કદીપણ જ્ઞાનીજનો (ગુરુજનો) સાથે વેર ન કરવું.

## મહાપુરુષો પાસે બેસવાની શિષ્ટતા બતાવે છે.

[૧૮] ગુરુજનોની પીઠ પાસે કે આગળ પાછળ ન બેસવું. તેમ એકદમ પાસે બેસી પગ સાથે પગ ન અડાડવા. વળી શય્યા કે પોતાના આસન પર બેસીનેજ પ્રત્યુત્તર ન આપવો.

[૧૯] ગુરુજનોની પાસે પગ પર પગ ચડાવી ન બેસવું કે પગના ગોઠણ છાતી પાસે રાખી હાથ બાંધી ન બેસવું પગ ફેલાવીને પણ ન બેસવું.

[૨૦] આચાર્ય બોલાવે તો કદી મીઢ (મૌન) ન થવું. મુમુક્ષુ અને ગુરુકૃપાના ઇચ્છુકે તુરતજ તેમની પાસે જવું

[૨૧] આચાર્ય ધીમે કે જોરથી બોલાવે ત્યારે કદી પણ બેસી ન રહેતાં વિવેકપૂર્વક પોતાનું આસન છોડીને ધીર પુરુષે તેમની પાસે જઈને સાંભળવું.

[૨૨] શય્યામાં કે આસને રહીને કદી પૂછવું નહિ ગુરુપાસે આવી હાથજોડી નમ્રતાપૂર્વક બેસી કે ઉભા રહીને સમાધાન કરવું

[૨૩] આવા વિનયી શિષ્યને સૂત્રવચન અને ભાવાર્થ બન્ને વસ્તુ અધિકાર મુજબ ગુરુએ સમજાવવી. (એ ગુરુધર્મ છે)

## ભિક્ષુઓએ વ્યવહાર કેવો રાખવો તે બતાવે છે.

[૨૪] ભિક્ષુએ ખોટું ન બોલવું કે નિશ્ચયાત્મક વચનો ન કહેવાં. ભાષાના દોષને છોડી દેવો અને કપટને પણ છોડી દેવું.

[૨૫] પુછે તો સાવદ્ય (દુરિત) ન કહેવુ પોતાના સ્વાર્થને માટે બીજાને માટે કે કોઈ બીજા કારણોથી નિરર્થક અને મર્મવાળુ વચન ન બોલવુ

[૨૬] બ્રહ્મચારીએ એકાંતના ઘર પાસે, લુહારની કોઢ કે અયોગ્ય સ્થાન ઉપર કે બે વગની વચ્ચે, તેમજ મોટા રસ્તા પર એકના એકલી સ્ત્રી સાથે ન ઉભા રહેવુ કે ન વાર્તાલાપ કરવો.

નોધ--બ્રહ્મચર્ય એ તો મુમુક્ષુનું જીવનવ્રત છે. એટલે તેનો વ્યવહાર કેવો હોય તે અહી બતાવ્યુ છે

[૨૭] "મહાપુરુષો મને ઠંડા ઠપકાથી કે કઠોર વાણીથી જે શિક્ષા કરે છે, તે (મારુ સદ્ભાગ્ય છે) મને બહુ લાભદાયક છે" એમ માનીને વિવેકપૂર્વક તેનુ પાલન કરવુ

[૨૮] શિખામણ કઠોર અને કઠિન હોવા છતા દુષ્કૃતને દૂર કરનાર છે, તેથી શાણા સાધક તેને હિતકારી માને છે પણ અસાધુ જનને તે દ્વેષ કરાવનારુ નીવડે છે

[૨૯] નિર્ભય અને ડાહ્યા પુરુષો કઠોર શિક્ષાને પણ ઉત્તમ ગણે છે, જ્યારે ક્ષમા અને શુદ્ધિ કરનારુ હિત વાક્ય પણ મૂઢપુરુષોને દ્વેષનું નિમિત્ત બની જાય છે

[૩૦] ગુરુથી ઉચુ ન હોય તેવુ કે કચકચાટ ન થાય તેવા સ્થિર આસન પર બેસવુ. ખાસ કારણ સિવાય ત્યાથી ન ઉઠતા ચચળતાને છોડી બેસી રહેવુ.

[૩૧] ભિક્ષુએ સમય થયે સ્થાનથી બહાર આહાર નિહારાદિ ક્રિયા માટે જવુ. અને કાળ થયે પાછા ફરવુ, અકાળને છોડીને કાળધર્મને અનુકૂળ થઇ નવં કાર્યો કરવા.

નોંધ —ખાસ કારણ સિવાય આશ્રમ છોડવો નહિ અને વખત કાળને તપાસી અનુકૂળતાએ કામ કરવુ

## ભિક્ષાર્થે જનાર ભિક્ષુના ધર્મ સમજાવે છે.

[૩૨] ભિક્ષુએ ઘણા મનુષ્યો જમતા હોય તેવી પંગતમાં ન જવું. પ્રેમપૂર્વક આપેલી ભિક્ષાજ લેવી. આવી કઠિનાઈથી મેળવાતું અન્ન પણ સમય થયે અને તે પણ પરિમિતજ ગ્રહણ કરવું.

[૩૩] ઘરથી (ભોજનાલયથી) અતિ દૂર નહિ, તેમ અતિ પાસે નહિ કે બીજા શ્રમણો દેખે તેમ પણ નહિ, એવી રીતે ભિક્ષા માટે ઉભા રહેવું. બીજા કોઇને ઓળંગીને આગળ વધવું નહિ.

નોંધઃ—બીજા ભિક્ષુ પુરુષો દેખે તો તેનું દિલ દુભાય કે દાતાના હૃદયમાં ફેર પડે માટે તેમ નહિ કરવું એમ કહ્યું છે.

[૩૪] ( દાતારથી ) ઊંચે મેડા ઉપર ઉભા રહીને કે નીચે રહીને અથવા અતિ દૂર કે અતિ પાસે ભિક્ષા નહિ લેતાં પરને અર્થે કરાયેલો નિર્દોષ આહારજ સંયમીએ ગ્રહણ કરવો.

નોંધઃ—બીજાને માટે એટલે સાધુ નિમિત્તે નહિ કરેલી ભિક્ષા.

## કેવા સ્થાને ત્યાગીએ આહાર કરવો ને કેમ કરવો તે બતાવે છે.

[૩૫] જ્યાં બહુ જંતુઓ ન હોય, બીજ ન વેરાયાં હોય, અને ઢાંકેલું સ્થાન હોય ત્યાં સંયમી પુરુષે વિવેકથી કંઈ નીચે ન વેરાય તેવી રીતે સમભાવથી ખાવું જોઈએ.

[૩૬] બહુ સરસ કર્યું છે, બહુ સુંદર રીતે પકાવ્યું છે, બહુ સારી રીતે છેદ્યું છે, બહુ સારી રીતે માર્યું (સંસ્કાર કર્યો) છે, બહુ રસિક બનાવ્યું છે અને કેવું સુંદર મળ્યું છે; એવી દૂષિત મનોદશા મુનિએ છોડી દેવી.

## ગુરુજન અને શિષ્યજનની કર્તવ્યભાવના સ્પષ્ટ કરે છે.

[૩૭] સુંદર ઘોડાને ચલાવતાં સારથિ જેમ આનંદ પામે છે, તેમ શાણા સાધકોને શિખામણ આપતાં ગુરુ આનંદ પામે છે.

અને ગળિયા ઘોડાને ચલાવતાં સારથિ જેમ થાકી જાય છે, તેમ મૂર્ખને શિખામણ આપતા ગુરુ પણ થાકી જાય છે.

[૩૮] કલ્યાણકારી શિક્ષાને પામ્યા છતાં મને આ ચપેટા, લાફા, આક્રોશ કે વધ રૂપ છે તેમ પાપદૃષ્ટિવાળો (શિષ્ય) પુરુષ માને છે.

[૩૯] સાધુ પુરુષ મને પુત્ર, ભાઈ કે સ્વજન (જાણી ગુરુ એમ કહે છે) એ પ્રમાણે માની શિક્ષાને કલ્યાણકર માને છે. અને પાપ દૃષ્ટિ તેવી દશામા પોતાની જાતને દાસરૂપ માની દુ ખી થાય છે.

નોંધ:—એકજ શિક્ષાના દૃષ્ટિભેદથી બે સ્વરૂપ થાય છે.

[૪૦] આચાર્યને પણ કોપ ન કરાવવો અને આત્માને પણ કુપિત ન કરવો. જ્ઞાનીપુરુષોનો ઉપઘાત (હાનિ) ન કરવો. અને કોઈનાં છિદ્રો પણ ન જોવા.

[૪૧] કદાચ આચાર્ય કારણવશાત્ કોપાયમાન થાય તો પ્રેમ વડે તેમને પ્રસન્ન કરવા. હાથ જોડી તેમને વિનવવા. અને કહેવુ કે ફરીથી આ પ્રમાણે નહિ કરુ.

[૪૨ જ્ઞાની પુરુષોએ જે ધાર્મિક વ્યવહારને આચર્યો છે તે આચરેલો ધાર્મિક વ્યવહારને આચરતો મનુષ્ય નિંદાને પામતો નથી.

નોંધ —અહીં વ્યવહારનું વિધાન કરી ભગવાન મહાવીરે આધ્યાત્મિકતા પણ વ્યવહારશૂન્ય શુષ્ક દશા નથી તેમ સમજાવ્યુ છે

[૪૩] આચાર્યના મનમાં રહેલુ કે વાણીથી બોલાયેલુ જાણીને કે સાભળીને તેનો વાણીથી સ્વીકાર કરીને કર્મથી આચરી લેવું જોઈએ.

નોંધ —વાણી કરતા વર્તનનાં મૂલ્ય અધિક છે.

[૪૪] વિનીત સાધક નહિ પ્રેરવા છતા શીઘ્ર પ્રેરિત થાય છે. "જેવું કહ્યુ તેવું કર્યું જ છે" એ પ્રમાણે કર્તવ્યો હમેશા કર્યા કરે છે.

[૪૫] એ પ્રમાણે (ઉપરનુ) જાણીને જે બુદ્ધિમાન શિષ્ય નમે છે

(તે પ્રમાણે વર્તે છે) તેનો લોકમાં યશ ફેલાય છે, અને જેમ પ્રાણીઓનો આધાર પૃથ્વી છે તેમ તે આચાર્યોના આધારભૂત થઈ રહે છે.

**જ્ઞાની શું આપે છે તે બતાવે છે.**

[૪૬] સાચા જ્ઞાની અને શાસ્ત્રજ્ઞ પૂજ્યો શિષ્યપર જ્યારે પ્રસન્ન થાય છે, ત્યારે શાસ્ત્રના ગંભીર રહસ્યો સમજાવે છે.

[૪૭] અને શાસ્ત્રજ્ઞ શિષ્ય નિઃસંદેહ થઈને કર્મસંપત્તિમાં મનની રુચિ લગાડી સ્થિતપ્રજ્ઞ થાય છે. અને તપ, આચાર અને સમાધિને ક્રમથી પ્રાપ્ત કરીને તથા દિવ્યજ્યોતિ ધારીને, પાચ મતો પાળીને—

[૪૮] દેવ, ગાંધર્વ તથા મનુષ્યોથી પૂજાયેલો તે મુમુક્ષુમુનિ મલિન દેહને છોડીને તેજ જન્મમા સિદ્ધ થાય છે. અથવા મહાન ઋદ્ધિધારી દેવ બને છે.

**નોંધ**—આ ત્રણ શ્લોકોમાં સાધકની શ્રેણિ બતાવી તેનું ફળ દર્શાવ્યું છે. વિનય એટલે વિશિષ્ટનીતિ. નીતિ એ ધર્મનો પાયો છે. ગુરુજનના વિનયથી સત્સંગ થાય છે, રહસ્ય સમજાય છે અને રહસ્ય જાણ્યા પછી વિકાસપંથે જવાય છે. અને એ વિકાસથી દેવગતિ કે મોક્ષગતિ પમાય છે.

એ પ્રમાણે કહું છું.

આમ વિનયશ્રુત નામનું પ્રથમ અધ્યયન સમાપ્ત થયું.



# પરિષહ

## ૨

વિનય પછીનું બીજું અધ્યયન પરિષહનું આવે છે. પરિષહ એટલે અનેક પ્રકારથી સહેવું તેનું નામ પરિષહ છે. એ અનેક પ્રકારોમાંના અહીં ૨૨ બાવીસનું વર્ણન છે. તપશ્ચર્યા અને પરિષહોનો ફેર એ છે કે ઉપવાસાદિ તપશ્ચર્યામાં વેઠવાં પડતાં ભૂખ દુઃખ, ટાઢ, કે તાપ વગેરે સ્વઇચ્છાએ હોય છે. જ્યારે ખાવાની ઇચ્છા હોવા છતાં કે ભાણામાં હોવા છતાં કોઈ આકસ્મિક કારણથી ન મળે કે ન ખવાય છતાં પ્રતિક્રિયા કર્યા સિવાય સમભાવે તે કષ્ટનું વેદન કરી લેવું તેને પરિષહ કહેવાય છે. આ પ્રકરણમાં સંયમીને ઉદ્દેશીને વર્ણન છે. છતાં ગૃહસ્થ સાધકને પણ આવા અનેક પ્રસંગોમાંથી પસાર થવાનું હોય છેજ. સહનશીલતા વિના સંયમ નથી, સંયમ વિના ત્યાગ નથી, ત્યાગ વિના વિકાસ નથી અને વિકાસ એજ મનુષ્યજીવનનું ફળ છે.

સુધર્મસ્વામી પોતાના સુશિષ્ય જંબૂસ્વામીને ઉદ્દેશીને બોલ્યાઃ—

"મેં સાંભળ્યું છે" આયુષ્યમાન ભગવાન સુધર્મસ્વામીએ આ પ્રમાણે કહ્યુંઃ (અહીં ખરેખર બાવીશ પરિષહો શ્રમણભગવાન કાશ્યપ મહાવીરે વર્ણવ્યા છે) સાધક ભિક્ષુ; તે સાંભળીને, જાણીને, જીતીને, તેનો પરાભવ કરીને ભિક્ષાચરીમાં ગમન કરતાં પરિષહોથી સપડાય તો ન હણાય! (કાયર ન બને).

શિષ્ય પૂછે છેઃ—ભગવન્! તે બાવીસ પરિષહો કયા? શ્રવણ ભગવાન કાશ્યપ મહાવીરે વર્ણવ્યા છે. જેને સાંભળીને

જાણીને, જીતીને તેનો પરાભાવ કરીને ભિક્ષુ ભિક્ષાચરીમાં ગમન કરતાં પરિષહોથી પકડાતાં કાયર ન બને?

આચાર્ય કહે છે.—શિષ્ય! તે આજ ખરેખર બાવીસ પરિષહો શ્રમણ ભગવાન કાશ્યપ મહાવીરે વર્ણવ્યા છે, કે જેને ભિક્ષુ સાંભળીને, જાણીને, જીતીને, પરાભવ કરીને ભિક્ષાચરીમાં જતાં પરિષહોથી સપડાય તો કાયર ન બને.

તે આ પ્રમાણે છે;—(૧) ક્ષુધાનો પરિષહ. (૨) પિપાસા (તૃષા) નો પરિષહ. (૩) ટાઢનો પરિષહ. (૪) તાપનો પરિષહ (૫) ડાંસ મચ્છરનો પરિષહ. (૬) અવસ્ત્રનો પરિષહ. (૭) અરતિ (અપ્રીતિ) પરિષહ. (૮) સ્ત્રીનો પરિષહ. (૯) ચર્યા (ગમન) પરિષહ (૧૦) બેઠકનો પરિષહ (૧૧) આક્રોશવચનનો પરિષહ. (૧૨) વધનો પરિષહ. (૧૩) શય્યાનો પરિષહ (૧૪) યાચનાનો પરિષહ. (૧૫) અલાભનો પરિષહ. (૧૬) રોગનો પરિષહ. (૧૭) તૃણસ્પર્શનો પરિષહ. (૧૮) મેલનો પરિષહ (૧૯) સત્કાર પુરસ્કાર (માનાપમાન)નો પરિષહ. (૨૦) પ્રજ્ઞા (બુદ્ધિ) નો પરિષહ. (૨૧) અજ્ઞાનનો પરિષહ. (૨૨) દર્શનનો પરિષહ.

[૧] (હે જંબુ!) પરિષહોનો જે વિભાગ ભગવાન કાશ્યપે વર્ણવ્યો છે તે તમોને ક્રમથી કહીશ. મને સાંભળો.

[૨] ખૂબ ભૂખથી દેહ ઘેરાય છતાં આત્મ ઓજસવાળો તપસ્વી-ભિક્ષુ કોઈ વનસ્પતિ જેવી વસ્તુને પણ ન છેદે કે ન છેદાવે. ન પોતે પકાવે કે ન અન્યદ્વારા પકાવે.

નોંધઃ—જૈનદર્શન સુક્ષ્મ અહિંસામાં માને છે, એટલે જૈનભિક્ષુઓથી અચિત્ત (જીવરહિત) આહારજ અને તે પણ પર માટે કરેલો હોય તેવો મળે તોજ ખાઈ શકાય. તેનાં ખૂબ કડક વિધિવિધાનો છે. અહીં તેથીજ ઉલ્લેખ કર્યો છે કે ગમે તેવી ભૂખ હોય છતાં કોઈ જીવની હિંસા ન કરવી.

[૩] ધમણની માફક શ્વાસોચ્છ્વાસ ચાલતો હોય (આખા શરીરની નસો દેખાતી હોય), કૃશ થઇ ગયો હોય, કાગડાની ટાંગ

જેવા અંગ થઇ ગયા હોય છતાં અન્નપાનમાં નિયમિત રહે-
નાર ભિક્ષુ પ્રસન્ન ચિત્તથી ગમન કરે.

**નોંધ.**-ખોરાકની ઈચ્છા હોય છતાં ન મળે તો પણ સંયમી એમ માને કે ઠીકજ થયું, આ પણ સહજ તપશ્ચર્યા થઈ

[૪] તૃષાથી પીડાતો હોય છતાં દમિતેન્દ્રિય, અનાચારથી ડરનાર, અને સંયમની લજ્જા રાખનાર ભિક્ષુ ઠંડા (સચિત્ત) પાણીને ન સેવે, પરંતુ મળી શકે તો જીવરહિત (અચિત્ત) પાણીની શોધ કરે

[૫] લોકોની આવજા વગરના માર્ગમાં આકુળ તથા તૃષાથી પીડાતો હોય, અત્યંત મુખ સુકાતું હોય તો પણ જરાય દીન ન થતા તે પરિષહને પ્રસન્નતાથી સહન કરે

**નોંધ**—આવજા વગરના માર્ગમાં કોઈ જળાશય હોય તો અહીં કોઈ નથી તેમ ધારી પીવાનું મન થઈ જાય, એ હેતુએ અહીં તે સ્થાન લીધું છે

[૬] ગામોગામ વિચરતા અને હિંસાદિ વ્યાપારથી નિરમેલા, રૂક્ષ (સૂકું) અંગવાળા ભિક્ષુને કદાચિત ટાઢ વાય તો જૈન-શાસનના નિયમોને યાદ કરીને કાલાતિક્રમ ન કરે

**નોંધઃ**—ટાઢથી બચવાના ઉપાય માટે ચિંતનને વખતે (તે કાર્યને વખતે) નિદ્રાધીન ન થવું, કે નિયમોથી વિરૂદ્ધ બીજા ઉપચારો પણ ન કરવા.

[૭] ટાઢનું નિવારણ થાય તેવું મારું છાપરું નથી કે મારી પાસે ટાઢથી ચામડીનું રક્ષણ થાય તેવું વસ્ત્ર (કામળો) પણ નથી માટે હું અગ્નિને સેવું. આવું તો ભિક્ષુ ચિંતવે પણ નહિ

[૮] ગ્રીષ્મ ઋતુના પરિતાપથી કે બીજી ઋતુના સૂર્યના ઉષ્ણતાપથી કે સર્વાંગ ઘામથી અકળાયેલો ભિક્ષુ સુખની પરિદેવના (હાય આ તાપ ક્યારે શાંત થાય!) ન કરે.

[૯] ગરમીથી તપી ગયેલો તત્વજ્ઞ મુનિ તે વખતે સ્નાનની પ્રાર્થના ન કરે કે શરીરને જળથી ન સિંચે કે તે પરિષહને નિવારવા પોતાને પંખાદિથી ન વીંઝે

**નોંધઃ**—કષ્ટનો પ્રતિકાર કરવાથી મનમા નિર્બળતા પેસે છે માટે સદાય જાગૃતિ રાખવી

[૧૦] વર્ષાઋતુમાં ડાંસ મચ્છરથી પીડાતો મહામુનિ સમભાવ રાખે અને યુદ્ધને મોખરે રહેલા હાથીની પેઠે શૂરવીર થઇ શત્રુને (ક્રોધને) હણે.

[૧૧] ધ્યાન સમયે લોહી અને માંસ ખાતા તે ક્ષુદ્ર જંતુઓને ન હણે, ન વારે કે ન ત્રાસ આપે. એટલુંજ નહિ પણ પોતાનું મન પણ દૂષિત ન કરે, અર્થાત્ તેની ઉપેક્ષા કરે.

**નોંધઃ**-ચિત્તસમાધિ થાય તો શરીરને લગતો ખ્યાલ પણ ન રહે.

[૧૨] અતિ જીર્ણ વસ્ત્ર થવાથી "હવે હું વસ્ત્ર વગરનો થઇશ" અથવા "આ જૂનાં વસ્ત્ર જોઇ મને કોઇ વસ્ત્ર આપે તેથી હું વસ્ત્ર સહિત થઇશ" એવી રીતે ભિક્ષુ કદી પણ ચિંતવે નહિ.

[૧૩] કોઈ અવસ્થામા વસ્ત્ર વિનાનો કે જીર્ણ વસ્ત્રવાળો અથવા સુવસ્ત્રવાળો હોય તો તે બન્ને દશા સંયમ ધર્મને માટે હિતકારી છે, એમ જાણીને જ્ઞાની મુનિ ખેદ ન કરે.

**નોંધઃ**—કોઇ અવસ્થા એટલે જિનકલ્પી અવસ્થા.

[૧૪] ગામેગામ વિચરતા, નિયતસ્થાન રહિત તથા પરિગ્રહથી મુક્ત એવા મુનિને સંયમ પર અણગમો ઉપજે તો તેને સહન કરે. (મન પર કંટાળો આવવા દે નહિ).

[૧૫] વૈરાગી, આત્મરક્ષણમા ક્રોધાદિકષાયથી શાંત અને આરંભ કાર્યથી વિરમેલો મુનિ ધર્મરૂપી બગીચામા વિચરે.

**નોંધઃ**—સંયમમાંજ મનને સ્થાપવું.

[૧૬] આ લોકમાં સ્ત્રીઓ, મનુષ્યો (પુરુષો)ને આસક્તિના મહાન નિમિત્તરૂપ છે. જે ત્યાગીએ આટલું જાણ્યું તેનું સાધુપણું સફળ થયું સમજવું.

**નોંધઃ**—સ્ત્રીઓના સંગથી વિષય જન્મે છે. વિષયથી કામ, ક્રોધ, સમોહ અને ક્રમથી પતન થાય છે. મુમુક્ષુઓએ તે વાતને ખૂબ વિચારી સ્ત્રીસંગને તજી દેવો. પુરુષોના સંબધમાં સ્ત્રીઓએ પણ તેમજ સમજવુ.

[૧૭] આ પ્રમાણે વિચારીને શાણા સાધકે સ્ત્રીઓનો સંસર્ગ કાદવ જેવો મલિન માનીને તેનાથી ફસાવું નહિ. આત્મવિકાસનો માર્ગ શોધી સંયમમાજ ગમન કરવું

[૧૮] સંયમી સાધુ પરિષહોથી પીડિત થવા છતા ગામમાં, નગરમાં, વણિકની વસ્તીવાળા પ્રદેશમા કે રાજધાનીમાં પણ એકાકી (પરિષહોને) સહન કરતો વિચરે.

**નોંધઃ**—દુઃખમાં બીજાને ભાગીદાર ન કરે, અને પોતાના મનને વશ કરીને વિહરે.

[૧૯] કોઇની હોડ (વાદ) ન કરતાં ભિક્ષુએ એકાકી (રાગદ્વેષરહિત થઇ) વિચરવું. કોઈ સ્થળે મમતા ન કરવી. ગૃહસ્થોમા અનાસક્ત રહીને કોઇ ખાસ સ્થાનની મર્યાદા રાખ્યા સિવાય વિહાર કરવો.

**નોંધઃ**—આખી પૃથ્વીને પોતાનું કુટુંબ માની સંયમીએ મમત્વભાવ રાખ્યા વિના સર્વ સ્થળે વિચરવું.

[૨૦] સ્મશાન, શૂન્ય ઘર કે વૃક્ષના મૂળમાં એકાકી શાંત ચિત્ત રાખી (સ્થિર આસને) બેસવુ જરા પણ બીજાને ત્રાસ ન આપવો.

[૨૧] ત્યા બેસતાં તેને ઉપસર્ગો (કોઇએ ઇરાદાપૂર્વક આપેલા કષ્ટો) આવે તો તેને દૃઢ મનથી સહન કરવા. પણ શંકિત કે ભયભીત (બીકણ) થઇ ઉઠીને બીજે જગ્યાએ ન જવુ

**નોંધઃ**—એકાંતમા કયા અને કેવી રીતે મુનિ બેસે તેનુ આ વિધાન છે.

[૨૨] સામર્થ્યવાળા તપસ્વી ભિક્ષુએ અનુકૂળ કે પ્રતિકૂળ ઉપાશ્રય (રહેવા માટે મળેલુ સ્થાન) મળ્યે કાલાતિક્રમ કરવો નહિ કારણ કે "આ સારુ છે, આ ખરાબ છે" એવી પાપદૃષ્ટિ રાખનાર સાધુ આચારથી પતિત થાય છે.

[૨૩] સ્ત્રી, પશુ, પંડગ ઇત્યાદિથી રહિત, સારો કે ખરાબ ઉપાશ્રય મેળવીને, 'આ એક રાત્રિના ઉપયોગથી મને શુ સુખ દુઃખ થઈ જવાનુ છે?' આ પ્રમાણે ભિક્ષુએ ચિતવી લેવુ

**નોંધઃ**—સ્ત્રી, પશુરહિત સ્થાનમાં રહેવાનુ કારણ એ છે કે તેવા નિર્જન સ્થાનમા ભિક્ષુ સમાધિમા વધુ સ્થિર થાય (ચિત્તચલિત ન થાય).

[૨૪] કોઇ બીજો મનુષ્ય ભિક્ષુ પર આક્રોશ કરે તો તેની સામે કઠોર વર્તન કે કોપ કરવો નહિ. (કારણ કે તેમ કરવાથી) મૂર્ખ જેવો બને માટે શાણો ભિક્ષુ કોપ ન કરે.

**નોંધઃ**—આક્રોશ એટલે કઠોર શબ્દ કે તિરસ્કારના વચનો

[૨૫] શ્રવણાદિ ઇંદ્રિયોને કંટકતુલ્ય તેમજ સયમનુ ધૈર્ય નાશ કરે તેવી ભયકર કે કઠોર વાણી સાંભળીને પણ ચુપચાપ (મૌન ધારણ કરી) તેની ઉપેક્ષા કરવી, તે વાણીને મનમા સ્થાન આપવુ નહિ

[૨૬] (કોઇથી) હણાય તો પણ ભિક્ષુ ન કોપ કરે કે મનમા સામા માટે દ્વેષ ન રાખે. પણ તિતિક્ષા (સહનશીલતા) ને ઉત્તમ જાણીને તેજ ધર્મને આચરે.

[૨૭] સયમી અને દાન્ત (ઇંદ્રિયોનુ દમન કરનાર) એવા શ્રમણને કોઇ સ્થળે કોઇ પણ મારે કે વધ કરે તો "જીવનો નાશ થવાનો નથી" આમ એ સંયતિ (સયમી) ચિંતવે

**નોંધ**—પોતાપર આવેલા મૃત્યુસંકટને પણ મનમા લાવ્યા વિના

સહન કરવું તે ક્ષમાધર્મ કહેવાય છે. ક્ષમાવાન, કોઇ જાતની પ્રતિક્રિયા ન કરે તેમ પોતાના મનમાં દુઃખ પણ ન લાવે.

[૨૮] "રે ! ઘર ત્યાગી જનાર ભિક્ષુનું જીવવું હમેશાં દુષ્કર હોય છે." કારણ કે તે બધું માગીનેજ મેળવી શકે છે. તેને અયાચિત કશું હોતું નથી.

[૨૯] ભિક્ષાર્થે ગૃહસ્થને ઘેર જતાં ભિક્ષુને પોતાનો હાથ લાંબો કરવો તે સહેલો નથી. (યાચના કરવી તે દુષ્કર છે) માટે ગૃહસ્થવાસ એજ ઉત્તમ છે. એમ ભિક્ષુ ચિંતવે નહિ.

નોંધઃ—સાચા ભિક્ષુને માગવું ઘણીવાર દુઃખદ થાય છે છતાં માગવું એ તેમના માટે ધર્મ્ય છે. આથીજ તેમને પરિષહમાં સ્થાન છે.

[૩૦] ગૃહસ્થોને ત્યાં (ભિન્ન ભિન્ન સ્થળે) ભોજન તૈયાર થાય તે વખતે ભિક્ષાચારી માટે જવું. ત્યાં ભિક્ષા મળે કે ન મળે તો પણ બુદ્ધિમાન્ ભિક્ષુ અનુતાપ (ખેદ) ન કરે.

[૩૧] "આજે હું ભિક્ષા ન પામ્યો. પરંતુ કાલે ભિક્ષાનો લાભ થશે ! તેમાં શું ?" જો એમ ચિંતવે તો ભિક્ષાની અપ્રાપ્તિ તેને ખટકે નહિ.

નોંધઃ—ઉચ્ચ ભાવના કે વિચાર સાધકના સંકટનો પરમ સાથી છે.

[૩૨] (ક્વચિત્) વેદનાના દુઃખથી પીડાયેલો ભિક્ષુ ઉત્પન્ન થયેલા દુઃખને જાણીને પણ મનમાં જરાય દીનતા ન લાવતાં બુદ્ધિને સ્થિર રાખે અને રોગથી ઘેરાવા છતાં તે દુઃખને સહન કરે.

[૩૩] ભિક્ષુ ઔષધને (રોગ પ્રતિકારને) ન ઇચ્છે, પરંતુ આત્મ-શોધક થઇ શાન્ત રહે. પ્રતિઉપાય ન કરે કે ન કરાવે તેમાંજ ખરેખર તેનું સાધુત્વ છે.

નોંધઃ—દેહાધ્યાસને છોડી દેનાર ઉચ્ચ યોગીની ભૂમિકાની આ વાત છે. અહીં આજુબાજુના સંયોગબળનો વિવેક કરવો ઘટે.

[૩૪] વસ્ત્રવિના રહેનારા તથા રૂક્ષ શરીરવાળા તપસ્વી સાધુને તૃણ (દર્ભાદિક) ઉપર સૂતા શરીરને પીડા થાય–

[૩૫] કે અતિ તાપ પડવાથી અતુલ વેદના થાય એમ જાણીને પણ એ ઘાસ વડે પીડા પામેલા સાધુઓ વસ્ત્ર ન સેવે

**નોંધ**—ઉચ્ચ ભૂમિકાના જે ભિક્ષુઓ અંગપર વસ્ત્રો નથી રાખતા તેવાને ઘાસની શય્યા અંગપર ખૂંચે છતા તેઓ તે કષ્ટ સહન કરે, પણ વસ્ત્ર ન વાપરે.

[૩૬] ગ્રીષ્મ કે બીજી કોઈ ઋતુમાં ઘામવડે રજથી કે મેલથી મલિન શરીરવાળો બુદ્ધિમાન ભિક્ષુ સુખ માટે ઝંખના ન કરે (આ મેલ કેમ ટળે ! તેવું ન ઈચ્છે).

[૩૭] પોતાના કર્મક્ષયને ઈચ્છનાર ભિક્ષુ પોતાના ઉચિત ધર્મને સમજીને જ્યાંસુધી શરીરનો નાશ ન થાય ત્યાંસુધી શરીર વડે મેલને ધારણ કરે.

**નોંધ**:—ઉપરના શ્લોકો દેહાધ્યાસ વિનાના ઉચ્ચ ભૂમિકાવાળા મુનિઓ માટે છે છતા સામાન્ય રીતે પણ શરીરસત્કાર એ ભિક્ષુધર્મનું દૂષણ છે માટે તે દૂષણને તજી દેવું, અને વિવેક પૂર્વક સાધન તરીકે શરીરનો ઉપયોગ કરવો.

[૩૮] રાજાદિક કે શ્રીમંત અમારું અભિવાદન (વંદન) કરે, સામા આવી સન્માન કરે કે ભોજનાદિનું નિમંત્રણ કરે. આવી ઈચ્છાઓ જે કુત્સિત (હલકા) ભિક્ષુઓ રાખે છે, તેવી સ્પૃહા આદર્શ મુનિ ન રાખે.

**નોંધ**:—સન્માન પોતે ન ઈચ્છે કે ઈચ્છતા હોય તેઓ ઠીક કરે છે એમ પણ ન માને.

[૩૯] અલ્પ કષાય (ક્રોધાદિ) વાળો, અલ્પ ઇચ્છાવાન, અજ્ઞાત ગૃહસ્થોને ત્યાં ભિક્ષાર્થે જનાર તથા સરસ આહારમા તૃષ્ણા ન રાખનાર તત્ત્વબુદ્ધિવાળો ભિક્ષુ રસોમા આસક્ત ન બને અને અનુતાપ પણ ન કરે (કોઈનો ઉત્કર્ષ જોઈ દાઝ્યાંણુ પણ ન માં).

[૪૦] "મેં ખરેખર અજ્ઞાન ફળવાળાં (જ્ઞાન ન પ્રગટે એવાં) કર્મો કર્યાં છે કે જેથી હું ક્યાંક કોઈથી પણ પૂછાઉં તો કશું જાણી શકતો નથી કે જવાબ આપી શકતો નથી.

[૪૧] પણ હવે પાછળથી જ્ઞાનફળવાળાં કર્મ ઉદય પામશે!" આમ કર્મના વિપાકને ચિંતવી આવા સમયે આશ્વાસન લે.

નોંધઃ—પુરુષાર્થ કરવા છતાં અલ્પબુદ્ધિને લઈને તર્કબુદ્ધિ ન ઉદ્ભવે તો તેથી હતાશ ન થતાં પુરુષાર્થ કર્યા કરવો.

[૪૨] "હું નિરર્થકજ મૈથુનથી નિવૃત્ત થયો, (ગૃહસ્થાશ્રમ છોડી બ્રહ્મચર્ય ધારણ કર્યું.) ફોકટજ ઈંદ્રિયોનાં દમન કર્યાં, કારણ કે ધર્મ એ કલ્યાણકારી છે કે અશુભ ફળ આપનાર છે તેને પ્રત્યક્ષ જોઈ શકતો નથી. (કર્મના ફળને સાક્ષાત્ ન જોઉં તો શા માટે કષ્ટ વેઠવું!)

[૪૩] વળી તપશ્ચર્યા, આયંબિલ ઈત્યાદિ ગ્રહણ કરીને તથા સાધુની પ્રતિમા (ભિક્ષુઓના બાર અભિગ્રહોની ક્રિયા)ને પાળીને વિચરવા છતાં મારું સંસાર ભ્રમણ કેમ જતું નથી?

[૪૪] માટે પરલોકજ નથી કે તપસ્વીની ઋદ્ધિ પણ લાગતી નથી. માટે ખરેખર હું સાધુપણું લઈ ઠગાયો છું." એવું એવું ભિક્ષુ ન ચિંતવે.

[૪૫] ઘણા તીર્થંકરો (ભગવાનો) થઇ ગયા, થાય છે અને થશે. તેઓએ જે કહ્યું તે બધું ખોટુંજ કહ્યું છે. (અથવા તીર્થંકરો થઇ ગયા, થાય છે અને થશે તેમ કહેવાય છે તે ખોટું છે) એમ પણ ભિક્ષુ ન ચિંતવે.

નોંધઃ—માનવબુદ્ધિ પરિમિત છે. જ્યારે ભાવો અપરિમિત છે. જગતની બધી વસ્તુ આપણે જોઈ પણ ન શકીએ તેમ કલ્પી પણ ન શકીએ. તેથી વિવેકપૂર્વક શ્રદ્ધા રાખી આગળ વધવું એજ ઉત્તમ છે.

[૪૬] આ બધા પરિષહો કાસ્યપ ભગવાન મહાવીરે કહેલા છે. તેને જાણીને (અનુભવીને) ભિક્ષુ કોઈ સ્થળે તેમાંના કોઈથી પણ પીડાયા છતાં ન હણાય.

**નોંધ:**—આમાંના ઘણા પરિષહો ઉચ્ચ યોગીને, કેટલાક મુનિને તથા કેટલાક સાધકને લાગુ પડે છે. છતા આમાંથી આપણા જીવનમાં પણ ઘણું ઉતારી શકીએ છીએ. અણગારિ માર્ગ અને અગારિમાર્ગ બેઉ જુદા હોવા છતાં તેનો સંબંધ બહુ ગાઢ છે. બન્ને એકજ ધ્યેયે જનારા છે. તેથી શ્રમણવર્ગનાં ઘણાં વિધાનો ગૃહસ્થને પણ લાગુ પડે છે.

પરિષહ એ સાધકનું અમૃત છે. મુશ્કેલીની શાળા સાધકને આગળ અને આગળ ધપાવે છે.

એમ કહું છું.

આમ પરિષહ નામનું બીજું અધ્યયન પૂર્ણ થયું.



# ચતુરંગીય



ચાર અંગ સંબંધી

૩

વૃક્ષો; પહેલાં મૂળ, શાખા, પ્રશાખા, પુષ્પ અને પછી ફળ પ્રસવે છે. અર્થાત્ કે ક્રમપૂર્વક ઉગે છે, ફુલે છે, અને ફળે છે. જેમ આખી સૃષ્ટિમાં આ નિયમ વ્યાપક છે, તેમ જીવનની ઉન્નતિનો પણ ક્રમ છે. જીવનવિકાસની ભિન્નભિન્ન ભૂમિકાઓ એ તેનો ક્રમ કહેવાય, ક્રમ વિના આગળ પણ ન વધાય, માટે એ જીવનવિકાસનો અનુક્રમ જે ચાર ભૂમિકાઓમાં ભગવાન મહાવીરે બતાવ્યો છે, તે આ અધ્યયનમાં વર્ણવાયો છે.

ભગવાન બોલ્યાઃ—

[૧] પ્રાણીમાત્રને આ ચાર ઉત્તમ અંગો (જીવન વિકાસના વિભાગો) પ્રાપ્ત થવાં આ સંસારમાં દુર્લભ છે. ॥ ૧ ॥ મનુષ્યત્વ ॥ ૨ ॥ શ્રુતિ (સત્ય શ્રવણ) ॥ ૩ ॥ શ્રદ્ધા (અડગ વિશ્વાસ) ॥ ૪ ॥ સંયમની શક્તિ.

નોંધઃ—મનુષ્યત્વ એટલે મનુષ્ય જાતિનો વાસ્તવિક ધર્મ. મનુષ્યદેહ મળ્યા પછી પણ મનુષ્યત્વ પ્રાપ્ત કરવાનું હોય છેજ. મનુષ્યત્વનાં વાસ્તવિક ચાર લક્ષણો છે ।૧। સહજ સૌમ્યતા ।૨। સહજ કોમળતા. ।૩। અમત્સરતા (નિરભિમાનિતા) ।૪। અનુકંપા. આટલી સારાસાર વિચારોની યોગ્યતા પછીજ સત્વસ્તુઓનું શ્રવણ થાય. શ્રવણ થયા પછીજ સાચો

વિશ્વાસ જાગે વિશ્વાસ થાય એટલે અર્પણતા પ્રાપ્ત થાય અને આટલી અર્પણતા પછીજ ત્યાગ સભવે

[૨] આ સસારમા ભિન્ન ભિન્ન પ્રકારના જુદા જુદા કર્મો કરીને ગોત્ર અને જુદી જુદી જાતિઓમાથી ભિન્ન ભિન્ન સ્થાને પ્રજાઓ (જીવો) ઉત્પન્ન થાય છે અને તેનાથી વિશ્વ વ્યાપ્ત થયુ છે

નોંધ—કર્મવશાતજ જીવો સસારમા જુદે જુદે સ્થળે ઉત્પન્ન થાય છે (ઈશ્વર તેને ઉત્પન્ન કરે છે તે સગત લાગતુ નથી)

[૩] જેવા પ્રકારના કર્મો હોય, તેવી રીતે જીવો કદાચિત્ દેવલોકમા, નરક યોનિમા અને કદાચિત્ આસુરી યોનિમા ગમન કરે છે

નોંધ—કર્મવશાત્ જીવાત્માની જેવી યોગ્યતા સ્વાભાવિક રીતેજ બની ગઈ હોય છે તેવા સ્થાનમા તે યોજાય છે

[૪] એકાદ વખતે ક્ષત્રિય થાય છે કદાચિત્ ચડાળ થાય છે, કદાચિત્ બુક્કસ થાય છે કોઈ વખતે કીડો કે પતગ થાય છે વળી કોઈ વખતે કુથવો (નાનો જતુ) કે કીડી પણ થાય છે

નોંધ—જેની માતા બ્રાહ્મણી તથા પિતા ચાડાલ હોય તે બુક્કસ કહેવાય છે અર્થાત્ એવી મિશ્ર જાતિમા જન્મ લે છે

[૫] કર્મથી વિટાયેલા પ્રાણીઓ આ પ્રકારે સસાર ચક્રમા ફરે છે અને જેમ સર્વાર્થોમા ક્ષત્રિયોજ, તેમ સંસારમા રહેવા છતા વૈરાગ્ય પામતા નથી

નોંધ—ચાર વર્ણોમા ક્ષત્રિયોને વધારે ભોગી માની તેની ઉપમા અહી આપેલી છે

[૬] કર્મના પાશથી જકડાયેલા અને તેથી બહુ વેદના પામેલા દુ ખી જીવો અમાનુષી (નરક કે તિર્યંચ) યોનિમા હણાય છે

[૭] કર્મોના ક્રમિક નાશ થયા પછી શુદ્ધિ પામેલા જીવો અનુક્રમે મનુષ્ય ભવને પામે છે

નોંધ—મનુષ્યભવને શાસ્ત્રકારોએ ઉત્તમ માન્યો છે કારણ કે વિકાસના બધા સાધનો ત્યા પ્રાપ્ત થાય છે

[૮] મનુષ્ય શરીર પામીને પણ તે સત્યધર્મનું શ્રવણ દુર્લભ છે કે જે ધર્મને સાંભળવાથી જીવો તપશ્ચર્યા, ક્ષમા અને અહિંસાને પામે.

**નોંધઃ**—સત્સંગ, સત્ય કે સદ્‌ધર્મની પ્રાપ્તિ કે ઝાંખી ત્યારેજ થઈ જણાય કે જ્યારે આવા સદ્‌ગુણો જાગૃત થાય.

[૯] કદાચિત્ તેનું શ્રવણ પણ થાય છતાં શ્રદ્ધા તો અત્યંત દુર્લભ છે. કારણ કે ન્યાયમાર્ગ (મુક્તિમાર્ગ) ને સાંભળ્યા છતાં પણ ઘણા જીવો પતિત થાય છે,

**નોંધ**-શાસ્ત્રનું અને ગુરુવચનનું સત્યબુદ્ધિથી નિશ્ચયપૂર્વક ધારણ કરવું તેવી સ્થિતિને શ્રદ્ધા કહેવાય છે. શ્રદ્ધાળુ માણસ સાંભળ્યા પછી બેસી ન રહે.

[૧૦] મનુષ્યત્વ, શ્રવણ અને વિશ્વાસ પામ્યા પછી પણ સંયમની શક્તિ તો દુર્લભજ છે. ઘણા જીવો સત્ય પ્રત્યે રુચિ ધરાવતા હોય છે, છતાં તેને આચરી શકતા નથી.

**નોંધઃ**-આ સ્થળે અનિવાર્ય કર્મનું બંધન બતાવ્યું છે. અન્યથા વસ્તુની રુચિ થયા પછી તેને આચરવા સિવાય રહી શકાયજ નહિ.

[૧૧] જે મનુષ્યત્વને પામેલો જીવ, ધર્મને સાંભળીને શ્રદ્ધાળુ બને છે તે પૂર્વ કર્મને રોકીને તથા શક્તિ મેળવી સંયમી થઈને તપસ્વી બની કર્મને ખંખેરી નાખે છે.

[૧૨] સરળ આત્માની શુદ્ધિ થાય છે અને શુદ્ધ મનુષ્યના અંતઃકરણમાંજ ધર્મ ટકી શકે છે. તેમજ ક્રમશઃ તેવો જીવ ઘીથી સિંચાયેલા અગ્નિની માફક શુદ્ધ થઈ શ્રેષ્ટ મુક્તિને પામે છે.

[૧૩] કર્મના હેતુને જાણ (શોધી કાઢ). ક્ષમાથી કીર્તિ મેળવ. આમ કરવાથી પાર્થિવ (સ્થૂળ) શરીરને છોડીને તું ઊંચી દિશામાં જઈશ.

**નોંધઃ**-પોતાના અંતરાત્માને ઉદ્દેશીને આ કથન થયેલું છે. શિષ્યને ઉદ્દેશી ગુરુએ કહેલું છે.

[૧૪] અતિ ઉત્કૃષ્ટ એવા આચારો (સયમ)ના પાલનથી ઉત્તમોત્તમ યક્ષો (દેવો) બને છે તે દેવો અત્યત શુભ્ર (શ્વેત) કાતિવાળા હોય છે અને જાણે ત્યાથી જાણે પતન ન જ થવાનુ હોય તેમ તેઓ માનતા હોય છે

**નોંધ** –દેવગતિમા અકાત સુખ છે, અને બાલવય, યુવાની તથા વૃદ્ધ અવસ્થા જેવુ હોતુજ નથી તે મરણાત સુધી સમાન સ્થિતિમા રહે છે આ દૃષ્ટિએ શાસ્ત્રકારનુ કથન છે

[૧૫] દેવોના સુખોને પામેલા અને ઇચ્છા સુજબ રૂપ કરનારા તે દેવો ઊચા કલ્પાદિ દેવલોકમા સેકડો પૂર્વ (મોટુ કાળપ્રમાણ) સુધી રહે છે

**નોંધ** –કલ્પાદિ દેવલોકની ઉચ્ચ ભૂમિકાઓ છે અને પૂર્વ એ મોટુ કાળપ્રમાણ છે

[૧૬] તે સ્થાને (દેવલોકમા) યથાયોગ્ય સ્થિતિ કરીને આયુષ્ય પૂર્ણ થયે ત્યાથી ચ્યુત થઈને તે દેવો મનુષ્યયોનિમા ઉત્પન્ન થાય છે અને ત્યા તેમને દશ અગો (ઉત્તમોત્તમ સામગ્રી) મળે છે

[૧૭] ક્ષેત્ર (ગ્રામાદિ) વાસ્તુ (ઘર) સુવર્ણ (ઉત્તમ ધાતુઓ), પશુઓ, દાસો તથા નોકરો આ ચાર કામસ્કધો જ્યા હોય ત્યા તે ઉત્પન્ન થાય છે

**નોંધ** –આ ચારે વિભાગો મળી માત્ર એક અગ બને છે

[૧૮] તેમજ મિત્રવાન, જ્ઞાતિમાન, ઉચ્ચગોત્રવાળા, કાન્તિમાન, અલ્પરોગી, મહાબુદ્ધિવાળા, કુલીન, યશસ્વી તથા બલિષ્ઠ થાય છે

**નોંધ** –આ નવ અગો તથા ઉપરનુ એક મળી દશ અગો થયા

[૧૯] અનુપમ એવા મનુષ્યયોગ્ય ભોગોને આયુષ્યના અત પર્યંત ભોગવતા છતા પ્રથમના વિશુદ્ધ સત્યધર્મને અનુસરીને તે દ્વારા શુદ્ધ સમ્યક્ત્વ પામીને,

નોંધઃ-સમ્યક્ત્વ એ જૈનદર્શનની મુક્તિનું પ્રથમ પર્ગથિયું છે.

[૨૦] તથા જે પુરુષ ચાર અંગો (વર્ણવ્યા તે) ને દુર્લભ જાણી સંયમને સ્વીકારીને, કર્માંશો (કર્મ દલો) ને તપવડે દૂર કરે છે તે નિશ્ચલ સિદ્ધ થાય છે. (સ્થિર મુક્તિ પામે છે.)

નોંધઃ-જૈનદર્શનમાં પુણ્ય અને નિર્જરા એવાં આત્મવિકાસનાં બે અંગો છે. પુણ્યથી સાધનો પ્રાપ્ત થાય છે. અને સત્ય ધર્મને સમજી તે સાધનો દ્વારા પતિત ન થતાં આત્મવિકાસને માર્ગે જવાય છે તેને નિર્જરા કહેવાય છે. સાચા ધર્મીને નટની ઉપમા આપી શકાય. તે નાચવા છતાં તેની દૃષ્ટિ તો દોર પરજ હોય તેમ સદ્ધર્મીની દૃષ્ટિ તો સાધનોનો ઉપયોગ કરતાં કરતાં પણ મોક્ષ તરફજ હોય.

એ પ્રમાણે કહું છું.

આમ ચાર અંગ સંબંધીનુ ત્રીજું અધ્યયન સમાપ્ત થયું.



# અસંસ્કૃત



૪

જીવિત ચંચલ છે. કર્મનાં ફળ ભોગવવાંજ પડે છે. તેનું નિરૂપણ આ અધ્યયનમાં ખૂબ સરસ રીતે થયું છે.

ભગવાન બોલ્યા:-

[૧] જીવિત સધાય તેવું નથી માટે પ્રમાદ ન કર. ખરેખર જરાવસ્થાથી ઘેરાયેલાને શરણ નથી એમ ચિંતવ. પ્રમાદી અને તેથી હિંસક બનેલા વિવેકશૂન્ય જીવો કોને શરણે જશે?

**નોંધઃ**–ગૌતમને ઉદ્દેશીને આ કથન કહેવાયેલું છે છતાં ગોયમ એટલે ઇંદ્રિયોનું નિયમન કરનાર મન પણ તેનો અર્થ કયાં નથી થતો? આપણે આત્માભિમુખ થઇ મન પ્રત્યે તે સંબોધન જરૂર વાપરી શકીએ. (બીજી બધી વસ્તુ તૂટયા પછી સંધાય છે પણ જીવિતદોરી તૂટયા પછી કદી સધાતી નથી)

[૨] કુબુદ્ધિવશાત્ (અજ્ઞાનવશાત્) પાપના કામો કરીને જે મનુષ્યો ધનને મેળવે છે, કર્મના પાશથી ઘેરાયેલા અને વૈરથી બંધાયેલા તે જીવો ધનને અહીંજ મૂકીને નરકગતિમા ચાલ્યા જાય છે.

[૩] ખાતર પાડતા (ચોરી કરતા) પકડાયેલો પાપકર્મ કરનાર ચોર જેમ પોતાના કર્મથી કપાય છે (પીડાય છે) તેમ જીવો અહી અને પરલોકમા પોતાના કર્મ વડેજ પીડા પામે છે કારણ કે કરાયેલા કર્મોની (ભોગવ્યા વિના) મુક્તિ નથી

નોંધઃ—જે જેવા કર્મ કરે છે તેને તેજ ભોગવે છે કર્તા બીજો અને ભોક્તા બીજો હોઈજ શકે નહિ એ ન્યાયે આલોકમાં જે કર્મના પરિણામ ન મળ્યા હોય તે પરલોકમાં મેળવવા જન્મ ધારણ કરવોજ પડે છે એમ પુનર્ભવની સિદ્ધિ સ્વયં થઇ જાય છે

[૪] સંસારને પામેલો જીવ પારકાને માટે ( કે પોતાના જીવન વ્યવહારમા ) જે કર્મ કરે છે તે કર્મના ઉદય (પરિણામ) કાળમા (તેને પોતાનેજ ભોગવવું પડે છે.) તેના ( ધનમા ભાગ પડાવનારા ) બાંધવો કર્મમાં ભાગ પડાવતા નથી.

[૫] ધનથી પણ પ્રમાદી જીવાત્મા આ લોકમા કે પરલોકમા શરણ મેળવી શકતો નથી જેમ ( અંધારી રજનિમા ) દીવો બુઝાઈ ગયા પછી અનંત વ્યામોહ થાય છે તેમ આવો પુરુષ ન્યાય માર્ગને જોવા છતા જાણે ન જોયો હોય તેમ વ્યામોહ પામે છે

નોંધઃ—કેટલાક માને છે કે "ધનથી યમદૂતને સમજાવી દઈશું" તેથી જીવ જતી વખતે ધનાદિ,પણ શરણરૂપ થતુ નથી તે બતાવ્યુ છે

[૬] સૂતેલાઓમાં જાગૃત રહેનાર ( આસક્ત પુરુષોમાં નિરાસક્ત રહેનાર ), બુદ્ધિમાન અને વિવેકી સાધક વિશ્વાસ ન કરે કારણ કે ક્ષણો ભયંકર છે અને શરીર ( તેની પાસે ) અબળ છે માટે ભારણ્ડ પક્ષીની માફક અપ્રમત્ત થઇને વિચરે.

નોંધઃ—કાળદ્રવ્ય અખંડ છે ત્યારે શરીર તો વિનાશી છે. એ અપેક્ષાએ ભયંકર બતાવી ક્ષણ માત્ર પણ ગફલત ન કરવાનું કહ્યું છે. ભારંડ પક્ષીને મુખ બે છતાં શરીર એક હોય છે તેથી તે ચાલતાં, બેસતાં, ઉડતા મનમાં ખ્યાલ રાખતુ હોય છે તે પ્રમાણે સાધકે પણ સાવધ રહેવુ.

[૭] થોડી પણ આસક્તિ એ જાળ છે તેમ માની પગલે પગલે સાવધ થઈ વિચરવું લાભ મળે ત્યા સુધી સંયમ જીવિત લંબાવી પછી અંતઃકાળ જાણીને મલિન શરીરનો અંત લાવવો.

**નોંધઃ**–સાવધ સાધકને પોતાનું આયુષ્ય ક્યારે પૂર્ણ થશે તે ખ્યાલ થઈ જાય ત્યારેજ તેનો સમજપૂર્વક ત્યાગ કરે અન્યથા દેહ પર આસક્તિ ભલે ન હોય પરંતુ તેને સાધન માની રક્ષણ કરવાની ફરજ ન ચૂકે.

[૮] જેમ શિક્ષિત અને કવચ (બખતર) ધારી ઘોડો વિજય મેળવે છે તેમ સાધકમુનિ સ્વચ્છંદને રોકવાથી મુક્તિ પામે છે. વળી પૂર્વ (મોટી સંખ્યાવાળું કાળપ્રમાણ) વર્ષો સુધી અપ્રમત્ત થઈ વિચરે તે મુનિ તેવીજ રીતે શીઘ્ર મુક્તિને પામે છે.

**નોંધઃ**–સ્વચ્છંદ અને પ્રમાદ એજ પતનનાં કારણો છે. મુમુક્ષુએ તેને પ્રથમથીજ દૂર કરવાં અને અર્પણતા તથા સાવધતા પ્રાપ્ત કરવી.

[૯] શાશ્વત (નિયતિ)વાદી મતવાળાઓની એ ઉપમા (માન્યતા) છે કે જે પહેલાં ન પામે તે પછી પણ ન પામી શકે. (અહીં વિવેક કરવો ઘટે છે, નહિ તો તે મનુષ્યને) શરીરનો વિરહ થતી વખતે કાળથી ઝડપાતી વખતે કે આયુષ્ય શિથિલ પડે ત્યારે તેઓની પણ તે માન્યતા બદલી જાય છે. અને (ખેદ કરવો પડે છે.)

**નોંધઃ**–જો આપણે પહેલાં નથી કર્યું તો હવે શું કરી શકીશું? આમ માનીને પણ પુરુષાર્થ છોડી દેવો નહિ. કોઇ પણ કાળે અને કોઇ પણ સ્થિતિમાં પુરુષાર્થ કરતાજ રહેવું. અહીં પરંપરા પ્રમાણે એવો પણ અર્થ થાય છે કે શાશ્વતવાદી એટલે ચોક્કસ કહી શકનારા એવા જ્ઞાનીજનો (ત્રિકાળદર્શી હોવાથી) આજ પ્રમાણે અત્યારે થશે, પછી નહિ થાય કે અત્યારેજ તે જીવ મેળવી શકશે પછી નહિ વગેરે વગેરે ચોક્કસ જાણે છે તેઓ તો પછી પણ પુરુષાર્થ કરી શકે. પરંતુ આ ઉપમા તો તેવા મહાપુરુષોને લાગુ પડે બીજે નહિ. જો તેવી રીતે બીજો સાધારણ જીવાત્મા તેમ કરે તો તેને આયુષ્યના અંત વખતે ખેદ કરવો પડે છે.

[૧૦] આવો વિવેક (ત્યાગ) કરવા માટે શીઘ્ર શક્તિમાન (કોઈ) નથી માટે કામો (ભોગો)ને છોડી દઈ મહર્ષિ, સંસાર સ્વરૂપને સમભાવ (સમદષ્ટિ)થી સમજીને, આત્મરક્ષક બની અપ્રમત્તપણે વિચરે.

**નોંધઃ**–કામોને ભોગવવા અને જાગૃતિ કે નિરાસક્તિ રાખવી એ કામ મહેલું નથી માટે પ્રથમ ભોગોને છોડી દેવા એજ ઉત્તમ છે.

[૧૧] વારંવાર મોહ ગુણોને જીતતા અને સંયમમા વિચરતા ત્યાગીને વિષયો અનેક સ્વરૂપે સ્પર્શ કરે છે. પરંતુ તેઓને વિષે ભિક્ષુ પોતાનું મન દુષ્ટ ન બનાવે.

[૧૨] (લલચાવે તેવા) મન્દ મન્દ સ્પર્શો બહુ લોભાવનારા હોય છે. પરંતુ તેઓને વિષે મન ન જવા દેવું, ક્રોધને દબાવવો, અભિમાનને દૂર કરવું, માયા (કપટ)ને ન સેવવી તથા લોભને છોડી દેવો.

[૧૩] જેઓ વાણીથીજ સસ્કારી ગણાતા તુચ્છ અને પરપ્રવાદ કરનારા છતાં રાગદ્વેષથી જકડાયેલા છે તેઓ પરતંત્ર અને અધર્મી છે એમ જાણી તેમનાથી અલગ રહી શરીરના અંત સુધી સદ્‌ગુણોનીજ આકાક્ષા કરવી.

એમ કહું છું.

એ પ્રમાણે અસંસ્કૃત નામનું ચોથું અધ્યયન પૂર્ણ થયું.



# અકામમરણીય

૫

મૃત્યુકાળ એ જીવનકાર્યનો સરવાળો છે. મરણ તો વારંવાર થાય છે. કારણ કે પ્રમાદ એજ મરણ છે, છતાં આ અધ્યયનમાં તો દેહના ત્યાગ વખતની દશાનું વર્ણન કર્યું છે. આ વર્ણન પરથી તે સ્થિતિની પહેલાંજ સમજી અપ્રમત્ત થવાય તે હેતુ સ્પષ્ટ માલુમ પડી આવે છે.

[૧] દુઃખે કરીને ઉતરી શકાય એવા મહાપ્રવાહવાળા સંસાર સમુદ્રમાંથી અનેક પુરુષો તરી ગયા. ત્યાં મહાબુદ્ધિવાળા એક જિજ્ઞાસુએ આ પ્રશ્નને પૂછ્યો.

[૨] દરેક જીવોની મરણાન્તે બે સ્થિતિઓ (ભૂમિકાઓ) હોય છેઃ– (૧) અકામમરણ અને (૨) સકામમરણ.

**નોંધઃ**–મરણ સમયે અશાંત રહે અથવા ધ્યેયશન્ય મરણ થાય તે અકામમરણ અને ધ્યેયપૂર્વક અવસાન થાય તે સકામમરણ કહેવાય છે.

[૩] બાલકોનું તો અકામમરણ કે જે મરણ વારંવાર થાય છે. અને પણ્ડિત પુરુષોનું સકામમરણ કે જે એકવારજ થાય છે.

**નોંધઃ**–જૈનદર્શન, શુદ્ધ સમ્યક્ત્વધારી જીવના મરણને પંડિત મરણ માને છે. અને તેવો આત્મા વધારેમાં વધારે સંસારમાં ફરીથી એકજવાર જન્મ લે છે. અને સામાન્ય જીવોને અનેકવાર જન્મમરણ કરવાં પડે છે.

૪] ત્યાં આગળ આ પહેલી સ્થિતિ મહાવીરે આ પ્રમાણે (તેની)

બતાવી છે કે જે ઇંદ્રિય વિષયોમા આસક્ત થયેલો બાળક (મૂર્ખ) ઘણા કૂર કૃત્યો કરતો હોય છે

નોંધ —જે અત્યત કૂર કૃત્યો જેવા કે હિંસાદિ કર્મો કરે છે તેઓ અકામમરણને અનુભવે છે

[૫] જે કોઈ કામભોગોમા આસક્ત થઈ અસત્ય કર્મોને આચરે છે તેની માન્યતા એવી હોય છે કે "મે પરલોક જોયો જ નથી અને આ વિષયનો આનદ તો પ્રત્યક્ષ છે"

[૬] "આ કામભોગો તો હાથમા આવેલા પ્રત્યક્ષ છે અને જે પછી થવાનુ તે તો કાળે કરીને થવાનુ છે (માટે તેની ચિંતા શી?) વળી કોણ જાણે છે કે પરલોક (પુનર્ભવ) છે કે નથી?"

[૭] "બીજાનું થશે તે મારુ થશે" આ પ્રમાણે એ મૂર્ખ બડબડે છે, અને તેવી રીતે કામભોગની આસક્તિથી આખરે કષ્ટને પામે છે

## ભોગની આસક્તિ શું કરે છે તે સમજાવે છે.

[૮] તેથી ત્રસ અને સ્થાવર જીવો પર દડ આરભે છે અને પોતાને માટે કેવળ અનર્થથી (હેતુપૂર્વક કે અહેતુએ) પ્રાણીસમૂહને હણી નાખે છે

નોંધ —ત્રસ એટલે જે જીવો હાલતા ચાલતા દેખાય તે સ્થાવર એટલે પૃથ્વી પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના જીવો કે જે આખેથી સ્પષ્ટ રીતે ન દેખાય તે હમણા વૈજ્ઞાનિક શોધ જાહેર થઇ છે અને પાણી વનસ્પતિ વગેરેમા જીવો મનાયા છે

[૯] ક્રમશ હિંસક, જૂઠો, માયાવી, ચાડીઓ, શઠ અને મૂર્ખ એવો તે દારૂ અને માંસને ભોગવતો છતો આ સારૂં છે એમ માને છે

[૧૦] કાયાથી અને વચનથી મદોન્મત્ત થયેલો અને ધન તથા સ્ત્રીઓમાં આસક્ત થયેલો, તે અળસિયું માટીને જેમ બે પ્રકારે ભેગી કરે છે તેમ બે પ્રકારે કર્મરૂપ મળને એકઠો કરે છે.

નોંધઃ--બે પ્રકારે એટલે શરીર અને આત્મા બન્નેથી અશુદ્ધ થાય છે. શરીરનુ પતન થયા પછી તેને સુધારવાનો માર્ગ બહુ બહુ કઠિનાઈથી મળે છે પણ આત્મપતનના ઉદ્ધારનો માર્ગ તો મળવો અશક્ય છે.

[૧૧] ત્યાર બાદ પરિણામે રોગ (પીડા)થી ઘેરાયેલો અને તેથી ખેદ પામેલો તે ખૂબ તપ્યા કરે છે. અને પોતાનાં કરેલા દુષ્કર્મોને સંભાળી સંભાળીને હવે પરલોકથી પણ અધિક બીવા માંડે છે.

[૧૨] "દુરાચારીઓની જે ગતિ છે તે નરકનાં સ્થાનો મેં સાંભળ્યાં છે કે જ્યાં ક્રૂર (ભયંકર) કર્મ કરનારાને અસહ્ય વેદના થાય છે.

નોંધઃ--સાત પ્રકારનાં નરકોનું જૈનશાસ્ત્રમાં વિધાન છે. ત્યાં, કરેલાં દુષ્કર્મોના ફળરૂપે ઉત્તરોત્તર અકલ્પનીય વેદનાઓ પ્રત્યેક પ્રાણીઓને ભોગવવી પડે છે.

[૧૩] "ત્યા ઔપપાતિક (સ્વયં કર્મવશાત્ ઉત્પત્તિ થાય છે તે) (નરક) સ્થાન કે જે મેં આગળ સાંભળ્યુ છે ત્યા જઈને જીવ કરેલા કર્મોથી પછી ખૂબજ પરિતાપ પામે છે."

[૧૪] જેમ ગાડીવાન જાણવા છતાં સારા ધોરી રસ્તાને છોડી દઈને વિષમ માર્ગમાં જતા ધૂંસરી (ધુરા) ભાંગી જાય ત્યારે શોક કરે છે.

[૧૫] તેમ ધર્મને છોડીને તથા અધર્મને અંગીકાર કરીને મરણના મોં આગળ ગયેલો પાપી માણસ જીવનધૂંસરી ભાંગી ગઈ હોય તેજ પ્રકારે શોક કરે છે.

૧૬] ત્યારબાદ તે મૂર્ખ મરણને અંતે ભયથી ત્રાસ પામી, કલિથી

(જુગારના દાવથી) જિતાયેલ ઠગાગની માફક અકામમરણે મરે છે

**નોંધ**—જુગારમાં કોઇ વખત ધુતારો પણ હારી જાય છે તેમ અકામ મરણથી તેવો પાપી જીવ ભવ હારી જાય છે

[૧૭] આતો બાલકોનુ અકામમરણ કહ્યુ હવે પંડિતોનુ સકામમરણ કહીશ મને સાભળો, એમ ભગવાન સુધર્મસ્વામી બોલ્યા –

[૧૮] પુણ્યશાળી (સુપવિત્ર) પુરુષો, બ્રહ્મચારીઓ અને સયમી પુરુષોનુ વ્યાઘાત રહિત અને અતિપ્રસન્ન એવુ મરણ જે મે સાભળ્યુ છે—

[૧૯] તે સધા ભિક્ષુઓને કે બધા ગૃહસ્થોને પ્રાપ્ત થતુ નથી પણ કઠિન વ્રતો પાળનારા ભિક્ષુઓ અને ભિન્નભિન્ન પ્રકારના સદાચાર સેવનારા સદ્ગૃહસ્થો જ તે મૃત્યુને વરે છે.

[૨૦] કેટલાક કુસાધુઓ કરતા ગૃહસ્થો પણ અધિક સયમી હોય છે પરતુ સાધુતાની અપેક્ષાએ તો સધા ગૃહસ્થો કરતા સાધુઓ અધિક સયમી જ હોય છે

**નોંધ**—આ ગાથા અત્યત ગભીર અને સાચા સયમનુ પ્રતિપાદન કરનારી છે વેશ કે અવસ્થા વિશેષ સયમના પોષક કે બાધક છેજ નહિ

[૨૧] લાંબા વખતના ચર્મ, નગ્નત્વ, જટા, સઘાટિ (બુદ્ધ સાધુઓનુ ઉત્તરીયવસ્ત્ર) કે મુડન આ બધા ચિહ્નો તે દુરાચારવાળા વેશધારી ને શરણભૂત થતા નથી

**નોંધ**—બધા ભિન્ન ભિન્ન ચિહ્નો સંયમના રક્ષક નથી સદાચારજ સંયમનો રક્ષક છે

[૨૨] ભિક્ષાચારી કરનાર ભિક્ષુ પણ જો દુરાચારી હોય તો તે નરકથી છૂટી શકતો નથી. (સારાશકે) ભિક્ષુ હો કે ગૃહસ્થ હો, સદાચારી હોય તેજ સ્વર્ગમા જઇ શકે છે

નોંધઃ—સાધુને નરક ન હોય કે શ્રાવકને નરક ન હોય તેવો કોઇને ઈજારો હોતો નથી જે કોઈ જે સ્થિતિમાં રહી દુરાચાર સેવે તેને નરક અને સદાચાર સેવે તેને સ્વર્ગ મળી શકે છે.

**ગૃહસ્થી સુવ્રતી ( સદાચારી ) કેવી રીતે હોય તે બતાવે છે.**

[૨૩] ગૃહસ્થ પણ સામાયિકાદિ અંગોને શ્રદ્ધાપૂર્વક, ( અર્થાત મન વચન કાયાથી ) સ્પર્શ કરે અને માસની બન્ને પાખી (પાક્ષિક) ઓમાં એક પાખી પણ પૌષધ વિના ખાલી જવા ન દે.

નોંધઃ—સામાયિક એ જૈનદર્શનની આત્મચિંતનની ક્રિયા છે. યોગસાધનની ક્રિયા ગૃહસ્થોને પ્રાયઃ હમેશાં કરવાની હોય છે અને તે ક્રિયા શુદ્ધ રીતે કરતાં આત્મસાક્ષાત્કાર થઈ મોક્ષ મેળવી શકાય છે. સામાયિક માત્ર એકજ કલાકની ક્રિયા છે. અને પૌષધ ક્રિયા એ આખી અહોરાત્રિ (રાત્રિ દિવસ) આત્મચિંતન કરવાની ક્રિયા છે. પૌષધને દિવસે ઉપવાસ કરી સ્થૈર્ય આસને બેસી આત્મચિંતન કર્યા કરવાનું કહ્યું છે.

[૨૪] આ પ્રમાણે સમજણપૂર્વક ગૃહસ્થાવાસમાં પણ સારા વ્રતથી ( સદાચારી ) રહી શકનારો જીવ આ ઔદારિક શરીર ( મલિન શરીર ) ને છોડી દેવલોકમાં જઈ શકે છે.

નોંધઃ—પશુ અને માનવોના દેહને જૈનશાસ્ત્ર ઔદારિક શરીર કહે છે. ઔદારિક એટલે હાડ, માંસ, ચામ, રુધિર ઈત્યાદિ બિભત્સ વસ્તુઓનો પુંજ.

[૨૫] વળી જે સંવર કરનારો ( સંસારથી નિવૃત્ત થયેલો ) ભિક્ષુ હોય છે તે સર્વદુઃખ નષ્ટ કરીને મુક્ત અથવા મહાન ઋદ્ધિવાળો દેવ (આ બે પૈકી એક) થાય છે.

નોંધઃ—અહીં એક શંકા થાય કે મુનિને મુક્તિ ને ગૃહસ્થને શા માટે નહિ? પરંતુ એ વાત તો સ્પષ્ટ છે કે ગૃહસ્થજીવનમાં ત્યાગ એ અપવાદ છે. જે ગૃહસ્થાશ્રમમાં દુસાધ્ય છે તેજ ત્યાગ સાચી સાધુતામાં સુસાધ્ય છે અને વિશેષતર છે આથી ગૃહસ્થ કરતા ત્યાગી શીઘ્રતર અને

અહેલાઈથી મુક્તિ મેળવી શકે ! વાસ્તવિક રીતે તો જૈનદર્શન માને છે કે ત્યાગ એજ મુક્તિનું અનુપમ સાધન છે. પછી એ ગૃહસ્થાવાસમાં હો કે સાધુજીવનમાં હો !

### દેવનાં નિવાસ સ્થાને કેવાં હોય છે તે વર્ણવે છે.

[૨૬] અત્યંત ઉત્તમ, વિશેષ કરીને મોહ પમાડનારાં ( આકર્ષક ) અનુક્રમે અધિકાધિક દિવ્યકાન્તિવાળાં અને યશસ્વી સ્થાને કે જે બધાં ઉચ્ચ પ્રકારના દેવોથી વિભૂષિત છે.

### ત્યાં વિરાજમાન દેવો કેવા હોય છે તે બતાવે છે.

[૨૭] ત્યાં રહેનારા દેવો પણ દીર્ઘ આયુષ્યવાળા, ખૂબ સમૃદ્ધિવાળા, ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારા, ઋદ્ધિવાળા, વળી સૂર્યસમાન કાન્તિવાળા, અને જાણે હમણાંજ ઉત્પન્ન થયા ન હોય ! તેવા દેદીપ્યમાન હોય છે.

[૨૮] જે સંસારની આસક્તિથી નિવૃત્ત થઇને સંયમ તથા તપશ્ચર્યાનું સેવન કરે છે તે ભિક્ષુઓ હો કે ગૃહસ્થો હો, અવશ્ય તે ( ઉપર કહેલાં ) સ્થાનોમાં જાય છે.

[૨૯] સાચા પૂજનીય, બ્રહ્મચારી ( જિતેન્દ્રિય ) અને સંયમીઓનું (વૃત્તાન્ત) સાંભળીને શીલવાન અને બહુસૂત્રી ( શાસ્ત્રને યથાર્થ જાણનાર ) મરણાન્તકાળે ત્રાસ પામતા નથી.

[૩૦] પ્રજ્ઞાવાન પુરુષ દયાધર્મ તેમજ ક્ષમાવડે ( બાલપંડિત મરણનો ) તોલ કરી તેમાં વિશેષ ધ્યાન આપીને અર્થાત્ તે પ્રકારની ઉત્તમ આત્મસ્થિતિએ પહોંચીને વિશેષ પ્રસન્ન થાય ( જીવનસુધી ).

[૩૧] અને ત્યારબાદ મૃત્યુ નજીક આવે ત્યારે શ્રદ્ધાળુ સાધક ઉત્તમ એવા ગુરુની પાસે જઇને લોમહર્ષને ( દેહ મૂર્છાને ) દૂર કરે અને દેહના વિયોગની આકાંક્ષા રાખે.

**નોંધઃ**—જેણે જીવનને ધર્મથી વણી નાખ્યું હોય તેજ અંતકાળે મૃત્યુને આનંદથી ભેટી શકે છે.

[૩૨] આવો મુનિ કાળ પ્રાપ્ત થયે ( મૃત્યુ વખતે ) પ્રાપ્ત થયેલા શરીરને દૂર કરીને ત્રણ પ્રકારનાં સકામ મરણ પૈકી એકથી અવશ્ય મરણ પામે છે.

**નોંધઃ**—તે સકામ મરણ ત્રણ પ્રકારનાં હોય છે. (૧) ભક્તપ્રત્યાખ્યાન મરણ ( મૃત્યુ વખતે આહાર, પાણી, સ્વાદ્ય કે ખાદ્ય કોઈપણ પ્રકારની વસ્તુ ન લેવી તે ) (૨) ઇંગિત મરણ ( આમાં ચાર પ્રકારના આહારના પચ્ચક્ખાણ ઉપરાંત જગ્યાની પણ મર્યાદા બાંધવાની હોય છે ). (૩) પાદોપગમન મરણ ( કંપિલી વૃક્ષની શાખાની માફક એકજ પાસે શ્વાસોચ્છ્વાસ નીકળી જાય ત્યાંસુધી પડી રહેવું તે )

એવી રીતે ત્રણ પ્રકારનાં સકામ ( પંડિત ) મરણ હોય છે.

એ પ્રમાણે કહું છું.

આમ અકામમરણ સંબંધી પાંચમું અધ્યયન સમાપ્ત થયું.



# ક્ષુલ્લક નિર્ગ્રંથ

## અનાચારી ભિક્ષુઓનું અધ્યયન

૬

અજ્ઞાન કે અવિદ્યા એજ સંસારનું મૂળ છે. તે કેવળ શાસ્ત્ર ભણવેથી કે વાણીદ્વારા મોક્ષની વાતો કરવાથી નાશ થઇ શકે નહિ. અજ્ઞાનને નિવારવા તો કઠણમાં કઠણ પુરુષાર્થ અને વિવેક કરવો જોઇએ. આ જન્મમાં મળેલાં સાધનો જેવાં કે ધન, પરિવાર આદિનો મોહ પણ સહજ રીતે છૂટી શકતો નથી તેનાથી આસક્તિ હઠાવવા પણ કઠિનમાં કઠિન તપશ્ચર્યાઓ કરવી પડે છે તો જન્મોજન્મથી વારસામાં મળેલા અને જીવનના અણુએ અણુના સંસ્કારમાં જડાએલા અજ્ઞાનને નિવારવા કેટલો પ્રયત્ન કરવો પડે તે સ્પષ્ટ વસ્તુ છે.

માત્ર વેશ પરિવર્તનથી વિકાસ ન થઈ શકે. વેશ પરિવર્તનની સાથે હૃદયનું પરિવર્તન જોઇએ. આથીજ જૈનદર્શન જ્ઞાન અને ક્રિયા ( વર્તન )નું સાહચર્ય સ્વીકારે છે.

ભગવાન બોલ્યા:—

[૧] જેટલા અજ્ઞાની પુરુષો છે તે બધા દુઃખને ઉત્પન્ન કરનારા છે (દુઃખી છે). તે મૂઢ પુરુષો બહુવાર અનંત એવા સંસારને વિષે નષ્ટ થાય છે. (દુઃખ પામે છે).

નોંધઃ—અજ્ઞાનથી મનુષ્ય સ્વયં દુઃખી તો થાયજ છે અને પાડોશીને પણ દુઃખકર નીવડે છે.

[૨] માટે જ્ઞાની પુરુષ બહુ જન્મોની જાળના માર્ગને સમજીને [તજીને] પોતાનાજ આત્મા વડે મલને શોધે. [સત્ય શોધનનું પહેલુ સાધન મૈત્રી છે માટે] અને પ્રાણીમાત્ર સાથે મિત્રભાવ સ્થાપે

[૩] સ્ત્રી, પુત્રો, પૌત્રો, માતા પિતા ભાઈઓ અને પુત્રવધૂઓ પોતાના કર્મથી પીડાતા એવા તને શરણ આપવા માટે લેશમાત્ર સમર્થ નથી.

[૪] સમ્યક્ દર્શનવાળા પુરુષે પોતાની (શુદ્ધ દૃષ્ટિથી) બુદ્ધિથી આ વાતને વિચારવી અને પૂર્વ પરિચયની આકાંક્ષા ન રાખવી. આસક્તિ અને સ્નેહને તો છેદીજ નાખવા જોઇએ.

**નોંધ**—સમ્યક્ દર્શન એટલે આત્મભાન આસક્તિ અને રાગ દૂર થતાં જાય તેમ તેમ આત્મદર્શન થાય. અહીં ભોગવેલ ભોગોનુ સ્મરણ ન આવવા દેવું અર્થાત્ જાગૃતિ રાખવી એ બતાવેલ છે.

[૫] ગાય, ઘોડા ઈત્યાદિ પશુધનને, મણિકુંડલોને તથા દાસ ચાકરો વગેરે સર્વને તુ છોડી દઇને કામરૂપી (ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનાર) દેવ થઈ શકીશ (અંતઃકરણથી આ પ્રમાણે વિચારવું).

[૬] તેવીજ રીતે સ્થાવર કે જંગમ કોઇ પ્રકારની મિલ્કત (ધન) ધાન્ય કે અલંકારો કર્મોના પરિણામે પીડાતાને દુખથી મૂકાવવા માટે શક્તિમાન નથી તેમ સમજે.

[૭] પોતાની માફકજ સર્વ સ્થળે સર્વને જોઈને અર્થાત્ પોતાની માફક અન્ય જીવોને પણ પોતાના પ્રાણ વ્હાલા છે તેમ જાણીને ભય અને વૈરથી વિરમેલો આત્મા કોઇપણ પ્રાણીઓના પ્રાણોને ન હણે.

**નોંધઃ**—ભય એ ક્રૂરતાથીજ જન્મે છે જેટલો મનુષ્ય ક્રૂર તેટલોજ અધિક ભયભીત. વૈર એ શત્રુતાની લાગણી છે. આ બે ભાવોથી વિરમાય એ તે સર્વજીવો પ્રત્યે પ્રેમામૃત વહ્યા કરે. પોતાની ઉપમાથી દરેક જીવો સાથે વર્તે તો પ્રાણીમાત્ર પર સહજ પ્રેમ સ્ફુરે

[૮] કાઇની આજ્ઞા સિવાય કંઇપણ લેવુ તે નરકગતિમા લઇ જનાર છે એમ માનીને ઘાસનુ તરણુ પણ આપ્યા વગર લેવુ નહિ ભિક્ષુએ પોતાની ઇંદ્રિયોનો નિગ્રહ કરીને પોતાના પાત્રમા (રાજી ખુશીથી) કોઇએ આપેલુ ભોજનજ ગ્રહણ કરવુ

નોંધ —અદત્તની વ્યાખ્યા ગૃહસ્થ માટે પણ છે કે માત્ર એકલો કે પુરુષાર્થ કરીને તે હકનુ વિવેકપૂર્વક લઈ શકે નીતિનો ભગ કરી જે કઇ લીધેલુ લેવુ તે પણ અદત્તજ ગણાય

[૯] અહીં કેટલાક તો એમજ માને છે કે પાપકર્મ છોડ્યા સિવાય પણ આર્યધર્મને જાણીનેજ સર્વ દુ ખોથી મુક્ત થવાય છે (તે વસ્તુ ઉચિત નથી)

નોંધ —આ શ્લોકમા જ્ઞાન કરતાં વર્તનની અધિકતા બતાવી છે વર્તન ન હોય તો વાણી નિરર્થક

[૧૦] બધ અને મોક્ષની વાતો કરનારા કહેતા છતા કરતા નથી તે માત્ર વાણીની બહાદુરીથી પોતાના આત્માને આશ્વાસનજ આપે છે

[૧૧] જુદી જુદી જાતની (વિચિત્ર) ભાષાઓ શરણરૂપ થતી નથી તો વિદ્યાનુ અનુશાસન પણ ક્યાથી શરણભૂત થાય ? પાપ કર્મોથી પકડાયેલા મૂર્ખાઓ નહિ જાણવા છતા પોતાને પડિત માનનારા હોય છે

[૧૨] જે કેટલાક બાલજીવો (અજ્ઞાની) શરીરમા, શરીરના વર્ણ અને સૌંદર્યમા સર્વપ્રકારે એટલે મન, વચન અને કાયાથી આસક્ત હોય છે તે સૌ દુ ખનાજ ભોગી બને છે

[૧૩] તેઓ અનત એવા આ સંસારમા લાબે માર્ગે પડે છે (સસારચક્રમા ખૂબ ભમે છે) માટે બધી બાજુથી જોઈ તપાસીને મુનિ અપ્રમત્ત થઇનેજ વિચરે

[૧૪] બાહ્યસુખને આગળ કરીને કદી પણ કશુ ન ઇચ્છે. માત્ર પૂર્વે થયેલા (સંચિત) કર્મના ક્ષયને માટેજ આ દેહનો સદુપયોગ કરે.

**નોંધઃ**—શરીર, ધન, સ્વજન આદિ સામગ્રી મુખ્ય નથી પણ ગૌણ છે તેનો સદુપયોગ કરવાથીજ સુખ મળે તેની લાલસામા જીવન ખર્ચે તો બધુએ ગુમાવે

[૧૫] કર્મના મૂળ કારણો (બીજ) નો વિવેક કરીને (વિચાર કરીને) અવસર (યોગ્યતા) જોઇને સયમી બને (સંયમી બન્યા પછી) નિર્દોષ ભોજન અને પાણીને પણ માપથી ગ્રહણ કરે.

**નોંધઃ**—યોગ્યતા વિના સંયમ ન ટકે માટે અવસર જોનાર એ વિશેષણ લીધુ છે. તેમજ ત્યાગ અને તપ વિના પૂર્વ કર્મોનો ક્ષય અસભવિત છે માટે ત્યાગને અનિવાર્ય બતાવ્યો છે.

[૧૬] ત્યાગીએ લેશ માત્ર પણ સંગ્રહ ન કરવો. જેમ પક્ષી પાંખને સાથે લઇને જ ફરે છે તેમ મુનિ પણ (સર્વ વસ્તુ પરથી) નિરપેક્ષ (મમત્વરહિત) થઈ વિચરે.

[૧૭] લજ્જાળુ (સંયમની લાજ ધરાવનાર) અને ગ્રહણ કરવામા પણ મર્યાદા રાખનાર ભિક્ષુ ગામ, નગર ઇત્યાદિ સ્થળે, બંધન રહિત (નિરાસકત) થઇ વિચરે. અને પ્રમાદીઓમા (એટલે ગૃહસ્થોના સંસર્ગમા રહેવા છતા) પણ અપ્રમત્ત રહી ભિક્ષાની ગવેષણા (શોધ) કરે.

"એ પ્રમાણે તે અનુત્તરજ્ઞાની અને અનુત્તર દર્શનધારી અર્હન્ પ્રભુ જ્ઞાતપુત્ર મહાવીર વિશાલી નગરીમા આ પ્રમાણે વ્યાખ્યાન કરતા હતા." (એમ) જંબૂસ્વામીને સુધર્મસ્વામીએ કહ્યુ —

એ પ્રમાણે કહું છુ.

એવી રીતે ક્ષુલ્લક નિર્ગ્રંથ સબધીનુ છઠ્ઠુ અધ્યયન સમાપ્ત થયુ.

---

# એલક

—

બકરાનું અધ્યયન

૭

ભોગમાં તૃપ્તિ નથી : જડમાં ક્યાંય સુખ નથી.

ભોગોમાં જેટલી આસક્તિ તેટલુંજ આત્માથી દૂર રહેવાય. આત્માથી દૂર રહેવાય તેટલો દુષ્કર્મોનો પુંજ ભેળો થાય અને તેના પરિણામે અધોગતિમાં જવું પડે. માટે મનુષ્યભવને સાર્થક કરવો એજ આપણું પરમ કર્તવ્ય છે.

[૧] જેમ અતિથિ (મહેમાન) ને ઉદ્દેશીને (માટે) કોઇ માણસ પોતાને આંગણે બકરાને પાળી ચોખા અને જવ આપી પોષ્યા કરે,

[૨] ત્યારપછી તે હૃષ્ટપુષ્ટ, મોટા પેટવાળો, જાડો, બહુ મેદવાળો (થઈ ખૂબ ખુશી થાય) અને વિપુલ દેહવાળો બને ત્યારે ગમે અતિથિની વાટજ ન જોતો હોય ! (તેમ મદમાતો ફરે.)

[૩] જ્યાંસુધી એ પરોણો ઘેર આવે નહિ ત્યાંસુધીજ તે બિચારો જીવી શકવાનો છે. પણ જ્યારે અતિથિ ઘેર આવે ત્યારે (ઘરના બધા માણસો અને પરોણાઓ) (તેનું) માથું કાપીને (વધ કરીને) તેને ખાઇ જાય છે. (મૃત્યુવશ થાય છે.)

[૪] ખરેખર તે બકરો જેમ પરોણાને માટેજ (પુષ્ટ કરાય છે) રખાય છે. તેમ અધર્મી–બાલજીવ પણ (ક્રૂર કર્મો કરી) નરકનું આયુષ્ય બાંધવા માટેજ કામભોગો વડે પાપોથી પોષાય છે.

**નોંધઃ**—જેમ બકરા ખાતી વખતે ખૂબ મન માણે છે તેમ ભોગો ભોગવતી વખતે જીવાત્મા ક્ષણિક સુખ માણી લે છે. પરંતુ અતિથિરૂપ કાળ આવે ત્યારે તેની મહાદુર્ગતિ થાય છે. અને પહેલાનું માનેલું સુખ મહા ભયંકર દુ:ખરૂપ નીવડે છે

## નરકને યોગ્ય બાલજીવ કયા દોષોથી ઘેરાયેલો હોય છે તે દોષો બતાવે છે.

[૫] બાલજીવ, હિંસક, જૂઠું બોલનાર, માર્ગમાં ચોરી કરનાર (બહારવટીયો) બીજાની વસ્તુને ઝુંટવી લેનાર, માયાવી, અધમનું ખાનાર, શઠ તથા

[૬] સ્ત્રીઓમાં આસક્ત, ઇંદ્રિયલોલુપી, મહારંભી, મહાપરિગ્રહી, દારૂ અને માંસનો ભક્ષક, પરને પીડા આપનાર, (પાપમાં વધેલા પરિપુષ્ટ) પાપી,

**નોંધઃ**—જીભ, કાન, નાક, સ્પર્શ અને ચક્ષુ ઈત્યાદિ ઇંદ્રિયોના વિષયમાં આસક્ત હોય તે ઇંદ્રિય લોલુપી કહેવાય છે મહારંભી એટલે મહા (સ્વાર્થી) હિંસક, મહા પરિગ્રહી એટલે અત્યંત (તૃષ્ણાળુ) આસક્તિમાન,

[૭] બકરાનું માંસ શેકી મોળા કરી ખાનાર (બકરા વગેરે પશુઓને ખાઇજનાર), મોટી ફાંદવાળો તથા અપથ્યખાઇને શરીરમાં લોહીને જમાવનાર એવો અધર્મી જીવ, જેમ બકરો અતિથિની વાટ જુએ છે તેમ તે નરકગતિના આયુષ્યની વાટ જુએ છે. (નરકગતિ પામે છે)

[૮] મજાના આસન, શય્યાઓ, સવારીઓ (ગાડી, ઘોડા વગેરે) ધન તથા કામ ભોગોને (ક્ષણવાર) ભોગવીને, દુ:ખથી મેળવેલું ધન તજીને તથા બહુ કર્મમેલને એકઠો કરીને,

[૯] આવી રીતે કર્મોથી ભારે થયેલો જીવાત્મા વર્તમાનકાળમાંજ મશગૂલ રહી, જેમ બકરો અતિથિ આવ્યે તે સ્થિતિમાં શોક કરે છે તેમ મૃત્યુકાળે અત્યંત શોક કરે છે

**નોંધ.**–પ્રત્યુત્પન્નપગયપુ એટલે, પછી શું થશે? તે પરિણામ નહિ વિચારનાર જીવ કાર્યના આરંભમા જે પરિણામ ન વિચારે તે પાછળથી ખૂબજ પસ્તાય છે પરતુ પાછળનો પસ્તાવો રુદન નિરર્થક છે

[૧૦] તેમજ એવા ઘોર હિંસક આયુષ્યને અતે આ દેહને છોડી કર્મથી પરત ન થઇને આસુરી દિશાને પામે છે અથવા તો નરકમા ચાલ્યા જાય છે

**નોંધ**—જૈનદર્શન અસુરગતિ કિવા નરકગતિ એ બે ગતિઓજ આવા અત્યત હિંસકોને માટે માને છે

[૧૧] જેમ કાણી કોડીને માટે એક મનુષ્ય હજારો સોના મહોરો હારી ગયો અને એક (રોગમુક્ત) રાજા અપથ્ય એવા આમ્ર ફળને ખાઈને રાજ્ય હારી ગયો, (તેમ માનવભવ હારી જાય છે)

**નોંધ**—આ બન્ને શાસ્ત્રોક્ત દષ્ટાંતો છે તાત્પર્ય એ છે કે ઉત્તમ એવા આત્મસુખને કે જેના મૂલ્ય ન થઈ શકે તે છોડીને પરસુખ એટલે જડજન્ય કામભોગો જે ઈચ્છે છે તે કાણી કોડી માટે સુવર્ણ ગુમાવે છે રાજાથી મુક્ત કરેલ વૈદ્યે રાજાને પથ્ય પાળવા માટે આબાનુ ફળ ખાવાની મના કરી હતી છતા ભૂલથી (રસાસક્તિથી) ખાઈને તેણે એક સહજ સ્વાદ માટે પોતાનો પ્રાણ ગુમાવ્યો તેજ રીતે સસારભોગી થોડી ભૂલથી આત્મિક જીવન વેડફી સસાર પરિભ્રમણમા પડે ?

### હવે દેવગતિના ભોગો સાથે મનુષ્યના ભોગોની તુલના કરે છે.

[૧૨] એ પ્રમાણે મનુષ્ય સબધીના કામો દેવકામોની પાસે તુચ્છ છે દેવકામો (મનુષ્યના ભોગો કરતા) સહસ્રગણા અને આયુષ્ય પર્યંત દિવ્યસ્વરૂપમા રહે છે.

[૧૩] તે દેવોની સ્થિતિ પણ અમર્યાદિત (અનેક વર્ષોની સખ્યાથી પણ વધુ) કાળની હોય છે આ બધુ જાણવા છતા સો (૧૦૦)થી પણ ઓછા વર્ષોની (મનુષ્યની) આયુષ્યસ્થિતિમા (પણ) દુષ્ટ બુદ્ધિવાળા પુરુષો વિષયમાર્ગમા ફસાઈ જાય છે

[૧૮] જેમ ત્રણ વાણિયાઓ મૂળ (મુડી) ગ્રહણ કરીને (ધનાર્થ અર્થે) નીકળેલા, ત્યાં તેમાંનો એક લાભ મેળવે છે, બીજો પોતાની મૂળ મુડીજ પાછી લાવે છે—

[૧૧] અને ત્રીજો મુડી ગુમાવીને આવે છે આતો વ્યવહારિક ઉપમા છે પરંતુ એજ પ્રમાણે ધર્મમાં પણ જાણવું

નોંધ —આ ત્રણ દૃષ્ટાંતો શાસ્ત્રમાં છે અહીં શ્લોકમાં તે સ્પષ્ટ કર્યું છે

[૧૬] મનુષ્યત્વ પ્રગટાવે છે તે મૂળ મુડીને આબાદ રાખે છે, (મનુષ્યનો દેહ મળે તે મૂળ મુડીજ છે ) દેવગતિ પામે છે તે લાભ મેળવે છે પણ જે જીવો નરક અને તિર્યંચ (પશુયોનિ) ભવ પામે છે તેતો ખરેખર મુડીને પણ ગુમાવે છે

નોંધ —જેઓ સત્કર્મથી દેવગતિ પામે છે તે મનુષ્યભવથી કંઈક વધુ મેળવે છે અને દુષ્કર્મ કરે છે તે અધોગતિ પામે છે

[૧૭] બાળકની (મૂઢજીવની) આપત્તિ અને વધ જેના ગર્ભમાં છે તેવી બે પ્રકારની ગતિ (ઉપર કહી ગયા તે) થાય છે આસક્તિને વશ થયેલો તે શઠ દેવત્વ અને મનુષ્યત્વ બન્ને હારી જાય છે

[૧૮] તે એકવાર વિષયોથી જીતાયો ( વિષયાસક્ત થયો ) કે તેના વડે તેની બે પ્રકારે દુર્ગતિ થાય છે ત્યાંથી ઘણા લાંબા કાળ સુધી પણ નીકળવું તો પછી દુર્લભ થઈ પડે છે

નોંધ —વિકાસ એ દુર્લભ છે પણ પતન તો સુલભ છે એકવાર પતન થયું કે ઉચ્ચ ભૂમિકાથી ઠેઠ નીચે પડી જવાય છે

[૧૯] આ પ્રમાણે વિચારીને તથા બાળ ( અજ્ઞાની ) અને પંડિતની તુલના કરીને જે પોતાની મુડીને પણ કાયમ રાખે છે તે મનુષ્ય યોનિને પામે છે

[૨૦] આવી ભિન્નભિન્ન પ્રકારની શિક્ષાઓ દ્વારા જે પુરુષો ગૃહસ્થાશ્રમમા રહીને પણ જો સદાચારી રહે તો તે અવશ્ય સૌમ્ય એવી મનુષ્ય યોનિને પામે છે. કારણકે ખરેખર પ્રાણીઓ કર્મનુ ફળ અચૂક ભોગવનારા હોય છે.

**નોંધ:**—કર્મવશાતજ જીવોની ઉચ્ચ કે નીચ ગતિ થતી હોય છે.

[૨૧] જેઓની વિપુલ શિક્ષા છે (મહા જ્ઞાની છે) તેઓ પોતાની મુડીને ઓળંગી જઈ (મનુષ્ય ધર્મથી આગળ વધી), શીલવાન અને વિશેષ સદાચારી થઈઅને અદીન (તેજસ્વી) બની દેવપણાને પામે છે.

**નોંધ**—મનુષ્યે મનુષ્યધર્મ સાચવવો તે તો સામાન્ય કર્તવ્ય છે ત્યાંસુધી તો પોતાની મુડીજ જાળવી ગણાય પરંતુ મનુષ્યધર્મ કરતા આગળ વધે અર્થાત્ વિશ્વધર્મમા પ્રવેશે ત્યારેજ વિશેષતા ગણાય

[૨૨] એ પ્રકારે ભિક્ષુ અદીનતા અને અનાસક્તિને જાણીને (વિચારીને) શામાટે આવુ ન જીતે (પામે)? અને જીતીને શાતિનુ સવેદન (અનુભવ) શા માટે ન કરે?

**નોંધ**—ઉપરની સુદર ગાતને સાધક થઇ શા માટે ન આરાધે?

[૨૩] દાભડાની ટોચ પર રહેલુ જળબિંદુ સમુદ્રની સાથે શી રીતે સરખાવાય? તેજ રીતે દેવોના ભોગો આગળ મનુષ્યના ભોગોનુ પણ સમજી લેવું ઘટે.

[૨૪] જો આ દાભડાની ટોચના જળ બિંદુ જેવા ચચળ કામભોગો છે તો ક્ષીણ થતા ટૂકા આયુષ્ય કાળમાં શામાટે (ક્યા હેતુને લઇને) કલ્યાણ માર્ગને ન જાણવો?

[૨૫] અહી કામોથી અનિવૃત્ત (કામાસક્ત) થયેલાનો સ્વાર્થ (આત્મોન્નતિ) હણાય છે અને તેવો પુરુષ ન્યાય (મોક્ષ) માર્ગને સાભળ્યા છતા ત્યાંથી પતિત થાય છે

**નોંધઃ**—કામ એ બધા રોગોનું અને આપત્તિઓનું મૂળ છે એથી સાવધ રહેવું

[૨૬] "કામભોગોથી નિવૃત્ત થયેલાની આત્મોન્નતિ હણાતી નથી, બલ્કે અપવિત્ર દેહને ત્યાગી તે દેવ સ્વરૂપ બને છે. એ પ્રમાણે મે સાંભળ્યું છે"

[૨૭] તેવો જીવ, જ્યા ઋદ્ધિ કીર્તિ, કાન્તિ, આયુષ્ય તથા ઉત્તમ સુખ હોય છે ત્યા સુંદર મનુષ્યોના વાતાવરણમા જઈ ઉત્પન્ન થાય છે.

### હવે તારવણી કરે છે.

[૨૮] બાળકનું બાલત્વ જુઓ કે જે ધર્મને છોડી, અધર્મને અંગીકાર કરીને અર્થાત અધર્મી બનીને નરકમા ઉત્પન્ન થાય છે

[૨૯] હવે સત્યધર્મને અનુસરનારા ધીરપુરુષનું ધીરપણું જુઓ. કે જે ધર્મિષ્ટ થઇ, અધર્મથી દૂર રહીને દેવગતિમા ઉત્પન્ન થાય છે.

[૩૦] પંડિતમુનિ આ પ્રમાણે બાલભાવ તથા અબાલભાવની તુલના કરીને બાલભાવને ત્યાગી અબાલભાવને સેવે.

**નોંધઃ**- બાલશબ્દ કેવળ અજ્ઞાનતા કે મૂર્ખતા સૂચકજ નથી બલ્કે બાલશબ્દ અનાચારનું પણ સૂચન કરે છે.

એ પ્રમાણે કહું છું

એમ એલક સંબંધીનું સાતમુ અધ્યયન સમાપ્ત થયુ.



# કાપિલિક

## કપિલમુનિનું અધ્યયન

## ૮

મન એજ બંધ અને મોક્ષનું કારણ છે. મનનો દુષ્ટયોગ બંધન કરે છે અને મનની નિર્મળતા મુમુક્ષુતા જગાડે છે ચિત્તનું અનિયંત્રિતપણું ક્યાંસુધી ઘસડી જાય છે! અને અંતરાત્માનો એકજ અવાજ લક્ષ્ય આપવાથી કેવી રીતે અધઃપતનમાંથી બચાવી લે છે? "કપિલ મુનીશ્વર કે જે આખરે અનંત સુખ પામી મુક્ત થયા છે તેના પૂર્વજીવનમાંથી" તેનો મૂર્તિમાન બોધપાઠ અહીં મળી શકે છે.

કપિલ કૌશાંબી નગરીમાં વસેલા એક ઉત્તમ એવા બ્રાહ્મણકુળમાં જન્મ્યા હતા. યુવાન વયમાં માતાની આજ્ઞાથી શ્રાવસ્તી નગરીમાં આવી એક દિગ્ગજ પંડિતને ત્યાં વિદ્યાધ્યયન માટે લાગી પડ્યા હતા. યૌવન વય એક પ્રકારનો નીશો છે. એ નીશાને વશ થઈ કેંક યુવાનો માર્ગને ભૂલી જાય છે.

કપિલ પોતાનો માર્ગ ચૂક્યા. વિષયોની પ્રબળ વાસના જાગી. વિષયોની આસક્તિથી સ્ત્રીસંગનો નાદ લાગ્યો. સ્ત્રીસંગની તીવ્રતર લાલસાએ પાત્ર કુપાત્રને પારખવા ન દીધું. અને એ કૃત્રિમ સ્નેહના ગર્ભમાં રહેલી વિષયની ઝેરી વાસનાને પોષનાર તેવુંજ એક સમાન પાત્ર શોધી લીધું અને સંસાર વિલાસી જીવોને સર્વોત્તમ લાગતા એવા કામભોગોને ભોગવવા લાગ્યા. વારંવાર ભોગવવા છતાં તેને જે રસની પિપાસા છે તે સાંપડતો નથી. અને

તેમ તેમ અજ્ઞાનતાથી વિવશ થઈ અધઃપતનની ખાડમાં નીચેને નીચે તે ધનડાતો જાય છે.

એકદા લક્ષ્મી અને સાધનોથી હીન અને દીન બનેલો તે પત્નીની પ્રેરણાથી મહારાજના દરબારમાં (પ્રતિદિન પ્રાતઃકાલમાં પ્રથમ આવનારને સોના મહોરો આપવાનું વ્રત છે) જવા રાત્રિના છેલ્લા પ્રહરે નીકળે છે. ત્યાં ચોર ધારી રાજ પુરુષો વડે પકડાય છે. ત્યાંથી મહારાજાની અનુકંપા વડે છૂટો થાય છે, અને મહારાજા તેના પર પ્રસન્ન થઇ ઈચ્છા મુજબ વરદાન માગવાનું કહે છે.

કપિલ વિચારમાં પડે છે 'આ માગું તે માગું' તેની લાલસા એટલેથી તૃપ્ત થતી નથી. આખરે આખું રાજ્ય માગવા તેનું મન લલચાય છે. અને જેવું તે વચન બહાર કાઢવા જાય છે. તેજ ક્ષણે અચાનક અંતઃકરણનો અવાજ આવે છે કે રાજ્ય મેળવ્યા પછી પણ તૃપ્તિ ક્યાં હતી?

કપિલનું હૃદય સ્ફટિક જેવું નિર્મળ હતું. તેથી એકાએક કપિલનો વિચારવેગ વળી જાય છે. ભોગોમાં ક્યાંય તૃપ્તિજ નથી. લાલસાના પરિણામે બે માસા (સુવર્ણના સિક્કો) માટે આવેલો હું રાજ્ય માગવા તત્પર થયો છતાં તેમાં પણ તૃપ્તિ ક્યાં?

આખરે એ પૂર્વયોગીશ્વરના પૂર્વસંસ્કારો જાગૃત થઇ ગયા. સાચા સુખનો માર્ગ સમજાયો. અને તેજ વખતે તેણે સૌ કઇ બહારની ગણાતી મિલ્કતનો મોહ ક્ષણવારમાં ત્યાગી દીધો. બે માસાની પણ જરૂર તેને લાગી નહિ. મહારાજા અને સૌને વિસ્મિત કરી મૂકયા અને પોતાના અંતઃકરણને જાગૃત કરી દીધું.

સંતોષ સમાન સુખ નથી. તૃષ્ણા એજ દુઃખની જનની છે. તૃષ્ણા શમાવવાથી તે કપિલનાં અનેક આવરણો ક્ષય થયાં. તેનું અંતઃકરણ પ્રફુલ્લિત બન્યું. ઉત્તરોત્તર ઉત્તમ ચિંતનના પરિણામે આત્મધ્યાન કરતાં કરતાં કૈવલ્યને પામ્યા.

[૧] અનિત્ય, અસ્થિર અને દુઃખથી ભરેલા સંસારમાં હું કયું કર્મ કરું? કે જેથી દુર્ગતિ ન પામું. (કોઇ જિજ્ઞાસુએ પૂછ્યું.)

[૨] પહેલાંની આસક્તિને છોડી દઇને કોઈ સ્થળે રાગબંધન ન કરતાં (મૂકી દેતાં દેતાં), વિષયોથી સાવ વિરક્ત થાય તો દોષો અને મહાદોષોથી પણ ભિક્ષુ મૂકાઇ જાય છે.

[૩] વળી સંપૂર્ણ જ્ઞાન અને દર્શનવાળા તથા સર્વ જીવોનું હિત અને કલ્યાણ ચિંતવનારા વીતમોહ મુનિવર મહાવીર પણ જીવોની મુક્તિ માટે આ પ્રમાણે કહે છે.

[૪] સર્વ પ્રકારની ગ્રંથીઓ (આસક્તિ) તથા કલહ (કલેશ-ચિત્ત) ને ભિક્ષુએ છોડી દેવા. સર્વ કામ સમૂહોને (ભોગોને) જોવા છતાં સાવધ એવો સાધક લેપાતો નથી.

[૫] પણ ભોગરૂપ આમિષ (ભોગ્ય વસ્તુ)ના દોષોથી કલુષિત, હિતકારી માર્ગ અને મુમુક્ષુ બુદ્ધિથી વિમુખ એવો બાલ, મંદ અને મૂઢ જીવાત્મા બળખામાં માખીની માફક (સંસારમાં) બંધાઇ જાય છે.

[૬] અધીર (આસક્ત) પુરુષોથી તો આ કામભોગો ખરેખર દુઃખે કરીને તજાય છે. સુખેથી ત્યાજ્ય નથી. જે સદાચારી સાધુઓ હોય છે તેજ દુસ્તર એવા આ સંસારને તરી જાય છે.

[૭] કેટલાક દુષ્ટ અને અજ્ઞાની ભિક્ષુકો એમ કહેતા હોય છે કે પ્રાણીવધ થાય તેમાં શું? આમ કહેનારા મૃગલા (આસક્ત) અને મંદબુદ્ધિવાળા અજ્ઞાનીઓ, પાપી દૃષ્ટિઓ વડે કરીને નરકમાં જાય છે

નોંધઃ—કોઈ બીજાઓ (અન્ય માણસો) પ્રાણીઓનો વધ કરી આહાર નીપજાવે તો તે પણ સાધુજીને અકલ્પ્ય છે.

[૮] "ખરેખર પ્રાણીવધ કરવો તો શું? પણ તેને અનુમોદન આપતા પણ કદી સર્વ દુઃખોથી તે જીવ છૂટી શકતો નથી" જે આચાર્યોએ સાચા ધર્મની નિરૂપણા કરી છે તે બધાએ આ પ્રમાણે ફરમાવેલુ છે.

**નોંધ**—કોઈ પણ મત, વાદ કે દર્શનમા અહિંસાતત્ત્વ સિવાય ધર્મ બતાવ્યો નથી જૈનદર્શન અહિંસાની ખૂબ ગભીર સમાલોચના કરે છે તે કહે છે કે તમો બીજાને દુઃખ ન દો તેટલામાજ અહિંસા સમાપ્ત થતી નથી પરંતુ કોઈપણ હિંસાના કાર્યને ઉત્તેજના ન મળે તેવો વિવેક રાખવો તે અહિંસા છે

[૯] જે પ્રાણોનો અતિપાત (ઘાત) ન કરે તે સમિતિ યુક્ત, અને સર્વજીવોનુ રક્ષણ કરનાર (અહિંસક) કહેવાય છે આવો મનવાથી સ્થળમાથી પાણીની પેઠે તેમનુ પાપકર્મ નીકળી જવા માડે છે

**નોંધ.**—જૈનદર્શનમા પાચ સમિતિઓ છે તેમા આહાર, ભાષા શોધન, વ્યવસ્થા તથા પ્રતિષ્ઠાપન (ભિક્ષાદિ વધે તે ઠેકે સ્થળે મૂકવી) વિધિનો સમાવેશ થાય છે

[૧૦] જગતમા વ્યાપ્ત થયેલા ત્રસ (હાલતા ચાલતા) અને સ્થાવર (સ્થિર રહેતા) જીવો પર મન, વચન અને કાયાથી દંડ ન આરંભવો.

**નોંધઃ**—સૂક્ષ્મ કે સ્થૂળ જીવોની હિંસા, મન, વાણી કે વર્તનથી ન જ કરવી

[૧૧] શુદ્ધ ભિક્ષાને જાણીને તેમાજ ભિક્ષુ પોતાના આત્માને સ્થાપે સંયમયાત્રા માટે ગ્રાસ (કોળીઆ) પ્રમાણે (મર્યાદા પૂર્વક) ભિક્ષા કરે અને રસમા આસક્ત ન થાય

[૧૨] ભિક્ષુ ગૃહસ્થોના વધેલા ઠડા આહારને, જુના અડદના બાકળા, યુક્ત, સાથવો કે (પુલાક) જવ આદિના ભુકાનું પણ ભોજન કરે છે

**નોંધ:**—માત્ર સંયમના હેતુથીજ તેનું શરીર હોય છે. અને શરીર ટકાવવા માટે આહાર લેવાનો હોય છે.

## જે વિદ્યાદ્વારા પતન થવાનો ભય છે તે બતાવે છે.

[૧૩] જેઓ લક્ષણવિદ્યા ( શરીરનાં કોઇપણ ચિહ્નોથી પ્રકૃતિ જાણી લેવાનું શાસ્ત્ર ), સ્વપ્ન શાસ્ત્ર અને અંગવિદ્યા ( અંગ ઉપાંગોથી પ્રકૃતિ જાણી લેવાનું શાસ્ત્ર)નો ઉપયોગ કરે છે, તે સાધુઓ નથી કહેવાતા. એ પ્રમાણે આચાર્યોએ ફરમાવ્યું છે.

[૧૪] (સંયમ ગ્રહણ કર્યા પછી) જેઓ પોતાના જીવનને નયમમાં ન રાખતાં સમાધી યોગોથી ભ્રષ્ટ થાય છે. તેઓ કામ ભોગોમાં આસક્ત થઇને (કુકર્મો કરી) આસુરા દેહમાં ઉત્પન્ન થાય છે.

[૧૫] વળી ત્યાંથી ( આસુરી ગતિમાંથી ) પણ ફરીને સંસાર ચક્રમાં ખૂબ અટન કર્યા કરે છે. અને બહુ કર્મના લેપથી લેપાયેલા તેઓને સમ્યક્ત્વ ( સદ્બોધ ) થવું અત્યંત દુર્લભ છે.

## માટે સુંદર રાહ દર્શાવે છે.

[૧૬] કોઇ આ આખા લોકને ( લોકસમૃદ્ધિને ) એકજ વ્યક્તિને ઉપભોગ અર્થે આપી દે. છતા તેનાથી પણ તે સતુષ્ટ ન થાય. કારણકે આ આત્મા (બહિરાત્મા–કર્મપાશથી જકડાયેલો જીવ) દુઃખે કરીને પૂરાય તેવો છે. ( સદાય અસતુષ્ટ રહે છે. )

[૧૭] જેમ લાભ થતો જાય તેમ લોભ થાય. લાભથી લોભ વધતો જાય છે. બે માસા ( જુના વખતના સિક્કાનુ નામ છે ) માટે કરેલુ કાર્ય કરોડોથી પણ પૂરું ન થયું.

**નોંધ:**—જેમ જેમ મળતુ જાય છે તેમ તેમ તૃષ્ણા કેવી રીતે વધે છે તેનું ઉપર આપેલુ અબેહૂબ ચિત્રણ છે.

[૧૮] જેનું અનેક પુરુષોમાં ચિત્ત છે એવી, ઉન્નત છાતીવાળી ( સ્તનોવાળી ) અને રાક્ષસી જેવી સ્ત્રીઓમાં આસક્ત થવું

નહિ કે જે પુરુષને પ્રથમ પ્રલોભન આપીને પછી તેની સાથે ચાકરના જેવું વર્તન રાખે છે.

**નોંધ**—વેશ્યા કે હલકી વૃત્તિની સ્ત્રીઓના સબંધનો આ શ્લોક છે જેવી રીતે પુરુષોને સ્ત્રીઓમાં ન લોભાવુ તેજ રીતે સ્ત્રીઓએ પુરુષોમા પણ ન લોભાવુ તે વાત વિવેકપૂર્વક સ્વીકારી લેવી ઘટે અહી શિષ્યને સંબોધીને કહેવાયેલું હોવાથી તે કથનમા તો સ્ત્રીઓની વાત આવે તે સ્વાભાવિક છે. પરંતુ વાસ્તવિક રીતે તો પુરુષ હો કે સ્ત્રી હો ! વિષયની આત વાસનાજ અધોગતિ આપનારી છે

[૧૯] ઘરને ત્યાગી સયમી થયેલો ભિક્ષુ સ્ત્રીઓ પર આસક્ત ન થાય સ્ત્રીસગને તજીને તેનાથી દૂરજ રહે. અને પોતાના ચારિત્ર ધર્મને સુદર જાણીને ત્યાજ પોતાના ચિત્તને સ્થિર કરે.

[૨૦] એ પ્રમાણે આ ધમ વિશુદ્ધ મતિવાળા કપિલમુનિએ વર્ણવ્યો છે. તેને જેઓ આચરશે તે તરી જશે અને તેના પુરુષોએ જ બન્ને લોક ( આલોક તથા પરલોક ) આરાધ્યા સમજવા.

**નોંધ**—રાગ અને લોભના ત્યાગથી મન સ્થિર થાય છે ચિત્તસમાધિ વિના યોગની સાધના નથી યોગસાધના એ તો ત્યાગીનુ પરમ જીવન છે તે સાધવા માટે કંચન અને કામિની એ બન્નેનાં બંધન ક્ષણે ક્ષણે નડતરરૂપ છે. તેને ત્યાગ્યા તો છેજ પણ ત્યાગ્યા છતા આસક્તિ રહી જાય છે તે આસક્તિથી દૂર રહેવા સતત જાગૃત રહેવુ એજ સયમી જીવનનુ અનિવાર્ય અગત્ય કાર્ય છે.

એ પ્રમાણે કહું છુ

એમ કપિલમુનિ સબધીનુ આઠમુ અધ્યયન સમાપ્ત થયુ.



# નમિપ્રવ્રજ્યા

## નમિરાજર્ષિનો ત્યાગ

૯

મિથિલાના મહારાજા નમિરાજ દાઘજ્વરની દારૂણ વેદનાથી પીડાતા હતા. તે વખતે મહારાણીઓ તથા દાસીઓ ખૂબ ચંદનો ઘસી રહી હતી. હાથમાં પહેરેલી ચૂડીઓ પરસ્પર અફળાવાથી જે અવાજ ઉત્પન્ન થતો હતો તે મહારાજના કર્ણપર અથડાઈ વેદનામાં વધારો કરતો હોવાથી મહારાજાએ મંત્રીશ્વરને કહ્યું: "આ ઘોંઘાટ અસહ્ય છે, તેને બંધ કરો." ચંદન ઘસનારાઓએ માત્ર હસ્તમાં એકેક ચૂડી સૌભાગ્યચિહ્નરૂપ રાખી બાકી બધું દૂર કર્યું કે તુરતજ અવાજ બંધ થયો.

થોડીવારે નમીશ્વરે પૂછયું: "કેમ કાર્ય પૂર્ણ થયું?"

મંત્રી—નાજી.

નમીશ્વર—ત્યારે અવાજ શાથી બંધ થયો?

મંત્રીએ ઉપરની હકીકત જણાવી. તેજ ક્ષણે પૂર્વયોગીના હૃદયમાં આકસ્મિક અસર થઈ ગઇ. તેણે વિચાર્યું કે જ્યાં બે છે ત્યાંજ ઘોંઘાટ છે, એક છે ત્યાં શાંતિ છે. આજ ગૂઢ ચિંતનના પરિણામે (નિમિત્તથી] પૂર્વજન્મનું સ્મરણ થયું અને શાંતિને મેળવવા માટે બહારનાં બધાં બંધનો છોડી દઈ એકાકી વિચરવાની તીવ્ર જિજ્ઞાસા જાગી. વ્યાધિ શાન્ત થયો અને તુરતજ એ યોગી સર્પની કાંચળી માફક રાજપાટ અને રમણીઓના ભોગવિલાસને તજી, ત્યાગી થયા અને તપશ્ચર્યાના માર્ગે પ્રયાણ

**કર્યું તે અપૂર્વ ત્યાગીની કસોટી ઈંદ્ર જેવાએ કરી. તે પ્રશ્નોત્તર અને ત્યાગના મહાત્મ્યથી આ અધ્યયન સમૃદ્ધ થયું છે.**

[૧] દેવલોકથી ચ્યુત થઇને (ઉતરીને) મનુષ્યલોકમા ઉત્પન્ન થયેલો નમિરાજ (ઉપન્ના નિમિત્તથી) મોહનીય કર્મના શાન્ત થવાથી પૂર્વજન્મોને સભારે છે

[૨] પૂર્વજન્મને સભારીને તે ભગવાન નમિરાજ પોતાની મેળે બોધ પામ્યા હવે પુત્રને રાજ્યારૂઢ કરીને શ્રેષ્ઠ ધર્મ (યોગ-માર્ગ) મા અભિનિષ્ક્રમણ કરે છે (પ્રવેશે છે)

[૩] ઉત્તમ અત પુરમા રહ્યા રહ્યા તે નમિરાજા દેવલોક જેવા (દેવભોગ્ય) ઊંચા પ્રકારના ભોગોને ભોગવી, હવે જ્ઞાની (તેની અસારતાને જાણનાર) બની બધુ છોડી દે છે

[૪] (તે) નાના શહેરો તથા પ્રાન્તોથી જોડાએલી મિથિલાનગરી, મહારથીસેના, યુવાન રાણીઓ તથા બધા નોકર ચાકરોને છોડીને નીકળી ગયા (યોગ માર્ગમા પ્રવૃત્ત થયા). અને તે ભગવાને એકાન્તમા જઈ અધિષ્ઠાન કર્યું

[૫] જ્યારે નમિરાજા જેવા મહાન્ રાજર્ષિનુ અભિનિષ્ક્રમણ થયુ અને પ્રવ્રજ્યા (ગૃહ ત્યાગ) થવા લાગી ત્યારે મિથિલાનગરીમા કોલાહલ (હાહાકાર) થઈ રહ્યો

**નોંધ:**—મિથિલા તે કાળમાં મહાન નગરી હતી તે નગરી નીચે અનેક પ્રાત, શહેર, નગર અને ગામો હતા એવા રાજર્ષિ આવા દેવ ભોગ્ય ભોગોને ભોગવતા હોય ત્યા એમએક ત્યાગ સ્ફુરે એ પૂર્વજન્મનુ યોગ-બળજ સૂચવે છે આવી વ્યક્તિનો સદાચાર, પ્રજાપ્રેમ, ન્યાય વગેરે ખૂબ અપૂર્વ હોય અને તેથી તેના વિરહને લઇને સ્નેહીવર્ગને આઘાત લાગે તે સ્વાભાવિક છે

[૬] ઉત્તમ પ્રવ્રજ્યાસ્થાને બિરાજેલા રાજર્ષિને સબોધી ઇંદ્રમહારાજ બ્રાહ્મણરૂપે આ વચન બોલ્યા —

નોંધ —નમિરાજર્ષિની કસોટી માટે આવેલા ઇંદ્ર બ્રાહ્મણનો સ્વાંગ સજ્યો હતો તેમણે જે પ્રશ્નમાળા પૂછી તેનો ઉલ્લેખ છે

[૭] હે ! આર્ય ! આજે મિથિલાનગરીમાં કોલાહલથી વ્યાપ્ત (હલ્લાગુલ્લામય) અને ભયંકર શબ્દો ઘરઘર તથા મહેલ મહેલમાં શામાટે સંભળાય છે ?

[૮] ત્યારબાદ આ વાતને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા નમિરાજર્ષિએ દેવેન્દ્રને આ વચન કહ્યું —

[૯] મિથિલામાં ઠંડી છાયાવાળું, મનોહર, ફુલ અને પાંદડાથી ભરેલું તેમજ હમેશા બહુજનોને બહુગુણ કરનારૂં એવું ચૈત્યવૃક્ષ છે

[૧૦] રે ભાઇ ! તે મનોહર ચૈત્યવૃક્ષ (આજે) પ્રચંડ વાયુથી હરાઇ જતું હોવાથી અશરણ બની ગયેલા અને તેજ કારણે દુ ખિત અને વ્યાધિથી પીડાયેલા એવા આ પક્ષીઓ આક્રંદ કરી રહ્યા છે

**નોંધ** —મિથિલાના નગરજનોને પક્ષીઓરૂપ અને નમિરાજને વૃક્ષરૂપ બતાવ્યા છે

[૧૧] આ અર્થને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલો દેવેન્દ્ર ત્યારબાદ નમિરાજર્ષિને સંબોધીને આ વચન બોલ્યો —

[૧૨] હે ભગવન્ ! આ અગ્નિ અને (તેમાં મદદ કરનાર) વાયુ આ મંદિરને બાળી રહ્યો છે અને તેથી (તમારું) અંતઃપુર પણ બળી રહ્યું છે તમે શામાટે તે તરફ જોતા નથી ?

[૧૩] આ અર્થને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા નમિરાજર્ષિ દેવેન્દ્રપ્રતિ આ વચન બોલ્યા —

[૧૪] જેનું ત્યાં (મિથિલામાં) કંઇપણ છેજ નહિ તેવા અમે સુખેથી રહીએ છીએ અને સુખે કરીને જીવીએ છીએ (તેથી હે બ્રાહ્મણ !) મિથિલા બળવા છતાં મારૂં કશું બળતું નથી —

[૧૫] કારણકે સ્રીપુત્ર પરિવારથી મુક્ત થયેલા અને સંસારના વ્યાપારથી પર થયેલા ભિક્ષુને કંઈ પ્રિય પણ નથી અને કંઈ અપ્રિય પણ નથી.

**નોંધઃ**—જ્યા આસક્તિ છે ત્યા રાગ છે ત્યાંજ દ્વેષ છે. દ્વેષ છે ત્યાં આપ્રયતા છે. જો પ્રિયતાનો નાશ થયો તો અપ્રિયતા સહેજે સમાઇ જાય અને એ બન્ને વિરમે કે દુઃખ માત્ર ગયું. કારણ કે દુઃખની લાગણી તેવા ભાવને લઈનેજ થાય છે.

[૧૬] ગૃહસ્થાશ્રમથી પર થયેલા એવા ત્યાગી અને સર્વ જંજાળથી મુક્ત થઈ એકાન્ત ( આત્મ ) ભાવનેજ અનુસરનારા ભિક્ષુને ખરેખર દરેક સ્થળે બહુ આનંદ હોય છે.

**નોંધઃ**—રોગ બધો હૃદયમાં છે. હૃદયશુદ્ધિ થઈ ને સંતોષ જન્મ્યો કે તુરતજ કલ્યાણ અને મંગળનાં દરેક સ્થળે દર્શન થવાનાં.

[૧૭] આ અર્થને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલો દેવેન્દ્ર ત્યારબાદ નમિરાજર્ષિને ઉદ્દેશીને આ પ્રમાણે બોલ્યોઃ—

[૧૮] હે ક્ષત્રિય ! કિલ્લો, ગઢનો દરવાજો, ખાઈઓ અને સેંકડો સુભટને હણી નાખે તેવું યંત્ર ( તોપ જેવું યંત્ર ) બનાવીને પછી જા.

**નોંધઃ**—તું તારા ક્ષત્રિય ધર્મને પહેલાં સંભાળી પછી ત્યાગીના ધર્મને સ્વીકાર. જો પહેલા ધર્મને ચૂકીશ તો આગળ કેમ વધી શકીશ ?

[૧૯] ત્યારબાદ આ અર્થને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા નમિરાજર્ષિએ દેવેન્દ્રને આ પ્રમાણે કહ્યુંઃ—

[૨૦–૨૧] શ્રદ્ધા (સત્યપર અડગ વિશ્વાસ) રૂપી નગર, સંવર ( સંયમ ) રૂપી ભાગોળ, ક્ષમારૂપી સુંદરગઢ, ત્રણ ગુપ્તિ ( મન, વચન અને કાયાનું સુનિયમન ) રૂપી દુઃપ્રધર્ષ ( દુર્જય શતઘ્ની શસ્ત્ર વિશેષ ), પુરુષાર્થરૂપી ધનુષ્ય, ઈર્યા ( વિવેકપૂર્વક ગમન )

રૂપી દોરી અને ધીરજરૂપી ભાથુ બનાવીને સત્ય સાથે પરિમથન (સત્યચિંતન) કરવુ જોઈએ

[૨૨] સંરણરૂપ તપશ્ચર્યારૂપ બાણોથી યુક્ત તેવોજ મુનિ કર્મરૂપ બખ્તરને ભેદી સગ્રામમા વિજય પામે છે અને ભવ (સસારરૂપ બધન) થી મુક્ત થાય છે

**નોંધ** —બાહ્ય યુદ્ધનો વિજય ક્ષણિક હોય છે અને પરિણામે પરિતાપજ ઉપજાવે છે શત્રુનો પોતે શત્રુ બની પોતાના બીજા અનેક શત્રુઓની પરપરા ઉત્પન્ન કરે છે આથી તેવા યુદ્ધની પરપરા જન્મોજન્મ ચાલ્યા કરે છે અને તેથી યુદ્ધથી વિરામ મળતો જ નથી અને એ વાસનાને કારણે જ અનેક જન્મ લેવા પડે છે, માટે બહારના શત્રુઓ જેથી ઉત્પન્ન થાય છે, તે શત્રુઓ કે જે હૃદયમા ભરાઇ બેઠા છે, તેને હણવા માટે પ્રયાસ આદરવો એજ મુમુક્ષુનુ કર્તવ્ય છે

તે સગ્રામમા કઈ કઇ જાતના શસ્ત્રો જોઇએ તેની બહુ ઊંડી શોધ કરી ઉપરના સાધનો નમિ ભગવાને વર્ણવ્યા છે તે યોગીનો અનુભવ આપણા જીવન સગ્રામમા ક્ષણે ક્ષણે જરૂરી છે

**આ ઉત્તરથી વિસ્મિત થયેલો દેવ થોડીવાર અવાક રહ્યો.**

[૨૩] આ તત્ત્વને સાભળીને નમી હેતુ અને કારણથી પ્રેરાયેલો દેવેન્દ્ર નમિરાજર્ષિને આ પ્રમાણે કહેવા લાગ્યો —

[૨૪] હે ક્ષત્રિય ! ઊંચા પ્રકારના બગલાઓ, મેડીવાળા ઘરો તથા બાલાગ્રપોતિકાઓ ( ક્રીડાના સ્થાનો ) કરાવી પછી જા

[૨૫] આ અર્થને સાભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા એવા નમિરાજર્ષિ દેવેન્દ્રને આ પ્રમાણે બોલ્યા —

[૨૬] જે ચાલતા ચાલતા માર્ગમા ઘર કરે છે તે ખરેખર સદેહ ભરેલુ છે જ્યા જવાને ઇચ્છે ત્યાજ શાશ્વત ( નિશ્ચિત ) ઘરને કરવુ જોઇએ

**નોંધઃ**—આ શ્લોકનું હૃદય બહુ ગંભીર છે શાશ્વતસ્થાન એટલે મુક્તિ. મુમુક્ષુનું ધ્યેય જો માત્ર મુક્તિજ છે તો તે સ્થાન મેળવ્યા વિના માર્ગમાં એટલે કે આ સંસારમાં બીજાં ઘરબારનાં બંધન શામાટે કરે?

[૨૭] આ અર્થને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલો દેવેન્દ્ર નમિરાજર્ષિને આ પ્રમાણે બોલ્યોઃ—

[૨૮] હે ક્ષત્રિય! લોમહર, ગાંઠડી છોડનાર, તસ્કર અને બહારવટીઆઓને નિવારીને તથા નગરનું કલ્યાણ કરીને પછી જા.

**નોંધઃ**-લોમહર વગેરે બધા ચોરોના વિવિધ પ્રકારો છે.

[૨૯] આ અર્થને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા નમિરાજર્ષિએ દેવેન્દ્રને આ પ્રમાણે કહ્યુંઃ—

[૩૦] ઘણીવાર મનુષ્યો નિરર્થક દંડને ( હિંસાને ) યોજે છે. આવા સ્થળે ગુનો નહિ કરનારા વિના વાંકે બંધાઈ જાય છે. ત્યારે ગુનેગાર ( ઘણીવાર ) છૂટી જાય છે.

**નોંધઃ**—વિશેષે કરીને દુષ્ટમન કે દુષ્ટ વાસના જ ગુનો કરાવે છે. પરંતુ તેને કોઈ દંડ આપતું નથી. ઇંદ્રિયો અને શરીર દંડાય છે. આ નિરર્થક દંડ છે દુષ્ટ વાસનાઓને દંડવી એજ સાચો દંડ છે તેને જ દંડવા માટે કોશિશ કરવી જોઈએ.

[૩૧] આ અર્થને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલો દેવેન્દ્ર નમિરાજર્ષિ પ્રતિ આ પ્રમાણે બોલ્યોઃ—

[૩૨] હે ક્ષત્રિય! હે નરાધિપ! કેટલાક રાજાઓ કે જે તને નમ્યા નથી તેઓને વશ કરીને પછી જા.

[૩૩] આ અર્થને સાંભળીને વળી હેતુ અને કારણથી પ્રેરાયેલા નમિરાજર્ષિએ દેવેન્દ્રને આમ કહ્યું —

[૩૪] દશલાખ સુભટને દુર્જય સંગ્રામમાં જીતવા કરતાં એકજ માત્ર આત્માને જીતવો તે ઉત્તમ છે અને સાચી જીત છે.

નોંધ —બહારના યુદ્ધમા લાખો સુભટને એકલા હાથે જીતનારને પણ જૈનશાસન વીર નથી ગણાવતુ કારણકે તે સાચી જીત નથી, પણ હાર છે જો એક પોતાનાજ આત્માને જીતીલે તો તેજ સાચો વિજય છે

[૩૫] આત્મા સાથેજ યુદ્ધ કરો, બહારના યુદ્ધથી શુ વળવાનુ છે? શુદ્ધ આત્માથી દુષ્ટપ્રકૃતિવાળા આત્માને જીતીને સુખ મેળવી શકાય છે

નોંધ.—વિષય ઘણો વિચારણીય અને ગભીર છે માટે ખૂબ વિચારવુ

[૩૬] પાચ ઇંદ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભ તથા દુર્જય એવા આત્માને જીતવો એ ઉત્તમ છે કારણકે આત્મા જીત્યો કે સર્વ જીતાયુ

[૩૭] આ અર્થને સાભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા દેવેન્દ્રે નમિરાજર્ષિને આમ કહ્યુ —

[૩૮] હે ક્ષત્રિય! મોટા મોટા યજ્ઞો કરીને, તાપસ, શ્રમણો અને બ્રાહ્મણોને જમાડીને, દાન કરીને, ભોગવીને તથા યજન કરીને પછીજ જા

નોંધ.—તે કાળમા ક્ષત્રિયોને યજ્ઞ કરાવવા માટે બ્રાહ્મણો પ્રેરણા કરતા અને પોતાને જમાડવામા જ ધર્મ બતાવતા હતા ગૃહસ્થાશ્રમના ધર્મ કરતા આ ધર્મ વિશિષ્ટ ગણાતો હતો તેથી ક્ષત્રિય કર્મ બતાવી અહીં ધર્મ દિશાનુ સૂચન કર્યું છે

[૩૯] આ અર્થને સાભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા નમિરાજર્ષિએ દેવેન્દ્રને આ પ્રમાણે કહ્યુ —

[૪૦] જે પ્રતિ માસે (એકેક મહિને) દશ દશ લાખ ગાયો દાનમા આપે તેના કરતા કઇપણ નહિ આપનારનો સયમ (જે માત્ર અનસ્ય ઉત્તમ છે) વધી જાય છે

**નોંધ:**—અપરિગ્રહવૃત્તિ એજ ઉત્તમ ધર્મ છે. એક સંયમી માણસ અવ્યક્ત રીતે સેંકડોને પોષી શકે છે. અસંયમી બની કંઇ દાન કરવું તે કરતા સંયમ પાળવો વધુ યોગ્ય છે આ શ્લોક ખૂબજ ઉંડાણથી વિચારતા આપણી આજની જીવનદશાની વિટંબના મટી જઈ ઉન્નતિનો માર્ગ મળી આવે છે.

[૪૧] આ અર્થને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા દેવેન્દ્ર નમિરાજર્ષિને વળી આ પ્રમાણે કહેવા લાગ્યો:—

[૪૨] (ગૃહસ્થાશ્રમ કઠણ છે માટેજ) આ કઠણ આશ્રમને છોડીને તું બીજા આશ્રમ (ત્યાગાશ્રમ) ને ઇચ્છતો લાગે છે. હે મનુષ્યના પાલક મહારાજ! અહીંજ (ગૃહસ્થાશ્રમમાંજ પૌષધ રક્ત થા.

**નોંધ:**—ગૃહસ્થાશ્રમમાં પણ ક્યાં ધર્મનિયમ નથી થતાં? માટે ગૃહસ્થાશ્રમમાં રહી પૌષધ (ઉપવાસ કરી કેવળ આત્મચિંતનમાં અહોરાત્રિ ગુજારવી) ક્રિયામાં મશગૂલ બન. શામાટે ત્યાગાશ્રમને ગ્રહણ કરે છે?

[૪૩] આ અર્થને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા નમિરાજર્ષિએ દેવેન્દ્રને આમ કહ્યું:—

[૪૪] પ્રતિ માસે જે બાલજન કુશ (દાભડા) ના અગ્ર ભાગ જેટલા ભોજનથી ચલાવે (અર્થાત તેટલો પણ ભોગી બનેતો) તે પણ સાચાધર્મીની સોળમી કળાને લાયક થતો નથી.

**નોંધ:**—ગૃહસ્થાશ્રમનો ધર્મ, ત્યાગાશ્રમની યોગ્યતા ન હોય તેને માટે યોગ્યજ છે. પરંતુ સાચો ત્યાગ હોય તો તે (ગૃહસ્થાશ્રમનો) ધર્મ તેના આગળ ન્યૂન જ છે. આ વાતને આપણે અનુભવથી પણ કયાં નથી જોઈ શકતા?

[૪૫] આ તત્ત્વને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા દેવેન્દ્રે નમિરાજર્ષિને (વળી બીજી રીતે) આ પ્રમાણે કહ્યું:—

[૪૬] હે ક્ષત્રિય! સોનું, રૂપું, મણિ મોતીઓ, કાંસુ, વસ્ત્રો, વાહનો અને ભંડાર વગેરે વધારીને જા.

[૪૭] આ અર્થને અવધારીને હેતુ અને કારણથી પ્રેરાયેલા નમિરાજર્ષિએ દેવેન્દ્રને આ પ્રમાણે કહ્યુ —

[૪૮] કૈલાસપર્વત જેવડા, સોના અને રૂપાના અસંખ્ય પર્વતો કદાચ આપવામાં આવે છતા (તેપણ) એક લોભીને માટે પૂરતા નથી. કારણકે ઈચ્છાઓ ખરેખર આકાશ જેવી અનંત છે. (આશાનો પાર પમાતોજ નથી. એક પૂરાણી ન પૂરાણી કે બીજી અનેક જાગે છે)

**નોંધઃ**—તૃષ્ણાની ખાડજ એવી વિચિત્ર છે કે જેમ જેમ તેમાં ભરતી થાય તેમ તે ખાડ ઊંડીને ઊંડી જાય તૃષ્ણા આવી કે પાસેનાં સાધનો અપૂર્ણ દેખાય સંતોષ આવ્યો કે દેખાતુ દુઃખ ભાગ્યુ એટલે સાધનો બધા સુખદ સ્વયં બની રહે.

[૪૯] આખી પૃથ્વી, શાલીના ચોખા, જવ, (પૃથ્વીમા રહેલાં સર્વ ધાન્યો) પશુઓ અને સોનુ આ બધુ એક (અસંતુષ્ટ મનુષ્ય)ને માટે પણ પૂરતુ નથી એમ જાણીને તપશ્ચર્યા આદરવી.

**નોંધ**—તપશ્ચર્યા એટલે આશાનો નિરોધ આશાને રોકી એટલે જગત જીત્યા. આશાધારી તો આખુ એ જગત છે એ આશામય પ્રવૃત્તિ તેજ સંસાર છે અને આશા વિરહિત પ્રવૃત્તિ એજ નિવૃત્તિ છે

[૫૦] આ અર્થને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા દેવેન્દ્રે નમિરાજર્ષિને આ પ્રમાણે કહ્યુઃ—

[૫૧] હે પૃથ્વીપતિ! અદ્ભુત એવા (મળેલા) ભોગોને તુ તજે છે અને નહિ મળેલા એવા કામોને ઇચ્છે છે ખરેખર તુ સંકલ્પથી હણાય છે.

[૫૨] આ વાતને સાંભળીને હેતુ અને કારણથી પ્રેરાયેલા નમિરાજર્ષિ દેવેન્દ્રને ઉદ્દેશી આમ બોલ્યા.

[૫૩] કામભોગો શલ્ય છે કામભોગો વિષ (ઝેર) છે કામભોગો

કાળા નાગ જેવા છે. કામોને પ્રાર્થના કરતા કરતાં જીવો બિચારા કામને પામ્યા વિનાજ દુર્ગતિમા ચાલ્યા જાય છે.

**નોંધ**—સંસારનો આસક્ત કોઇપણ એવો પ્રાણી નથી કે જેની આશા મરતી વખતે ભોગોથી દૂર થતા થતા પૂર્ણ થઇ શકી હોય. આશા કે વાસના એજ જન્મની દાતા છે

## ચાર કષાયોનાં પરિણામ દર્શાવે છે.

[૫૪] ક્રોધથી અધોગતિમાં જવાય છે. માનથી અધમગતિ થાય છે. માયા ( કપટ )થી સદ્‌ગતિ મળતી નથી. પણ લોભથી તો આ લોક અને પરલોક બન્નેનો ભય રહેલો છે.

**નોંધ**:—શાસ્ત્રકારોએ ચારે કષાયોનું પરિણામ બહુ દુઃખકર બતાવ્યું છે. પરતુ તેમાં પણ લોભ તો ઘણોજ હાનિકર્તા છે. લોભીનું વર્તમાનજીવન પણ અપકીર્તિવાળું હોય છે. અને તે પાપનો સંચય પણ ખૂબ કરતો હોય છે આથીજ "લોભને સર્વ વિનાશક કહ્યો છે."

[૫૫] તેવે જ ટાણે બ્રાહ્મણનું રૂપ છોડી દઈને અને ઈંદ્રનું રૂપ ધારણ કરીને આવા પ્રકારની મધુરવાણીઓથી સ્તુતિ કરતો છતો ઇંદ્ર વંદન કરે છે. અને કહે છે:—

[૫૬] અહો ! તમે ક્રોધને જીતી લીધો છે. માનને ( અભિમાનને ) દૂર કર્યું છે. માયાને હઠાવી છે અને લોભને સંપૂર્ણ વશ કર્યો છે.

[૫૭] વાહ હે સાધુજી ' શું તમારૂં સરળપણું ' શું તમારી કોમળતા ' કેવી તમારી અનુપમ સહનશીલતા ' શું તમારું તપ ! અને શી તમારી નિરાસક્તિ !

[૫૮] હે ભગવન્ ! અહીં પણ આપ ઉત્તમ છો, પછી પણ ઉત્તમ થવાના. લોકમાં સર્વશ્રેષ્ઠ સ્થાન એવી મુક્તિને તમે નિષ્કર્મી થઇને અવશ્ય પામવાના.

[૫૯] ઈંદ્રદેવ એ પ્રમાણે ઉત્તમ શ્રદ્ધાપૂર્વક નમિરાજર્ષિની સ્તુતિ કરતા અને પ્રદક્ષિણા કરતા કરતા વારંવાર લળી લળી વંદન કરે છે.

[૬૦] ત્યારબાદ ચક્ર તથા અંકુશ ઇત્યાદિ લક્ષણોથી અંકિત થયેલાં મુનીશ્વરનાં ચરણોને પૂજીને લલિત અને ચપલ કુંડલ તથા મુકુટને ધારણ કરનાર ઈંદ્રરાજ આકાશમાં અંતર્ધ્યાન થયા.

[૬૧] વિદેહનો રાજવી નમિ મુનિ કે જે ઘરબાર તજીને શ્રમણ ભાવમાં બરાબર સ્થિર રહેલ છે તે સાક્ષાત ઈંદ્રદ્વારા પ્રેરાઇને પોતાના આત્માને વિશેષ નમ્ર બનાવે છે.

[૬૨] આ પ્રમાણે વિશેષ શાણા અને બુદ્ધિમાન સાધકો સ્વયં બોધ પામીને જેમ નમિ રાજર્ષિ થયા તેમ ભોગોથી નિવૃત્ત થાય છે.

**નોંધઃ**—ભોગોનો ત્યાગ એજ ત્યાગ. આસક્તિનો ત્યાગ એજ ત્યાગ. કષાયોનો ત્યાગ એજ ત્યાગ. સાચા ત્યાગ વિના આનંદ કયાં છે?

એમ કહું છું.

એ પ્રમાણે નમિ પ્રવ્રજ્યા નામનું નવમું અધ્યયન સમાપ્ત થયું.



# દ્રુમપત્રક



## વૃક્ષનું પાંદડું

## ૧૦

વૃક્ષનું પાંદડું ખરી જાય છે, તેમ શરીર જીર્ણ થઇ ખરી જાય છે મનુષ્યદેહનું પણ તેમજ સમજવું. અનંત સંસારમાં ક્રમપૂર્વક ઉન્નતિક્રમે માનવદેહ મળે છે તે માનવ દેહ પામ્યા પછી પણ સુંદર સાધનો, આર્યભૂમિ અને સાચો ધર્મ પણ અનેક સંકટો પછીજ પ્રાપ્ત થાય છે ભોગો ભોગવવાની અતૃપ્ત વૃત્તિ તો દરેક જન્મના, તે તે જન્મયોગ્ય શરીરદ્વારા આપણને ઇલાજ કરે છે માટે અલ્પકાળમાં અલ્પ પ્રયત્નસાધ્ય સદ્ધર્મ શામાટે ન આરાધીએ ?

પ્રમાદ એ રોગ છે, પ્રમાદ એજ દુઃખ છે. પ્રમાદને પરહરી પુરુષાર્થ કરવો તેજ અમૃત છે. તેજ સુખ છે.

ગૌતમને ઉદ્દેશીને ભગવાન બોલ્યા:—

[૧] પીળું થએલું પાંદડું જેમ રાત્રિના સમૂહો પસાર થયે ( કાળ પૂરો થઇ ગયા પછી ) પડી જાય છે તેમ મનુષ્યોનું જીવન પણ આયુષ્ય પૂર્ણ થયેથી પડી જાય છે. માટે હે ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ ન કર

[૨] દાભડાના અગ્ર ભાગ પર અવલંબીને રહેલું ઝાકળનું બિંદુ જેમ થોડીવારજ રહી શકે છે તેજ પ્રકારે મનુષ્યોના જીવનનું સમજી હે ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ ન કર.

નોંધ:—આ અસારતા સૂચવીને કહેવા માગે છે કે અપ્રમત્ત થવું.

[૩] વળી બહુ બહુ વિઘ્નોથી ભરપૂર અને ઝડપથી ચાલ્યા જતા (નાશવત) આયુષ્યવાળા જીવતરમાં પૂર્વે કરેલા દુષ્કર્મને જલદી દૂર કર. હે ગૌતમ ! એમા સમયનો પણ પ્રમાદ ન કર

[૪] બધા જીવોને ખરેખર લાંબા કાળે પણ દુ:ખે કરીને મળી શકે તેવો આ મનુષ્યભવ છે કારણકે કર્મોના વિપાકો (પરિણામો) ગાઢ હોય છે (પરિપક્વ હોયછે) માટે હે ગૌતમ ! સમયનો પણ પ્રમાદ ન કર.

**નોંધ**—ગાઢ એટલે ભોગવ્યા વિના ન છૂટે તેવાં ઘર હોય છે

**મનુષ્યજીવન પામવા પહેલાં ક્રમથી જીવનથી જે સ્થિતિમાંનો વિકાસ થાય છે તે અને ત્યાંનું કાળપ્રમાણ બતાવે છે.**

[૫] પૃથ્વીકાય (પૃથ્વીરૂપ) મા ગયેલો જીવ ઉત્કૃષ્ટ (વધુમાં વધુ પૃથ્વીના ભવ કર તો) અસખ્યાત (કાળપ્રમાણ) વર્ષો સુધી રહે છે માટે હે ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ ન કર.

**નોંધ** —જો વિકાસભૂમિ રૂપ નરદેહમા કર્તવ્ય ચૂકશો તો નીચે જવુ પડે છે કે જ્યા ઘણો કાળ અવ્યક્ત સ્થિતિમા જ રહેવાનું હોય છે

[૬] કદાચ જળકાયમા (જળયોનિમા) જાય તો ત્યાપણ ઉત્કૃષ્ટ રીતે વારવાર તેજ યોનિમા ઉત્પન્ન થઇ અસખ્યાત કાળપ્રમાણ સુધી રહેવુ પડે છે માટે હે ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ ન કર.

**નોંધ** —પ્રમાદ એટલે આત્મસ્ખલના અને આત્મસ્ખલના એજ પતન આપણી સૌની પ્રત્યેક ઇચ્છાઓ વિકાસ અર્થે જ હોય છે આત્મવિકાસ માટે જ આપણે માનવદેહ મેળવી ગૌરવ લઇ રહ્યા છીએ આપણો પ્રયત્ન એ વિકાસ અર્થેજ છે તેથી આત્મવિકાસમા જાગરૂક રહેવુ કે સાવધાન થવુ તેજ આપણુ ધ્યેય હોવુ જોઇએ અને તેનુ જ નામ અપ્રમત્તતા છે

જૈનદર્શન આત્મસ્ખલના ને પાચ પ્રકારમા વિભક્ત કરે છે

(૧) મદ (સાધનો મેળવી અભિમાન-અહંકાર રાખવો) (૨) વિષય (ઇંદ્રિયોના કામભોગોમાં આસક્ત રહેવું (૩) ક્રોધ કપટ, રાગ અને દ્વેષ કર્યાં કરવાં (૪) નિન્દા (૫) વિકથા (આત્મોપયોગ રહિત કથા પ્રલાપો કર્યાં કરવા.

આજ પાચ પ્રમાદો ઝેરરૂપ છે અને અધોગતિમા લઈ જનાર ટારૂઓ છે. તેથી પાચ ઝેરોથી અલગ રહી પુરુષાર્થ કરવો તેજ અપ્રમત્તતા છે. તેજ અમૃત છે

[૭] અગ્નિકાયમા જાય તોપણ ઉત્કૃષ્ટ આયુષ્ય અસંખ્યાત કાળ સુધી ભોગવે છે. માટે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર.

[૮] વાયુકાયમા ગયેનો જીવ ઉત્કૃષ્ટ આયુષ્ય અસંખ્યાત કાળ સુધી ભોગવે છે. માટે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર.

[૯] વનસ્પતિકાયમાં ગયેલો જીવ ઉત્કૃષ્ટ આયુષ્ય અનતકાળ સુધી અને દુઃખે કરીને અંત આવે તેવી રીતે ભોગવ્યા કરે છે. માટે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર.

**નોંધ**—પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિમાં પણ જીવો હોય છે એમ હવે તો વૈજ્ઞાનિક શોધ જાહેર થઈછે તે સ્થિતિમા જે ચેતન રહે છે તેમને સ્થુલ માનસ કે બુદ્ધિવિકાસ હોતો જ નથી અને તેવી સ્થિતિમા રહીને જે વિકાસ થાય છે, તે (અવ્યક્ત) પરાધીન હોય છે આ બધુ જણાવીને શાસ્ત્રકાર એ કહેવા માગે છે કે મનુષ્યદેહ એજ પુરુષાર્થનું પરમસ્થાન છે માટે ત્યાં પ્રમાદ કરવો એતો ન પૂરી શકાય તેવી ખોટ છે.

[૧૦] બે ઇંદ્રિય ( શરીર અને જીભવાળા ) કાયમા ગયેલો જીવ વધુ રહે તો સખ્યાત કાળ પ્રમાણ સુધી રહે છે. માટે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર

**નોંધઃ**-કાળનુ ભિન્નભિન્ન પ્રમાણ ભિન્ન ભિન્ન ઠાણાંગાદિ શાસ્ત્રોમાં છે ગણિતશાસ્ત્ર પરાર્ધસુધીની સંખ્યાને સંખ્યાત કાળ માને છે. પણ જૈનશાસ્ત્રે તો તેથી પણ આગળ એટલે એકમ, દશક, સો એમ ઉત્તરોત્તર અઠાવીસ રકમ સુધી સખ્યાતકાળ માન્યો છે અસખ્યાત કાળ સંબંધી

એટલે કે જેની સંખ્યા ન ગણાય તે કાળ અસંખ્યાત એમ બતાવ્યું નથી, બલ્કે અસંખ્યાત માટે પણ ચોક્કસ પ્રમાણ છે. અને તે બન્નેથી આગળની સંખ્યા કે જેનો મનુષ્ય બુદ્ધિથી કશો નિર્ણય ન થઈ શકે તેને અનંતકાળ કહ્યો છે

[૧૧] ત્રણ ઇંદ્રિય (શરીર, જીભ તથા નાક) વાળા શરીરમા ગયેલો જીવ ઉત્કૃષ્ટકાળ રહે તો સંખ્યાતકાળ સુધી રહે છે. માટે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર.

[૧૨] ચાર ઇંદ્રિય (શરીર, જીભ, નાક અને આંખ) વાળા શરીરમાં ગયેલો જીવ ઉત્કૃષ્ટકાળ રહે તો સંખ્યાતકાળ સુધી રહે છે. માટે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર.

[૧૩] પાંચ ઇંદ્રિય (શરીર, જીભ, નાક, આંખ અને કાન) કાયામાં ગયેલો જીવ ઉત્કૃષ્ટરીતે ફરીફરી સાત કે આઠ જન્મો ગ્રહણ કરી શકે છે. માટે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર.

[૧૪] તેમા પણ દેવ કે નરકગતિમાં ગયેલો જીવ તો માત્ર એકજ વાર મળંગરીતે ભવ ગ્રહણ કરી શકે છે. માટે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર.

નોધઃ—દેવ અને નરક બન્ને ગતિને ઔપપાતિક કહે છે. કારણ કે ત્યાં જીવ સ્વયં (વિના યોનિએ) ઉત્પન્ન થાય છે તેનાં શરીર પણ જુદા પ્રકારનાં હોય છે તેથી માનવ કે પશુના શરીરની માફક આયુષ્ય પૂર્ણ થયા પહેલાં કોઇ શસ્ત્રોથી નાશ પામતો નથી. દેવ કે નરક યોનિનો જીવ એકવાર ત્યાં જઈ આવ્યો હોય તે ફરીને બીજી કોઈ ગતિમા ગયા બાદજ દેવ કે નરકગતિમાં જઈ શકે. આવી કર્માનુસાર ત્યાંની સ્થાન ઘટના શાસ્ત્રકારોએ કલ્પેલી છે.

[૧૫] શુભ (સારા) અને અશુભ (ખરાબ) કર્મોને લઇને બહુ પ્રમાદવાળો જીવ આ પ્રમાણે (ઉપરના ક્રમથી) આ ભવરૂપ સંસારચક્રમાં ભમ્યા કરે છે. માટે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર.

નોંધ—અહીં સુધી અધોગતિમાંથી ઉર્ધ્વગતિ અને અવિકસિત જીવનમાંથી વિકસિત જીવનસુધીનો સંપૂર્ણ ક્રમ બતાવી દીધો છે આ ક્રમમાં સામાન્યરીતે શાસ્ત્રોક્ત બધી ઉત્ક્રમણ ભૂમિકાઓનો સમાવેશ થઈ ગયો છે

[૧૬] મનુષ્યભવ પામીને પણ ઘણા જીવો ચોર અને મ્લેચ્છ ભૂમિમાં ઉત્પન્ન થાય છે તેથી આર્યભાવ (આર્યભૂમિનું વાતાવરણ) પામવો તે પણ દુર્લભ છે માટે સમયમાત્રનો પ્રમાદ ન કર.

નોંધ—આર્યધર્મનો અર્થ સાચો ધર્મ કે જેમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને ત્યાગ એ પાંચ અંગોનો સમાવેશ થાય છે મનુષ્ય શરીર પામ્યા છતાં ઘણા જીવો મનુષ્યશરીરે પશુ કે પિશાચ જેવા હોય છે

[૧૭] આર્ય દેહને પામીને પણ અખંડ પંચેન્દ્રિયપણું (બધી ઇંદ્રિયો અખંડ હોય તેવી સ્થિતિ) ખરેખર વિશેષ દુર્લભ છે કારણકે (ઘણે સ્થળે) ઇંદ્રિયોની વિકળતા (અપૂર્ણ ઇંદ્રિયો) દેખાય છે હે ગૌતમ! સમયનો પણ પ્રમાદ ન કર

નોંધ—ઇંદ્રિયો અને શરીર એ બધાં સાધનો છે જો સાધનો સુંદર ન હોય તો પણ પુરુષાર્થમાં ફેર પડે છે

[૧૮] જીવ સંપૂર્ણ પંચેન્દ્રિયપણું (સંપૂર્ણ સાધનો) પણ મેળવી શકે છે છતાં ખરેખર સાચા ધર્મનું શ્રવણ અતિ દુર્લભ છે, કારણકે કુતીર્થ (અધર્મ) ને સેવનાર સમૂહ ઘણો દેખાય છે માટે (તને તો ઉચ્ચ સાધનો મળ્યા છે તો) હે ગૌતમ! સમયમાત્રનો પ્રમાદ ન કર

[૧૯] ઉત્તમ શ્રવણ (સત્સંગ—સદ્ધર્મ) પામીને પણ (સત્ય પર) યથાર્થ શ્રદ્ધા થવી બહુ દુર્લભ છે કારણ અવિદ્યાને સેવનાર (અજ્ઞાની) સમૂહ સંસારમાં બહુ દેખાય છે માટે હે ગૌતમ! સમયનો પણ પ્રમાદ ન કર

[૨૦] સદ્ધર્મ પર વિશ્વાસ કરનારને પણ સાચાધર્મને કાયાથી સ્પર્શ

કરવો ( તે પ્રમાણે વર્ણન કરવું ) તે અતિઅતિ દુર્લભ છે. કારણકે કામભોગોમાં આસક્ત થએલા જીવો સંસારમાં બહુ દેખાય છે. માટે હે ગૌતમ ! સમયમાત્રનો પ્રમાદ ન કર.

**કામભોગો જે દ્વારા ભોગવાય છે તેની વખત જતાં શી સ્થિતિ થાય છે ? તે સ્પષ્ટ બતાવે છે.**

[૨૧] તારૂં શરીર જીર્ણ થવા લાગ્યુ છે. તારા કેશ શ્વેત થવા લાગ્યા છે. તારા કાનોની શક્તિ ક્ષીણ થવા લાગી છે. હે ગૌતમ ! સમયમાત્રનો પ્રમાદ ન કર.

[૨૨] તારું શરીર જીર્ણ થવા લાગ્યુ છે. તારા કેશ શ્વેત થવા લાગ્યા છે. તારી આંખોનુ બળ હણાઈ રહ્યુ છે. હે ગૌતમ ! સમયમાત્રનો પ્રમાદ ન કર.

[૨૩] તારું શરીર જીર્ણ થવા લાગ્યુ છે. તારા કેશ શ્વેત થવા લાગ્યા છે. તારુ નાસિકાબળ હીન થયું છે. હે ગૌતમ ! સમયમાત્રનો પ્રમાદ ન કર.

[૨૪] તારુ શરીર જીર્ણ થવા લાગ્યુ છે. તારા કેશ ફીકા પડવા લાગ્યા છે તારી જીભની શક્તિ હરાઈ ગઇ છે. હે ગૌતમ ! સમયમાત્રનો પ્રમાદ ન કર.

[૨૫] તારું શરીર જીર્ણ થવા લાગ્યુ છે. તારા કેશ ફીકા પડી ગયા છે. તારી સ્પર્શેન્દ્રિયની શક્તિ ક્ષીણ થવા લાગી છે. માટે હે ગૌતમ ! સમયનો પણ પ્રમાદ ન કર.

[૨૬] તારુ શરીર જીર્ણ થયું છે. તારા કેશ ફીકા પડી ગયા છે. તારું સર્વબળ હરાઇ રહ્યુ છે. માટે હવે તુ સમય માત્રનો પ્રમાદ ન કર.

**નોંધ**—આ કથન ભગવાને ગૌતમને ઉદ્દેશી આપણ સૌને ફરમાવ્યુ છે. એટલે આપણે આપણા જીવનમા ઉતારવું એજ ઉત્તમ છે આપણામાના

કોઇ તરુણ કોઈ યુવાન અને કોઈ વૃદ્ધ પણ થયા હશે, કોઈઉપરની સ્થિતિ અનુભવતા હશે અને કોઈ હવે અનુભવવાના હશે પરંતુ સૌની આજ સ્થિતિ વહેલી મોડી થતી રહે છે. ઉપરના શ્લોકમા ચાલુ વર્તમાનકાળના પ્રયોગો હોવા છતા સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે અદ્યતન, પૂર્ણ વર્તમાનકાળમા ભાષાંતર તેટલા માટે મૂક્યુ છે કે તેજ સંગત લાગે છે

## કદાચ જીર્ણ શરીર ન હોય તેને શાનો ભય છે કે તે પ્રમાદમાં ન પડે ?

[૨૭] ( પદાર્થો ) પ્રત્યે અરુચિ, ગડગુમડનાં દર્દ, વિસૂચિકા (કોલેરા) વગેરે જુદી જુદી જાતના રોગો તને સ્પર્શ કરે, જેનાથી શરીર કષ્ટ પામે અને કદાચ નાશ પણ પામી જાય, માટે હે ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ ન કર.

**નોંધઃ**—આખું શરીર રોગોનું સ્થાન છે. જેમ જેમ નિમિત્ત મળે તેમ તેમ તેનો પ્રાદુર્ભાવ થાય છે. રોગો બાલ્યપણુ, યુવાની કે વૃદ્ધાવસ્થા એ બધામાં લાગુ જ છે. માટે જરા પણ શરીર સૌંદર્ય કે સાધનોમાં આસક્ત ન થતાં આત્મસ્વરૂપ વિચારવું.

[૨૮] શરદઋતુનું ખીલેલુ કમળ, જેમ પાણીથી ઉત્પન્ન થવા છતાં નિરાળું રહે છે તેમ તુ તારી આસક્તિથી અલગ થા. અને સર્વ વસ્તુના મોહથી રહિત થઈ હે ગૌતમ ! સમય માત્રનો પણ પ્રમાદ ન કર.

[૨૯] ધન અને ભાર્યા ( પત્ની ) ને છોડીને તેં સાધુતાને આદરી છે. માટે તે વમેલા ( ભોગો ) નુ ફરીથી પાન ન કર. હે ગૌતમ ! સમયમાત્રનો ( સંયમમાર્ગમાં ) પ્રમાદ ન કર.

**નોંધઃ**—છોડેલાને એક યા બીજી રૂપે યાદ કરવું કે તેના સંકલ્પ કરવા તે પણ પાપ છે. માટે ત્યાગીઓએ કેવળ અપ્રમત્તપણે આત્મચિંતનમાંજ મસ્ત રહેવું.

[૩૦] તેમજ મિત્રજનો, ભાઇઓ અને વિપુલ ધનસંપત્તિના સંચયને

(સ્વેચ્છાથી) છોડી દઇને હવે બીજીવાર તેની ગવેષણા (ઇચ્છા) ન કર હે ગૌતમ ! સમયમાત્ર પણ ગફલત ન કર

**૩૧ મા શ્લોકનાં બે ચરણોમાં ભગવાને ગૌતમને સંયમમાં સ્થિર કરવા માટે ભવિષ્યમાં પણ ઉત્તમ પુરુષો કયું આશ્વાસન લઇને સંયમ માર્ગમા સ્થિર થશે તે બતાવ્યું છે.**

[૩૧] આજે તીર્થંકર પોતે (આ ક્ષેત્રમા) વિદ્યમાન નથી તોપણ અનેક મહાપુરુષોએ અનુભવેલો તેઓનો મોક્ષદર્શક માર્ગ તો ખરેખર દેખાય છે (આ પ્રમાણે ભવિષ્યમા ધર્મીજનો આશ્વાસન લઈ સંયમમા સ્થિર થશે) તો હમણા (મારી હાજરીમા) હે ગૌતમ ! આ ન્યાય યુક્ત માર્ગમા શા માટે પ્રમાદ કરે છે ? સમયમાત્રનો પ્રમાદ ન કર

**નોંધ**—ગૌતમને સંબોધી ભગવાને બતાવ્યું છે કે વર્તમાન કાળેજ સૌએ કાર્ય પરાયણ થવું

[૩૨] હે ગૌતમ ! કાંટાવાળા માર્ગ (સંસાર)થી દૂર થઇને મહા ધોરીમાર્ગ (જિનમાર્ગ)મા તું આવ્યો છે માટે તે માર્ગપર નજર રાખ સમયમાત્રનો પ્રમાદ ન કર

**નોંધ**—સંયમ જેવા અમૃતને પામીને વિષયોના ઝેર કોને ગમે ? એકવાર ખાડામાથી ઉગર્યા પછી તેમાજ પડવાનુ મન કોને થાય ?

[૩૩] ઉલટા માર્ગે ચડી જઇને નિર્બળ ભારવાહક (બોજો વહન કરનાર) પછી ખૂબખૂબ પીડાય છે માટે હે ગૌતમ ! તુ માર્ગને ન ભૂલ સમયનો પણ પ્રમાદ ન કર

[૩૪] હે ગૌતમ ! મોટા સમુદ્રને ખરેખર હવે તુ લગભગ તરી ગયો હવે વળી કાંઠા સુધી આવી કેમ ઉભો રહ્યો છે ? આ પાર આવવા માટે શીઘ્રતા કર સમયનો પણ પ્રમાદ હવે ન કર

**નોંધ**—જીવનના છેલ્લા કાળમા હવે મોહ શો ?

[૩૫] (સંયમમાં સ્થિર રહેવાથી) હે ગૌતમ! અકલેવર (અજન્મા) શ્રેણિને અવલંબી હવે તું સિદ્ધલોકને પામીશ. (જ્યાં ગયા પછી ફરીથી સંસારમાં આવવું પડતુંજ નથી.) તે સ્થાન સુખકારી, કલ્યાણકારી અને શ્રેષ્ઠતર છે. ત્યાં જવા માટે સમય માત્રનો પ્રમાદ ન કર.

[૩૬] હે ગૌતમ! ગામ કે નગરમાં જતા પણ સંયમી, જ્ઞાની અને નિરાસક્ત થઈ વિચર. શાન્તિમાર્ગ (આત્મશાન્તિ)માં વૃદ્ધિ કર. સમય માત્રનો પણ પ્રમાદ ન કર.

[૩૭] આવી રીતે અર્થ અને પદોથી શોભતું અને સદ્ભાવનાથી કહેવાયેલું ભગવાનનું કથન સાંભળ્યા પછી ગૌતમ, રાગ અને દ્વેષ બન્નેને છેદીને સિદ્ધ ગતિમાં ગયા.

**નોંધઃ**—ગૌતમ જ્યારે સંયમમાં અસ્થિરચિત્ત થયા હતા. તે સમયે ભગવાને આ પ્રમાણે ફરમાવેલું. આ ઉપદેશ ગૌતમ મહારાજના જીવનમાં વણાઈ જવાથી તેઓએ અંતિમ ધ્યેય પ્રાપ્ત કર્યું અને શાશ્વત સુખ પામ્યા.

આપણો ગૌતમ આપણું મન છે. અંતરાત્માની કૃપા આપણા પર જીવનના ઘણા પ્રસંગે થતી રહે છે. જો તે અવાજને સાંભળી જીવનમાં આચરી મૂકીએ તો આપણો પણ બેડો પાર થઈ જાય.

મનુષ્ય જીવનની એકેક ક્ષણ અમૂલ્ય રત્ન સમાન છે. અમૃતસમાન છે. આપણે જે ભૂમિકા પર છીએ તે ધર્મ પર સ્થિર રહી અપ્રમત્ત રીતે આગળ વધીએ તો આ જીવનયાત્રા સફળ થઈ જાય. ફરી ફરી આ સમય અને આ સાધનો સાંપડવાનાં નથી. માટે મળેલાનો સદુપયોગ કરવો અને ક્ષણે ક્ષણે સાવધ રહેવું.

એમ પ્રમાણે કહું છું.

એમ દ્રુમપત્રક નામનું દશમું અધ્યયન સમાપ્ત થયું.



# બહુશ્રુતપૂજ્ય

૧૧

જ્ઞાન એટલે આત્મપ્રકાશ. આ પ્રકાશ દરેક આત્માઓમાં ભર્યો છે. માત્ર તેનાં આવરણો નીકળી જવાં જોઇએ અને ઘટનાં દ્વારો ઉઘડી જવાં જોઇએ. શાસ્ત્રોનો અભ્યાસ શોધ માટે છે એમ જાણી તત્વજ્ઞ પુરુષો શાસ્ત્રોને ભણ્યા પછી ભૂલી જાય છે.

અહંકાર એ જ્ઞાનની અર્ગલા છે. અહંકાર ગયો કે ખજાનો ખુલ્યો સમજવો. જ્ઞાનીની પરીક્ષા શીલ (આચાર વિચાર)થી થાય છે. શાસ્ત્રોથી નહિ !

ભગવાન બોલ્યા:—

[૧] સંયોગ (આસક્તિથી) વિશેષે કરીને મૂકાયેલા અને ગૃહત્યાગી ભિક્ષુના આચારને ક્રમપૂર્વક પ્રકટ કરીશ. મને સાંભળો.

[૨] જે વૈરાગી બનીને માની, લોભી, અસંયમી અને વારંવાર વિવાદ કરનાર હોય છે, તે અવિનીત અને અબહુશ્રુતી (અજ્ઞાની) કહેવાય છે.

[૩] જે પાંચ સ્થાનોથી શિક્ષા (જ્ઞાન) નથી મળી શકતી તે પાંચ સ્થાનો આ પ્રમાણે છે:—માન, ક્રોધ, પ્રમાદ, રોગ અને આલસ્ય (આળસ).

[૪-૫] વારંવાર (૧) હાસ્ય ક્રીડા ન કરનાર, (૨) સદા ઇંદ્રિયોનું દમન

કરનાર, (૩) મર્મ (બીજાના છિદ્રો)ને ઉઘાડા ન કરનાર, (૪) સદાચારી, (૫) અનાચાર ન કરનાર, (૬) અલોલુપી, (૭) ક્રોધ નહિ કરનાર અને (૮) સત્યમાં અનુરક્ત રહેનાર જ શિક્ષાશીલ (જ્ઞાની) કહેવાય છે શિક્ષાશીલના આ સ્થાનો છે

**નોંધ:**-શાંતિ, ઇંદ્રિયદમન, સ્વદોષદૃષ્ટિ, સદાચાર, બ્રહ્મચર્ય, અનાસક્તિ, સત્યાગ્રહ અને સહિષ્ણુતા આ આઠ લક્ષણો જેનામાં હોય તેજ જ્ઞાની છે. માત્ર શાસ્ત્રો ભણ્યે જ્ઞાની બનાતું નથી

[૬] નીચેનાં ચૌદ સ્થાનોમાં રહેલો સંયમી અવિનીત (અજ્ઞાની) કહેવાય છે. અને તે મુક્તિ પામી શકતો નથી.

**નોંધ:**—અહીં અવિનીતનો અર્થ અકર્તવ્યશીલ થાય છે તેથી ચાલુ પ્રકરણાનુસાર અજ્ઞાની પણ કહી શકાય.

[૭] (૧) વારંવાર કોપ કરે છે, (૨) પ્રબંધને કરતો હોય છે, (૩) મિત્રભાવ કરીને વારંવાર વમી દે છે અને (૪) શાસ્ત્ર ભણીને અભિમાની બને છે.

**નોંધ**—એક બીજાઓની ખાનગી વાતો બીજા પાસે પ્રગટ કરવી તેને પ્રબંધ કહેવામાં આવે છે.

[૮] (૫) જે ભૂલ કર્યા પછી પણ ન નિવારતાં ઢાંકયા કરે છે. (૬) મિત્રો ઉપર પણ કોપ કરે છે. (૭) વહાલા એવા મિત્રજનનું પણ એકાંતમાં ભૂંડું બોલે છે.

[૯] તેમજ (૮) અંત વાચાળ, (૯) દ્રોહી, (૧૦) અભિમાની, (૧૧) લોભી, (૧૨) અસંયમી, સાથેના માણસો કરતા (૧૩) અધિક ભોગવનાર અને (૧૪) અપ્રીતિ (શત્રુપણું) કરનાર હોય છે તે અવિનયી કહેવાય છે.

[૧૦] નીચેનાં પંદર સ્થાનો વડે સુવિનીત કહેવાય છે. (૧) નીચવર્તી (નમ્ર) (૨) અચપલ (૩) અમાયી (સરલ) (૪) અકુતૂહલી (ક્રીડાથી દૂર રહેનાર)

નોંધઃ—નીચવર્તી-હું કંઈજ નથી તેવી ભાવના.

[૧૧] વળી જે (૫) પોતાની નાની ભૂલને પણ દૂર કરે છે, (૬) ક્રોધ (કપાય)ની વૃદ્ધિ કરે તેવા પ્રબંધને કરતો નથી, (૭) સર્વ સાથે મિત્રભાવને ભજે છે, (૮) શાસ્ત્ર ભણીને અભિમાન કરતો નથી,

[૧૨] (૯) તેમજ પાપની ઉપેક્ષા કરતો નથી, (૧૦) મિત્રો (સાથી)પર કોપ કરતો નથી, (૧૧) અપ્રિય એવા મિત્રનું એકાંતમાં પણ કલ્યાણકારી જ બોલે છે.

[૧૩] (૧૨) કલહ અને ડમર વગેરે ક્રીડાનું વર્જન કરનાર, (૧૩) જ્ઞાનયુક્ત, (૧૪) ખાનદાન, (૧૫) સંયમની લજ્જાવાળો તથા સંયમી હોય છે તે સુવિનીત કહેવાય છે.

નોંધઃ—ડમર એ એક પ્રકારની હિંસક ક્રીડા છે.

[૧૪] જે હમેશા ગુરુકુળમાં રહી યોગ અને તપશ્ચર્યા કરે છે, મધુર બોલનાર અને શુભ કરનાર હોય છે તે શિક્ષા મેળવવાને લાયક છે.

[૧૫] જેમ શંખમાં પડેલું દૂધ બે પ્રકારે શોભે છે તેજ પ્રકારે (જ્ઞાની) ભિક્ષુ ધર્મ-કીર્તિ અને શાસ્ત્ર બન્ને વડે (પ્રકારે) શોભે છે.

નોંધઃ—શંખમાં પડેલું દૂધ દેખાવમાં સૌમ્ય લાગે છે તેમ બગડતું પણ નથી. તેજ રીતે જ્ઞાનીનું શાસ્ત્ર બહારથી પણ સુંદર રહે છે અને શાસ્ત્રાનુકૂલવર્તન થવાથી આત્માની પણ ઉન્નતિ કરે છે.

[૧૬] જેમ કમ્બોજ દેશના ઘોડાઓમાં આકીર્ણ (બધી જાતની ચાલમાં ચાલાક અને ગુણી) ઘોડો વેગથી ઉત્તમ હોય છે. અને તેથીજ ઉત્તમ કહેવાય છે. તેજ પ્રકારે બહુશ્રુત જ્ઞાની પણ ઉત્તમ ગણાય છે.

[૧૭] જેમ આકીર્ણ (જાતના ઉત્તમ) અશ્વ પર આરૂઢ થયેલો દૃઢ પરાક્રમી શૂર બન્ને રીતે નન્દિના અવાજે કરીને શોભે છે તેમ બહુશ્રુત (જ્ઞાની) બન્ને પ્રકારે (આતરિક તથા બાહ્ય વિજયથી) શોભે છે.

[૧૮] જેમ હાથણીથી ઘેરાયેલો સાઠ વરસનો પીઢ હાથી બળવાન અને કોઇથી પરાભવ ન પામે તેવો હોય છે તેજ રીતે બહુશ્રુત જ્ઞાની પરિપકવ-સ્થિર બુદ્ધિ અને અન્યથી વાદ કે વિચારમાં ન હણાય તેવો તેમજ નિરાસક્ત હોય છે.

[૧૯] જેમ તીક્ષ્ણ શિંગડાવાળો અને જેની ખાંધ ભરેલી છે એવો ટોળાનો નાયક સાંઢ જેમ શોભે છે તેમ (સાધુ સમૂહમાં) બહુશ્રુત જ્ઞાની શોભે છે.

[૨૦] જેમ અતિઉગ્ર તથા તીક્ષ્ણ દાઢવાળો પશુઓમા શ્રેષ્ઠ સિંહ સામાન્ય રીતે પરાભવ પામતો નથી તેમ બહુશ્રુત જ્ઞાની કોઇથી પરાભવ પામતો નથી.

[૨૧] જેમ શંખ, ચક્ર, અને ગદાને ધારણ કરનાર વાસુદેવ સદાય અપ્રતિહત (અખંડ) બળવાળા રહે છે તેમ બહુશ્રુત જ્ઞાની પણ (અહિંસા, સંયમ અને તપથી) બલિષ્ઠ રહે છે.

**નોંધઃ**—વાસુદેવ એક હાથે દશ લાખ યોધાઓને હરાવી શકે છે અને પંચજન્ય શંખ, સુદર્શન ચક્ર અને કૌમોદકી ગદા એ તેમનાં શસ્ત્રો છે.

[૨૨] જેમ ચતુરન્ત (ઘોડા, હાથી, રથ, અને સુભટો એ ચાર સેના વડે શત્રુનો અંત કરનાર) મહાન ઋદ્ધિવાળો, (ચૌદ રત્નનો અધિપતિ, ચક્રવર્તી શોભે છે તેજ પ્રકારે ચૌદ વિદ્યારૂપ લબ્ધી વડે) બહુશ્રુત (ચાર ગતિનો અંત કરનાર) જ્ઞાની શોભે છે. (રાજાઓમાં ચક્રવર્તી ઉત્તમ છે.)

**નોંધઃ**-ચક્રરત્ન, છત્ર, અસિ, દંડ, ચર્મ, મણિ, કાંગણી, સેનાપતિ,

ગાથાપતિ, વાર્ધિક, પુરોહિત, સ્રીરત્ન, અશ્વ અને ગજરત્ન. એ ચક્રવર્તીનાં ૧૪ રત્નો છે.

[૨૩] જેમ હજાર નયનવાળો હાથમાં વજ્ર ધારણ કરનાર તથા પુર નામના દૈત્યનો નાશ કરનાર દેવોનો અધિપતિ ઈંદ્ર શોભે છે તેમ બહુશ્રુત જ્ઞાનરૂપ સહસ્રનયનવાળો અને ક્ષમારૂપ વજ્રથી મોહરૂપ દૈત્યને મારનાર જ્ઞાની શોભે છે.

[૨૪] જેમ અંધકારનો નાશ કરનાર ઉગતો સૂર્ય તેજથી જાણે જાજવલ્યમાન હોયની! તેમ શોભે છે, તેજ રીતે આત્મજ્ઞાનના પ્રકાશથી બહુશ્રુત જ્ઞાની શોભે છે.

[૨૫] જેમ નક્ષત્રપતિ ચંદ્રમા; ગ્રહ અને નક્ષત્રાદિથી વિંટાયેલો હોય પૂર્ણિમાને દિવસે શોભે છે તેજ રીતે આત્મિક શીતળતાથી બહુશ્રુત જ્ઞાની શોભે છે.

[૨૬] જેમ લોક સમૂહોનો ભિન્નભિન્ન પ્રકારના ધાન્યાદિથી પૂર્ણ અને સુરક્ષિત ભંડાર શોભે છે તેજ રીતે (અંગ, ઉપાંગ શાસ્રોની વિદ્યાથી પૂર્ણ) જ્ઞાની શોભે છે.

[૨૭] અનાદૃત નામના દેવનું સર્વ વૃક્ષોમાં ઉત્તમ એવું જંબૂવૃક્ષ શોભે છે તેજ રીતે બહુશ્રુત જ્ઞાની શોભે છે.

[૨૮] નીલવંત પર્વતમાંથી નીકળી સાગરમાં મળનારી સીતા નામની નદી જેમ નદીઓમાં શ્રેષ્ઠ હોય છે એજ પ્રકારે બહુશ્રુતજ્ઞાની સર્વ સાધકોમા શ્રેષ્ઠ હોય છે.

[૨૯] જેમ પર્વતોમાં ઊંચો અને સુંદર તથા વિવિધ ઔષધિથી શોભતો મન્દર પર્વત ઉત્તમ છે તેમ બહુશ્રુતજ્ઞાની પણ અનેક ગુણોવડે ઉત્તમ છે.

[૩૦] જેમ અક્ષય ઉદક (જેનું જળ સુકાય નહિ તેવો) એવો સ્વયંભૂરમણ નામનો સમુદ્ર જુદા જુદા પ્રકારનાં રત્નોથી પરિપૂર્ણ છે તેજ પ્રકારે બહુશ્રુતજ્ઞાની ઉત્તમ હોય છે.

[૩૧] સમુદ્ર સમાન ગંભીર, બુદ્ધિથી પરાભવ નહિ પામનારા, સંકટોથી ત્રાસ નહિ પામનારા, કામભોગોથી અનાસક્ત રહેનારા, શ્રુતથી પરિપૂર્ણ અને પ્રત્યેક પ્રાણીઓના રક્ષક મહાપુરુષો કર્મનો નાશ કરીને ઉત્તમગતિ પામ્યા છે.

[૩૨] માટે ઉત્તમ અર્થની ગવેષણા કરનાર (સત્ય શોધક) ભિક્ષુ, શ્રુત (જ્ઞાન) મા અધિષ્ઠાન કરે (આનંદિત રહે), કે જેથી પોતાને અને પરને સિદ્ધિ પ્રાપ્ત કરાવે.

**નોંધઃ**—જ્ઞાન એ અમૃત છે. જ્ઞાની સર્વ સ્થળે વિજેતા બને છે. જ્ઞાન એ અંતઃકરણની વસ્તુ છે શાસ્ત્રો દ્વારા સત્સંગ દ્વારા કે મહા પુરુષોની કૃપાદ્વારા તે પ્રાપ્ત થઈ શકે છે.

એ પ્રમાણે કહું છું.

એમ બહુશ્રુત પૂજ્ય નામનું અગીયારમુ અધ્યયન સમાપ્ત થયું.



# હરિકેશીય

હરિકેશ મુનિનું

૧૨

આત્મવિકાસમાં જાતિનાં બંધન હોતાં નથી. ચંડાલ પણ આત્મકલ્યાણનો માર્ગ આરાધી શકે છે. ચંડાલજાતિમાં ઉત્પન્ન થનારનું પણ હૃદય પવિત્ર હોઇ શકે છે.

હરિકેશ મહામુનિ ચંડાલ કુળમાં જન્મ્યા છતાં ગુણના ભંડાર હતા. પૂર્વના યોગ સંસ્કાર હોવાથી નિમિત્ત વશાત્ વૈરાગ્ય પામી ત્યાગી બન્યા. ત્યાગ લીધા પછી એક દેવે તે તપસ્વીની આકરામાં આકરી કસોટી કરેલી. સાચા સુવર્ણની જેમ પાર ઉતરેલા તે મહામુનિ પ્રત્યે પ્રસન્ન થયો. પછી તે દેવ મુનિ સાથે દાસ બનીને કાયમ રહ્યો.

એકદા યક્ષ મંદિરના સભામંડપની અંદર (કે જ્યાં તે દેવનો વાસો હતો) આકરી તપશ્ચર્યાથી કૃશ થયેલા હરિકેશ ધ્યાનમગ્ન થઈ અડોલ ઉભા હતા.

કૌશલ રાજાનાં પુત્રી ભદ્રા તેમની સાહેલીઓ સાથે તેજ મંદિરમાં દર્શનાર્થે આવેલાં.

ગર્ભદ્વાર નજીક જઇ સૌએ દેવનાં પેટભરી દર્શન કર્યાં. દર્શન કરીને પાછા ફરતાં દરેક સહચરીએ ક્રીડાર્થે સભામંડપના દરેક સ્તંભને બાથ ભીડી લીધી પાછળ રહેલી ભદ્રા કુમારીએ (અંધારામાં બરાબર ન સુઝવાથી સ્તંભ જાણી) તપસ્વીને બાથ ભીડી લીધી. ભદ્રાના હાથમાં સ્તંભને બદલે તપસ્વી

આવેલા જાણી સૌ સખીઓ "તમારા હાથમાં તો સાચા પતિ જ આવી ગયા," એમ કહીને કુતૂહલથી હસવા લાગી. કુમારી ભદ્રા આથી ચિડાઈ ગયાં અને તપસ્વીની મહા અવગણના કરી નાખી.

દેવ આથી ખૂબ કોપ્યો. ભદ્રા તેજ સમયે અવાક થઇ ઢળી પડી આ વાત વાયુવેગે પસરી ગઇ. કૌશલરાજ ત્યાં પધાર્યા. આખરે દૈવી કોપ દૂર કરવા તે દેવ પ્રવેશક દેહવાળા તપસ્વીજી સાથે ભદ્રાનાં લગ્ન કરવાની તૈયારી થવા લાગી.

તેજ સમયે મુનિના દેહમાંથી દેવ અદશ્ય થયો. તપસ્વી સાવધ થયા અને આ બધી ધમાલ જોઇ વિસ્મિત બની ગયા. અંતે પોતાના આકરા સંયમની અને અપૂર્વ ત્યાગની પ્રતીતિ આપી એ મહાયોગીએ ત્યાંથી પ્રયાણ કર્યું.

ત્યારબાદ આ ભદ્રાદેવીના સોમદેવ નામના પુરોધસ સાથે લગ્ન થયાં છે તે દંપતી બ્રાહ્મણો પાસે કુળ પરંપરા મુજબ મહાયજ્ઞ કરાવે છે. યજમાનરૂપે એ દંપતી ત્યાં મંત્ર જાપાદિ ક્રિયા કરી રહ્યાં છે.

ગ્રામ, નગર, શહેરાદિ સર્વ સ્થળે અભેદભાવે વિચરતા એ વિશ્વોપકારક મહામુનિ તેજ યજ્ઞશાળામાં એક માસની તપશ્ચર્યાને પારણે ભિક્ષાર્થે પધાર્યા છે. ત્યાં અપરિચિત બ્રાહ્મણો પ્રથમ તેનો ઉપહાસ, અપમાન અને તિરસ્કાર કરે છે. ભિક્ષાને બદલે દંડો લઈ સામે મારવા દોડે છે. આવા કપરા વખતમાં એ તિન્દુકદેવ હાજર થઇ શું કરે છે? ભદ્રાદેવીને જાણ થયા પછી તેને શી અસર થાય છે? આખું વાતાવરણ તપશ્ચર્યાના પ્રભાવે કેવું સુવાસિત બને છે? તે આ અધ્યયનમાં વર્ણવ્યું છે.

જાતિનાં વિધાન મદ માટે નથી. વર્ણવ્યવસ્થા કર્મ પ્રમાણે નિયત થઈ હતી. તેમાં ઊંચ નીચના ભેદોને સ્થાન ન હતું. જ્યારથી ઊંચ નીચના ભેદોને સ્થાન મળ્યું ત્યારથી તે વ્યવસ્થા મટી તિરસ્કાર અને અભિમાનના પુંજોમાં પલટી ગઇ

ભગવાને જાતિવાદનાં ખંડન કર્યા. ગુણવાદને સમજાવ્યો અભેદભાવનાં અમૃત પાયાં અને દીન, હીન અને પતિત જીવોનો ઉદ્ધાર કર્યો.

## ભગવાન સુધર્મસ્વામીએ જંબૂને કહ્યું:—

[૧] ચંડાલકુળમાં ઉત્પન્ન થયેલા છતાં ઉત્તમગુણને ધારણ કરનારા હરિકેશ બલ નામના એક જિતેન્દ્રિય ભિક્ષુ થયા હતા.

[૨] (૧) ઈર્યા, (૨) ભાષા, (૩) એષણા, (૪) આદાન, ભંડ નિક્ષેપ અને (૫) ઉચ્ચાર પાસવણ ખેલ જલ સંઘાણ પારિઠાવણીયા એમ પાંચે સમિતિઓમાં સંયમી તથા સુસમાધિ–પૂર્વક યત્નાવાળા—

[૩] મનથી, વચનથી અને કાયાથી ગુપ્ત અને જીતેન્દ્રિય તે ભિક્ષુ ભિક્ષા માટે બ્રહ્મયજ્ઞમાં યજ્ઞવાડે આવીને ઉભા રહ્યા.

[૪] તપથી સુકાએલા અને જીર્ણ ઉપધિ ( વસ્ત્ર વગેરે ) અને ઉપકરણ ( પાત્ર વગેરે ) વાળા મુનિને આવતા જોઈને અનાર્ય-પુરુષો હસવા લાગ્યા.

નોંધઃ—મુનિનાં વસ્ત્ર, પાત્ર, કંબલ, ઈત્યાદિ સાધનોને ઉપધિ તથા ઉપકરણો કહેવાય છે.

[૫] જાતિમદથી ઉન્મત્ત થયેલા, હિંસામા ધર્મ માનનારા, અજિતેન્દ્રિય અને અબ્રહ્મચારી ( બ્રહ્મચર્યને યથાર્થ ન પાળનારા ) મૂર્ખ બ્રાહ્મણો આ વચનને કહેવા લાગ્યાઃ—

[૬] દૈત્યજેવા રૂપને ધરનાર, કાળ જેવો ભયંકર, બેઠેલા નાકવાળો, જીર્ણવસ્ત્રવાળો અને મલિનતાથી પિશાચ જેવો દેખાતો આ ગળે વસ્ત્ર વીંટાળીને કોણ ચાલ્યો આવે છે? (તે લોકોએ આ પ્રમાણે મનમાં વિચાર્યું.)

## હવે મુનિને સંબોધીને કહે છે

[૭] રે ! આવો અદર્શનીય ( ન જોવા લાયક ) તું કોણ છે ? અને કઇ આશાથી અહીં આવ્યો છે ? જીર્ણવસ્ત્ર અને મેલથી પિશાચરૂપ થયેલો તું અહીંથી જા અહીં શા માટે ઉભો છો ?

[૮] આજ વખતે તે મહામુનિનો અનુકમ્પક ( પ્રેમી ) તિન્દુક વૃક્ષ-વાસી યક્ષ ( દેવ ) પોતાના શરીરને ગુપ્ત રાખીને ( મુનિના શરીરમા પ્રવેશ કરીને ) આ વચનો કહેવા લાગ્યો —

નોંધ —જે દેવ એ મહામુનિનો સેવક બન્યો હતો તેણે મુનિશ્રીના શરીરમા પ્રવેશ કર્યો

[૯] હું સાધુ છુ બ્રહ્મચારી છુ સયમી છુ ધન, પરિગ્રહ અને દૂષિત ક્રિયાઓથી વિરક્ત થયો છુ, અને તેથીજ બીજાઓ માટે થયેલી ભિક્ષા જોઇને આ વખતે અન્નને માટે અહીં આ યો છુ

નોંધ —જૈન સાધુઓ બીજાને માટે થયેલી ભિક્ષા જ ગ્રહણ કરે છે પોતાને માટે તૈયાર કરેલા આહારને સ્વીકારતા નથી

[૧૦] તમારુ આ ભોજન ઘણુ અપાય છે, ખવાય છે અને ભોગવાય છે માટે બાકી વધેતુ થોડુ આ તપસ્વી પણ ભલે મેળવે કારણકે હું ભિક્ષાજીવી છુ એમ તમે જાણો

[૧૧] ( બ્રાહ્મણો બોલ્યા – ) આ ભોજન બ્રાહ્મણોને માટેજ તૈયાર થયુ અહી એક બ્રાહ્મણ પક્ષ માટેજ તે સિદ્ધ થયુ છે અમે આવુ અન્નપાન તને નહિ આપીએ શા માટે અહી ઉભો છો ?

[૧૨] ઉચ્ચભૂમિમા કે નીચ ભૂમિમા ( બન્ને સ્થળે ) કૃષિકારો આશા પૂર્વક યોગ્યતા જોઇ બીજ વાવે છે એ શ્રદ્ધાથી મને આપો અને આ ખરેખર પવિત્ર ક્ષેત્ર સમજી તેની આરાધના કરો

**નોંધઃ**—આ વચનો તે દેવજ મુનિના મુખેથી બોલાવતો હતો.

[૧૩] જ્યાં વાવેલાં પુણ્યો ઉગે છે ( જે સુપાત્રમાં નાખ્યાથી દાન ફળે છે ) તે ક્ષેત્રો અમોએ જાણી લીધાં છે. જાતિમાન અને વિદ્યાવાન બ્રાહ્મણો છે તેજ ક્ષેત્રો ખૂબ સુંદર છે.

**નોંધઃ**—આ વચનો ત્યાં યજ્ઞશાળામાં રહેલા ક્ષત્રિયોનાં છે.

[૧૪] ક્રોધ, માન, હિંસા, અસત્ય, અદત્ત અને અપરિગ્રહ વગેરે દોષો જેનામાં છે, તેવા બ્રાહ્મણો જાતિ અને વિદ્યા બન્નેથી રહિત છે. તે ક્ષેત્રો તો પાપને વધારનારાં છે.

**નોંધઃ**—તે વખતે કેટલાક બ્રાહ્મણો પોતાના બ્રાહ્મણધર્મથી પતિત થઈ મહાહિંસાઓને ધર્મ મનાવવાનો પ્રયત્ન કરતા હતા. તેવાઓને ઉદ્દેશીને આ શ્લોક યક્ષની પ્રેરણાદ્વારા મુનિના મુખમાંથી બોલાયો.

[૧૫] રે ' વેદોને ભણ્યા છતાં તેના અર્થને જરાપણ જાણી શકતા નથી. માટે ખરેખર તમે વાણીના ભારવાહક છો. જે મુનિપુરુષો સામાન્ય કે ઊંચાં કોઈપણ ઘરોમાં જઈ ભિક્ષાવૃત્તિથી સંયમી જીવન ગુજારે છે તેજ ક્ષેત્રો ઉત્તમ છે.

## આ સાંભળીને બ્રાહ્મણ પંડિતોના શિષ્યો ખૂબ કોપ્યા અને કહ્યું:—

[૧૬] રે! અમારા ગુરુઓની વિરુદ્ધ બોલનાર સાધુ ! તું અમારી સમક્ષ આ શું બોલી રહ્યો છે ? આ અન્નપાન ભલેને બધું નાશ પામે. પણ હવે તને તો નહિજ આપવાના.

[૧૭] સમિતિઓથી સમાહિત ( સમાધિસ્થ ), ગુપ્તિઓથી ગુપ્ત ( મન, વચન અને કાયાથી સંયમી ) અને જિતેન્દ્રિય એવા મને આવું શુદ્ધ ખાનપાન નહિ આપો તો આજે યજ્ઞોનો લાભ શું મેળવવાના ? આવાં ( યક્ષદ્વારા ) મુનિનાં મુખેથી

વચનો સાંભળીને બ્રાહ્મણો લાલચોળ થઈ ગયા અને ઘાંટો પાડીને કહેવા લાગ્યાઃ—

[૧૮] અરે ! અહીં કોણ ક્ષત્રિયો, યજમાનો કે અધ્યાપકો છે ? વિદ્યાર્થીઓની સાથે મળી તેઓ સૌ લાકડી અને ડંડાએ મારીને તથા ગળચી દાબીને આને જલ્દી બહાર કાઢી મૂકો.

[૧૯] અધ્યાપકોનું આવું વચન સાંભળીને ત્યાં ઘણા કુમારો દોડી આવ્યા, અને દંડ, છડી અને ચાબુકોથી તે ઋષિને મારવાને તૈયાર થયા.

[૨૦] તેવા સમયે સુંદર અંગવાળી કૌશલિક રાજાની પુત્રી (નામે) ભદ્રા તે સ્થળે હણાતા તે સંયમીને જોઇને કુપિત થયેલા કુમારોને તુરતજ શાંત પાડે છે. (અને કહે છેઃ—)

[૨૧] દેવના અભિયોગે કરીને ( દૈવી પ્રકોપ શાંત પાડવા માટે ) વશ થયેલા, પિતાશ્રી વડે (દેવનો પ્રભાવ જે શરીરમાં હતો તે) મુનિને હું અર્પણ કરાયેલી હતી. છતાં અનેક મહારાજાઓ અને દેવેન્દ્રોથી પણ વંદાએલા આ ઋષિરાજે મારું મનથી પણ ચિંતન ન કર્યું અને તુરતજ ( શુદ્ધિ આવ્યા પછી ) મને વમી દીધી હતી.

**નોંધઃ**—આ ભદ્રાએ સરળભાવથી મંદિરમાં ધ્યાનસ્થ રહેલા મુનીશ્વરનું અપમાન કરેલું તેનો બદલો લેવા તેનાજ શરીર સાથે ( મુનિ શરીરમાં પ્રવેશ કરી દેવે ) લગ્ન કરાવ્યું હતું. પરંતુ મુનીશ્વર જ્યારે ધ્યાનપાળી સ્વસ્થ થયા કે શીઘ્ર પોતે સંયમી છે તેની પ્રતીતિ આપી, એ બાળાની શાન્તિ ઈચ્છી તેને મુક્ત કરી મૂકી હતી.

[૨૨] ખરેખર અપૂર્વ બ્રહ્મચારી, જિતેન્દ્રિય, સંયમી અને ઉગ્ર તપસ્વી તેવા આ પોતે તેજ મહાત્મા છે કે જેણે, મારા પિતા કૌશલિક રાજાવડે ( પછીથી ) સ્વઈચ્છાથી અપાતી એવી મને ન સ્વીકારી.

**નોંધઃ**—અપ્સરા સમી સ્વરૂપવાન યુવતિ સ્વયં મળવા છતાં તેના પર લેશમાત્ર મનોવિકાર ન થવો અને પોતાના સંયમ માર્ગમાં અડોલ રહેલું તેજ સાચા ત્યાગની, સાચા સંયમની અને સાચા આત્મદર્શનની પ્રતીતિ છે.

[૨૩] આ મહા પ્રભાવશાળી, મહાપુરુષાર્થી, મહાન્ વ્રતધારી અને ઉત્તમ કીર્તિવાળા મહાયોગી પુરુષ છે. તેને અવગણવા યોગ્ય નથી. રે! એની અવગણના ન કરો. રખે તમો બધાને પોતાના તેજથી તે ભસ્મ કરી નાખશે!

[૨૪] આવાં ભદ્રાનાં સુમધુર વચન સાંભળીને ( વાતાવરણ પર અસર થાય તે પહેલાં તો ) તુરતજ દેવો ઋષિની સેવા માટે આવી લાગ્યા. અને કુમારોને નિવારવા લાગ્યા. ( પણ કુમારો માન્યા નહિ )

**નોંધઃ**—આ સ્થળે પરંપરા એ પણ ચાલે છે કે અહીં ભદ્રાના પતિ સોમદેવે એ કુમારોનું વારણ કર્યું હતું અને દેવો વારણ કરે તે કરતાં આમ થવું વધુ સંભવિત છે. પણ મૂળ પાઠમાં जक्खा શબ્દ હોવાથી અર્થ તેવોજ રાખ્યો છે.

[૨૫] અને તેજ વખતે આકાશમાં રહેલા ભયંકર રૂપવાળા રાક્ષસો ત્યાં આવી એ આખા સમૂહને અદ્રશ્ય રહી મારવા લાગ્યા. ( પ્રબળ મારથી ) જેનાં શરીર ભેદાઈ ગયાં અને લોહીનું વમન થવા લાગ્યું તેવાઓને જોઈને ભદ્રા આ પ્રમાણે ફરીથી કહેવા લાગીઃ—

[૨૬] તમે બધા નખો વડે પર્વતને ખોદવા લાગ્યા છો, દાંતો વડે લોખંડને ચાવવા લાગ્યા છો અને અગ્નિને પગો વડે કરીને હણવા લાગ્યા છો ( એમ માનું છું. ) કારણકે આવા ઉત્તમ ભિક્ષુનો તમે તિરસ્કાર કર્યો છે.

[૨૭] આવા મહર્ષિ [ કોપે તો ] વિષધર જેવા ભયંકર હોય છે.

એ ઉગ્ર તપસ્વી અને ઘોર વ્રતવાળા મહાપુરષાર્થીને તમે ભોજનના વખતે મારવા તૈયાર થયા; તો હવે પતંગિયાની સેના જેમ અગ્નિમાં બળી મરે તેમ બળી મરવાના છો.

[૨૮] હજુ જો તમે તમારુ ધન અને જીવતર રાખવા ઇચ્છતા હો તો આખા સમૂહ સાથે મળીને તેના શરણે જઈ મસ્તક નમાવો. આ તપસ્વી પોતે જો કુપિત થશે તો આખા લોકને પણ બાળી નાખશે.

**નોંધ:**—ભદ્રા એ તપસ્વીના પ્રભાવને જાણતી હતી. "હજુ તો આ દૈવી પ્રકોપ છે. પણ હવે નહિ માનો અને તેમને શરણે નહિ જાઓ તો તે તપસ્વી કદાચ કુપિત થઈ આખા લોકને બાળી નાખશે એવી મને ભ્રાંતિ છે." સૌને ઉદ્દેશીને તેણીએ તેથીજ તેમ કહ્યું.

[૨૯] (તેવામાં તો કંઈ વિચિત્ર ઘટના બની ગઇ.) કોઇની પીઠ ઉપર તો કોઇનું મસ્તક નીચું તેમ પડી ગયેલા, કોઈ સાવ કર્મ અને ચેષ્ટા વિહીન બનેલા, કોઈ ભૂતલ પર હાથ ફેલાવતા પડી રહેલા, કોઇ બહાર નીકળી ગયેલા ડોળા અને જીભવાળા, તો કોઈ ઊંચા મસ્તકે ઢળી પડેલા—

**નોંધ:**—આ બધુ દૈવી પ્રકોપથી બન્યું હતુ.

[૩૦] આવી રીતે કાષ્ઠભૂત બનેલા પોતાના શિષ્યોને જોઇને તે યાજક બ્રાહ્મણ (ભદ્રાનો પતિ) પોતે ખૂબ ખેદ પામ્યો. અને પોતાની ધર્મપત્ની સહિત મુનિ પાસે જઈ નમીને વારંવાર વિનવણી કરવા લાગ્યો કે હે પૂજ્ય ! આપની નિન્દા અને તિરસ્કાર થયાં છે તેની ક્ષમા કરો.

**નોંધ:**—કૌશલ રાજાએ તપસ્વીથી તજાયેલી ભદ્રાકુમારીને સોમદેવ નામના બ્રાહ્મણ સાથે હસ્તગ્રહણ કરાવી ઋષિપત્નીજ બનાવી હતી. તે કાળમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રના કર્મભેદો હતા પણ આજના જેવા જાતિભેદો ન હતા. તેથીજ પારસ્પરિક કન્યાઓને લેવા દેવાનો વ્યવહાર ચાલુ હશે તેવું અનુમાન થાય છે.

[૩૧] હે વંદનીય ! અજ્ઞાની, મૂર્ખ અને મંદ બુદ્ધિવાળા બાળકોએ આપની જે અસાતના ( દુઃખ–વેદના ) કરી છે તે બધું માફ કરો. આપના જેવા ઋષિ પુરુષો મહાદયાળુ હોય છે. ખરેખર તે કદી કોપ કરતાજ નથી.

**પોતાનું કાર્ય કરી દેવો ચાલ્યા ગયા. ત્યારબાદ મુનિશ્રી સાવધાન થઈ આ દૃશ્ય જોઈ વિસ્મિત બની જાય છે. અને વિનવતા બ્રાહ્મણોને કહે છે કેઃ—**

[૩૨] આ બનાવની પૂર્વે, પછી કે હમણાં પણ મારા મનમાં લેશમાત્ર કોપ કે દ્વેષ નથી. ( પરંતુ આ બધું જોયા પછી મને લાગે છે કે ) ખરેખર જે દેવો ( મારી અનિચ્છાએ પણ ) સેવા કરે છે, તેઓ વડેજ આ કુમારો બિચારા હણાયા છે.

નોંધઃ—જૈનદર્શનમાં સહનશીલતાનાં જ્વલંત દૃષ્ટાંતો છે. ત્યાગી પુરુષની ક્ષમા તો મેરૂ જેવી અડગ હોય છે. તેમાં કોપ કે ચંચળતા આવતીજ નથી. કુમારોની આ દશા જોઈ ઋષિરાજને અનુકંપા આવે છે. યોગીપુરુષો અન્યને દુઃખ આપતા નથી તેમ જોઇ પણ શકતા નથી.

[૩૩] ( સાચું સ્પષ્ટીકરણ થયા બાદ એ બ્રાહ્મણને ઘણીજ ઉત્તમ પ્રકારની અસર થાય છે. તે કહે છે કેઃ—) પરમાર્થ અને સત્યના સ્વરૂપને જાણનાર ! મહાજ્ઞાની આપ કદી ગુસ્સે થાઓજ નહિ. સર્વ જનસમૂહ સાથે અમે બધાં આપનાં ચરણોનું શરણ માગીએ છીએ.

[૩૪] હે મહાપુરુષ ! આપની સર્વપ્રકારે ( બહુમાન પૂર્વક ) પૂજા કરીએ છીએ. આપમાં એવું કશું દેખાતું નથી કે જેને ન પૂજીએ. હે મહા મુનિરાજ ! ભિન્નભિન્ન પ્રકારનાં શાક, રાઈતાં અને ઉત્તમ પ્રકારના ચોખાથી સંસ્કારાયેલું આ ભોજન આપ ( પ્રસન્નતા પૂર્વક ) જમો. ( સ્વીકારો. )

[૩૫] આ મારું પુંકળ ભોજન પડ્યું છે. અમારા પર કૃપા કરીને આપ સ્વીકારો. ( આવી અંતઃકરણની પ્રાર્થના સાંભળીને ) તે મહાત્મા માસ ખમણ ( એક માસના ઉપવાસ ) ને પારણે તે ભોજનને સહર્ષ સ્વીકાર છે

[૩૬] તેવામાજ ત્યાં સુવાસિત જળ, પુષ્પો તથા ધનની ધારાબંધ આકાશથી દિવ્ય વૃષ્ટિ થવા લાગી. દેવોએ ગગનમાં દુંદુભિઓ વગાડી અને " અહો ! દાન અહો ! દાન " એમ દિવ્યધ્વનિ થવા લાગ્યો

નોંધ—દેવોએ વરસાવેલાં પુષ્પ તથા જળધારાઓ અચેત હોય છે.

[૩૭] " ખરેખર દિવ્યતપની આ પ્રત્યક્ષ વિશેષતા દેખાય છે. જાતિની વિશેષતા કશીએ નથી. ચંડાલપુત્ર હરિકેશ સાધુ; કે જેની આવી મહા પ્રભાવશાળી સમૃદ્ધિ છે ! " ચંડાલપુત્ર હરિકેશ સાધુને જોઇને સૌ એકી અવાજે આશ્ચર્યચકિત થઇ ઉપર પ્રમાણે બોલવા લાગ્યા.

## તપસ્વીજી કહે છે:—

[૩૮] હે બ્રાહ્મણો ! અગ્નિનો આરંભ કરીને પાણીથી બહારની શુદ્ધિને શા માટે શોધી રહ્યા છો ? જે બહારની શુદ્ધિ છે તે આત્મશુદ્ધિનો માર્ગ જ નથી. મહાપુરુષો કહે છે કે:—

[૩૯] દ્રવ્યયજ્ઞમાં દાભડાને; (યૂપ) લાકડાના ખીલાને, તૃણ, કાષ્ટ તથા અગ્નિને, તેમજ સવાર અને સાંજ પાણીને સ્પર્શ કરતા એવા મંદ પ્રાણીઓ તમો વારંવાર નાના જીવોને દુઃખ આપીને પાપજ કર્યા કરો છો.

[૪૦] હે ભિક્ષુ ! અમે કેમ વર્તીએ ? કેવું યજ્ઞપૂજન કરીએ ? વળી કેવી રીતે પાપોને દૂર કરીએ ? હે સંયમી ! તે અમોને જણાવો. હે દેવપૂજ્ય ! કઇ વસ્તુને જ્ઞાનીજનો યોગ્ય માને છે ?

[૪૧] છ કાય ( પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ ) જીવોની હિંસા નહિ કરનારા, કપટ તથા અસત્યને નહિ આચરનારા, માયા ( કપટ ) અને અભિમાનથી દૂર રહેનારા તથા પરિગ્રહ અને સ્ત્રીઓની આસક્તિથી ડરનારા દાન્ત પુરુષો હોય છે તેજ વિવેકપૂર્વક વર્તે છે.

[૪૨] અને પાચ ઇંદ્રિયોનું નિયમન કરનારા, જીવિતની પણ પરવા નહિ કરનારા અને કાયાની આસક્તિથી રહિત એવા મહાપુરુષો, બહારની શુદ્ધિની દરકાર ન કરતા ઉત્તમ અને મહાવિજયી ભાવયજ્ઞનેજ આદરે છે.

[૪૩] તમારું જ્યોતિ શું? અને જ્યોતિનું સ્થાન શું? તમારી કડછીઓ કઈ? અને અગ્નિ પ્રદીપન કરનારું શું? તમારાં લાકડાં કયાં? અને હે ભિક્ષુ! તમારા શાન્તિમંત્ર કયા? કેવા યજ્ઞથી આપ યજન કરો છો? (આ પ્રમાણે બ્રાહ્મણો બોલ્યા.)

[૪૪] તપ એજ અગ્નિ છે. જીવાત્મા અગ્નિનું સ્થાન છે. મન, વચન અને કાયાના યોગ રૂપ કડછી છે. અગ્નિને દીપ્ત કરનારું સાધન શરીર છે. કર્મરૂપી લાકડાં છે. સંયમરૂપ શાંતિમંત્ર છે. તેવી રીતે પ્રશસ્ત ચારિત્રરૂપ યજ્ઞવડેજ હું યજન કરું છું—તેજ યજ્ઞને મહર્ષિ જનોએ ઉત્તમ ગણ્યો છે.

[૪૫] તમારો સ્નાન કરવાનો હ્રદ ( કુંડ ) કયો? ( સંસારમાંથી તરવાનું) તમારું પુણ્યક્ષેત્ર કયું? અને કયાં સ્નાન કરીને તમે કર્મરજને ટાળો છો તે કહો. આપની પાસે જાણવાને ઇચ્છીએ છીએ. ( આ પ્રમાણે બ્રાહ્મણ બોલ્યા. )

[૩૬] ધર્મરૂપી હ્રદ (કુંડ) છે. બ્રહ્મચર્યરૂપી પુણ્યતીર્થ છે. આત્માના પ્રસન્ન ભાવથી વિશુદ્ધ ધર્મના કુંડમાં નાહેલો હું શાંત થઇને કર્મદોષને દૂર કરું છું.

[૪૭] એવું સ્નાનજ કુશળ પુરુષોએ કર્યું છે. અને ઋષિઓએ તેજ મહાસ્નાનને વખાણ્યું છે. જેમાં નાહેલા પવિત્ર મહર્ષિઓ નિર્મળ થઇને (કર્મ રહિત થઇને) ઉત્તમ સ્થાન ( મુક્તિ ) ને પામ્યા છે.

**નોંધઃ**—હૃદયનાં પરિવર્તન ચારિત્રની ચિનગારીથી થાય છે. જ્યાં ચારિત્રની સુવાસ મ્હેકે છે ત્યાં મલિન વૃત્તિઓ નાશ પામે છે. ક્ષણવારમાં પ્રબળ વિરોધકોને સેવકરૂપ બનાવી દે છે જ્ઞાનનાં મંદિરો ચારિત્રનાં નંદનવનથીજ શોભે છે જાતિ અને કાર્યના નીચ ઊંચ ભાવો ચારિત્રના સ્વચ્છ પ્રવાહમાં સાફ થઈ જાય છે. ચારિત્ર્યનાં પારસ ટંક લોખંડને સુવર્ણ રૂપમાં પલટી મૂકે છે.

એ પ્રમાણે કહું છું.

એમ હરિકેશીય નામનું બારમું અધ્યયન સમાપ્ત થયું.



# ચિત્તસંભૂતીય

## ચિત્તસંભૂતિ સંબંધી

### ૧૩

સંસ્કૃતિ એ જીવન સાથે જડાયેલી વસ્તુ છે. જીવનશક્તિની તે પ્રેરણા પુનઃ પુનઃ ચેતનને કર્મબળ દ્વારા ભિન્નભિન્ન યોનિમાં જન્માવે છે. પરસ્પર પ્રેમથી ઋણાનુબંધો થાય છે અને વિરોધક અપવાદ ન હોય તો સમાન શીલના જીવો-સમાન ગુણનાં પ્રાણીઓ એકજ સ્થળે ઉત્પન્ન થાય છે. અને જન્મપર્યંત અખૂટ પ્રેમની સરિતામાં પરસ્પર ઝીલે છે અને પછી પણ સાથેજ જન્મ લે છે.

ચિત્ત અને સંભૂતિ બન્ને ભાઈ હતા. અખંડ પ્રેમની ગાંઠથી જકડાયેલા હતા. એક નહિ, બે નહિ, ત્રણ નહિ બલ્કે પાંચ પાંચ જન્મો સુધી સાથે રહ્યા, સાથે જીવ્યા. આવા પ્રબળ પ્રેમીબંધુઓ છઠ્ઠે ભવે પૃથક્ પૃથક્ ઉત્પન્ન થાય છે તેનું શું કારણ હશે? છઠ્ઠે ભવે બન્નેના રાહો શાથી પલટાયા હશે! તે પ્રબળ કારણ એકની આસક્તિ અને બીજાની નિરાસક્તિ છે. બન્ને ભાઈઓનો પ્રેમ જેમ જેમ શુદ્ધ થતો ગયો તેમ તેમ તે વિકાસ પંથે સાથેને સાથે ઉપડ્યા.

પ્રથમ જન્મમાં તે દશાર્ણ દેશમાં દાસ રૂપે સાથે રહ્યા હતા. ત્યાંથી કાળે કરીને કાલિંજર નામના પર્વત પર મૃગલા થયા. સંગીત પર તેમનો અભંગ સ્નેહ હતો. ત્યાંથી મરીને મૃતગંગાના તીર પર હંસ રૂપે જન્મ લીધા. ત્યાં પણ

છેોડ્યા અને પ્રેમવશાત્ સાથેજ મરણ પામ્યા ત્યાંથી નીકળીને પુનર્ભવ પામી કાશી ભૂમિમાં ચંડાલ રૂપે ઉત્પન્ન થયા.

તે વખતે નમુચિ નામનો પ્રધાન ખૂબ બુદ્ધિમાન અને મહાસંગીત શાસ્ત્રી છતાં મહાન વ્યભિચારી હતો. તેણે તે દોષ રાજઅંતઃપુરમાં પણ સેવ્યો. તે જાણી કાશી રાજાએ તેને મૃતદંડની શિક્ષા કરી—

ફાંસીને લાકડે ચડાવતાં ચડાવતાં ચંડાલ કે જે ચિત્ત અને સંભૂતિનો પિતા હતો તેને દયા ઉત્પન્ન થવાથી તેણે નમુચિને બચાવી લીધો છે અને પોતાને ત્યાં ગુપ્ત રાખી પોતાના પુત્રોને સંગીતવિદ્યા શીખવવા યોજ્યો છે. બન્ને ભાઈને તેણે સંગીત શાસ્ત્રમાં પારંગત કરી મૂકયા. પરંતુ એકદા ત્યાંથી પણ અબ્રહ્મચર્યના દોષે તેને જીવ લઈને ભાગવું પડયું આખરે તે ફરતાં ફરતાં હસ્તિનાપુરમાં આવી પોતાની બુદ્ધિના પ્રભાવથી સેંકડો મંત્રીનો શિરમંત્રી થઈને રહેલ છે.

ચિત્ત અને સંભૂતિ સંગીતવિદ્યાના પ્રભાવે ત્યાંની આખી આલમને આકર્ષે છે. આથી કાશીરાજ પાસે ત્યાંના સંગીત શાસ્ત્રીઓ ન્યાય માગી ઈર્ષાથી તેમનું અપમાન કરાવી કાશીની બહાર કઢાવી મૂકે છે. ત્યાં પણ દુઃખી થાય છે. પછી આ પરાભવથી કંટાળી પર્વત પરથી પડતું મૂકવા તૈયાર થાય છે. ત્યાં એક મહાન જૈન મહાત્માનો ભેટો થાય છે અને અકાળ મૃત્યુથી બચાવી લે છે.

ચંડાલ કુળજાત હોવા છતાં પૂર્વ સંસ્કારોની પ્રબળતાથી બન્ને ભાઈઓ સંસારની અસારતાને યથાર્થરૂપે સમજી ત્યાગમાર્ગને ગ્રહણ કરે છે અને પદ્ધતિસર યોગમાર્ગની સારી તાલીમ મેળવ્યા બાદ ગુરુ આજ્ઞાથી છૂટા પડે છે.

એ બન્ને ત્યાગીઓ ફરતાં ફરતાં અનેક સિદ્ધિઓને પ્રાપ્ત કરીને હસ્તિનાપુરમાંજ આવી ચડે છે. કે જ્યાં નમુચિ મહા મંત્રીશ્વર પદે હતો. પૂર્વ પરિચિત ચંડાલોને સાધુ વેશમાં તે ઓળખી લેછે. અને તેથી પોતાનું પોગળ રખેને ખૂલ્લું થશે ! એ ભયથી શહેરની બહાર હાંકી કઢાવે છે.

ચિત્ત આ બધું કષ્ટ શાંતિપૂર્વક ચિત્તમાં ખેદ લાવ્યા વગર સહી લે છે. પરંતુ સંભૂતિ આ પરાભવને સહેવા અસમર્થ નીવડે છે. તપશ્ચર્યાના મહાન પ્રભાવથી પ્રાપ્ત કરેલી સિદ્ધિનો ઉપયોગ કરવા તૈયાર થાય છે. ચિત્ત પોતાના બંધુને ત્યાગીનો ધર્મ સમજાવે છે. છતાં સંભૂતિનો કોપ શાંત થતો નથી તેના મુખમાંથી ધૂમ્ર (ધુંવાડા)ના ગોટેગોટા નીકળ્યા કરે છે.

આ વાતની જાણ પ્રજા દ્વારા ત્યાંના મહારાજા (સનતકુમાર ચક્રવર્તી)ને પણ થાય છે. તે પોતે સસૈન્ય, સપરિવાર એ મહા તપસ્વીના દર્શનાર્થે આવે છે. સંભૂતિમુનિ તે મહારાજાની સમૃદ્ધિ જોઈ આસક્ત થાય છે.

પોતાની અપૂર્વ બળે પ્રાપ્ત કરેલી તપશ્ચર્યારૂપ ઝવેરાતને આવા ક્ષણિક કામભોગરૂપી કોડી ખાતર વેચી દે છે. (જૈન દર્શનમાં આને નિયાણું કહેવાય છે. નિયાણું એટલે ઉત્તમ કાર્યની પાછળ સ્વાર્થની ભાવના જાગે તે.) ચિત્તનો ઉપદેશ તેને જરાએ અસર કરતો નથી.

ત્યાંથી કાળગત થયા પછી શુભ કર્મદ્વારા એ બન્ને દેવ યોનિમાં ઉત્પન્ન થાય છે. ત્યાંનું પૂર્ણ આયુષ્ય ભોગવ્યા પછી આસક્તિને લઇને પ્રેમપ્રવાહ વીખરાઈ જાય છે. અને તેજ કારણને લઇને સંભૂતિ કાંપીલ્ય નગરમાં ચુલની માતાને કૂખે ઉત્પન્ન થઇ બ્રહ્મદત્ત નામનો ચક્રવર્તી (મહાન મંડલેશ્વર) રાજા થઈ બેસે છે.

ચિત્ત પુરિમતાલ નગરમાં ધનપતિ નગરશેઠને ત્યાં જન્મ લે છે. ત્યાં પણ પુણ્યપ્રભાવને લઇને મિત્ર, પરિવાર, યુવતિઓ માતાપિતાઓ અને સંપત્તિ સંબંધી અનેક પ્રકારે સુખમોજ માણી રહ્યો છે.

એકદા સંતની પાસેથી એક અતિ ગંભીર ગાથા તેના કર્ણદ્વારમાં અથડાણી. તે પર વિચાર કરતાં કરતાં પ્રથમ આછું આછું સ્મરણ થયું, કે "આવું મેં ક્યાંક સાંભળ્યું છે" અને એ ચિંતનના પરિણામે પૂર્વ સંસ્કારો તાજા થયા. ગતજન્મોને

તેણે એકજ વારમાં જોઇ લીધા. અને તેજ ક્ષણે સર્પ કાંચળીને છોડી દે તેમ માતા, પિતા અને સ્વજનોના સ્નેહ, રમણીઓના ભોગવિલાસ અને સંપત્તિના મોહ છોડી દીધા. અને અપૂર્વ યોગી બની અભિનિષ્ક્રમણ કર્યું.

પૂર્વના સંભૂતિ આ જન્મમાં બ્રહ્મદત્ત ચક્રવર્તી રૂપે હતા. ચક્રવર્તીનાં અપ્રતિહત અને સર્વોત્તમ દિવ્ય સુખો ભોગવવા છતાં તેના અંતઃકરણમાં કોઇ કોઈ વખત અવ્યક્ત રીતે ઝીણી ઝીણી વિરહવેદના સાલ્યા કરતી. એકદા તે બગીચાના વિહારનો આનંદ લૂંટી રહ્યા હતા. એકાએક નવપુષ્પનો દડો જોઇ તેને આછું સ્મરણ આવ્યું કે "આવું મેં જોયું છે," અને અનુભવ્યું પણ છે." તુરતજ દેવગતિના વિમાનનાં સ્મરણો અને સાથેજ પૂર્વભવનાં સ્મરણો તાજાં થયાં. ચિત્તનો વિરહ તેને અસહ્ય થઈ પડ્યો.

ભોગોની આસક્તિમાં હજુ સુધી જરા પણ ન્યૂનતા આવી ન હતી. પરંતુ ભાઇપરના વિશુદ્ધ અને ગાઢ સ્નેહે ભાઇને મળવાની અપાર તાલાવેલી તો જાગી ગઈ હતી. તેણે તેમને શોધી કાઢવા માટે આ "आसि दासा मिगा हंसा चांडाला अमरा जहा" અર્ધશ્લોક રચી દેશોદેશમાં પટહ ( ઢંઢેરો ) વગડાવી જાહેર કર્યું કે આ શ્લોકને જે પૂર્ણ કરશે તેને અર્ધ રાજપાટ મળશે.

આ વાત દેશોદેશમાં પ્રસરી ગઇ છે. ચિત્તમુનિ ગામોગામ વિચરતા કાંપીલ્ય નગરના ઉદ્યાનમાં આવે છે ત્યાં એક માળી છોડવાને પાણી પાતાં આ ગાથા ઉચ્ચાર્યા કરે છે આ ગાથા સાંભળી ચિત્તમુનિ સ્તંભી રહે છે. આખરે તેની પાસેથી વૃત્તાન્ત જાણી એ ગાથાનાં આ પ્રમાણે "इमाणो छठ्ठिया जाई अन्नमन्नेण जा विणा" બે ચરણ આપી તેને પૂર્ણ કરે છે.

માળી રાજ્યમંડપમાં આવી ભર કચેરીમાં તે પૂર્ણ શ્લોક સંભળાવે છે. આથી બ્રહ્મદત્ત ચક્રવર્તી માળીના

હાલમાં પોતાના ભાઈને જોતાંવારજ મૂર્છિત થઈ પડી જાય છે. આ સ્થિતિમાં રાજ્યપુરુષો તે માળીને પકડી કેદ કરે છે. અંતે તે સાચી વાત જાહેર કરે છે અને જેની પાસેથી તે ગાથા સાંભળી છે તે મહા પ્રભાવશાળી યોગીરાજને ત્યાં તેડી લાવે છે.

બ્રહ્મદત્ત પોતાના ભાઈનું અપૂર્વ ઓજસપૂર્ણ શરીર જોઈ સ્વસ્થ થઈ જાય છે અને કહે છે કે ભાઈ! હું આવી સમૃદ્ધિ પામ્યો અને આપ આ ત્યાગનાં દુઃખો ભોગવો છો તેનું શું કારણ? ચિત્ત પણ પોતાના પૂર્વ આશ્રમનું સુખ જણાવે છે. અને ત્યાગમાં દુઃખ છે કે સાચું સુખ છે તેની પ્રતીતિ આપે છે.

ત્યાગ એ પરમ પુરુષાર્થનું પરિણામ છે ત્યાગનાં શરણ બળવાન પુરુષોજ ગ્રહણ કરી શકે છે. ત્યાગ એ સિંહવૃત્તિવાળા પાત્રમાંજ ટકે છે. સૌ જીવો આત્મપ્રકાશને ભેટવા તત્પર છે. ઘટતો પુરુષાર્થ પણ કરે છે અપાર દુઃખ પણ વેઠે છે છતા વાસનાની આંટીમાં ફસાયેલાં પ્રાણીનો પુરુષાર્થ ઘાણીના બળદની માફક ત્યાંને ત્યાંજ રાખી મૂકે છે આસક્તિનો રોગ ચિત્તની વિશુદ્ધિ થવાથી નાશ પામે છે શુદ્ધ વૈરાગ્યનાં પરિણમન તેવાજ અંતઃકરણમાં સહજ સહજ થઈ જાય છે.

[૧] ચંડાલના જન્મમા (કર્મપ્રકોપથી) પગભર પામેલા સંભૂતિ મુનીશ્વરે હસ્તિનાપુરમા (સનત્કુમાર ચક્રવર્તીની ઋદ્ધિ જોઈને) નિયાણુ (આવી સમૃદ્ધિ મળે તો કેવુ સારું એવી વાસનામાં તપ વેચ્યુ) કર્યું. અને તેથી પદ્મગુલ્મ નામના વિમાનથી ચવીને (પછીના ભવમા) ચુલની રાણીની કૂખે બ્રહ્મદત્ત રૂપે તેને અવતરવુ પડ્યું.

**નોંધઃ**—ઉપરની વાતમાં સવિસ્તર બિના આપી છે એટલે અહીં આપવાની જરૂર નથી પદ્મગુલ્મ વિમાનમા પહેલા દેવલોક સુધી બન્ને ભાઈ સાથે હતા. આ વખતેજ સંભૂતિ જુદો પડી ગયો તેનુ કારણ એ કે તેણે નિયાણુ કર્યું હતુ નિયાણાથી તેને મહા ઋદ્ધિ મળી ખરી પરતુ

સમૃદ્ધિનાં ક્ષણિક સુખ ક્યાં ? અને આત્મદર્શનના આનંદ ક્યાં ? એની સમાનતા કદી હોઇ શકે !

[૨] એ પ્રમાણે કાંપીલ્ય નગરમા સંભૂતિ ઉત્પન્ન થયા. અને (તેના ભાઇ) ચિત્ત, પુરિમતાલ નગરમા વિશાલ એવા શેઠ કૂળમાં ઉત્પન્ન થયા. (ચિત્તના અંતઃકરણમાં વૈરાગ્યના ગાઢ સંસ્કારો હતા એથી) ચિત્ત તો માત્ર ધર્મને સાંભળીને શીઘ્ર ત્યાગી થઇ ગયા.

નોંધઃ—ચિત્ત પણ અઢળક ધનવાળા ધનપતિને ત્યાં જન્મ્યો છતાં તે અનાસક્ત હોવાથી કામભોગોથી વિરમી શક્યો.

[૩] ચિત્ત અને સંભૂતિ બન્ને ભાઇઓ (ઉપર કહેલા નિમિત્તથી) કાંપીલ્ય નગરમાં મળ્યા અને તેઓ પરસ્પર (ભોગવેલાં) સુખ દુઃખનાં ફળ તથા કર્મવિપાકને કહેવા લાગ્યાઃ—

[૪] મહાકીર્તિવાળા અને મહાસમૃદ્ધિવાળા બ્રહ્મદત્ત ચક્રવર્તીએ પોતાના ભાઇને બહુમાનપૂર્વક આ વચન કહ્યુંઃ—

[૫] આપણે બન્ને ભાઇઓ પરસ્પર એકબીજાને (હમેશાં) અનુસરનારા, એક બીજાનું હિત કરનારા અને એક બીજાના પ્રેમમાં ખૂબ રક્ત હતા.

નોંધઃ—બ્રહ્મદત્તને જાતિસ્મરણ જ્ઞાન અને ચિત્તને અવધિજ્ઞાન થયું હતું તેથી અનુભવેલા પૂર્વભવની વાત કરે છે. અવધિજ્ઞાન એટલે મર્યાદાવાળું ત્રિકાળજ્ઞાન.

[૬] (પહેલે ભવે) દશાર્ણદેશમાં આપણે બન્ને દાસ રૂપે હતા, (બીજે ભવે) કાલિંજર પર્વતમાં મૃગલા થયા હતા, (ત્રીજે ભવે) મૃત ગંગા નદીને કાંઠે હંસરૂપે જન્મ્યા હતા. અને (ચોથે ભવે) કાશી ભૂમિમાં ચંડાળકુળમાં જન્મ્યા હતા.

[૭] (પાંચમે ભવે) દેવલોકમાં મહાઋદ્ધિવાળા આપણે દેવ હતા, માત્ર આપણો છઠ્ઠો જન્મજ પરસ્પર સાથ વગરનો થયો છે.

**નોંધ**—આમ બોલી સંભૂતિએ, છઠ્ઠા ભવે ભિન્ન ભિન્ન સ્થળે શાથી ઉત્પન્ન થવુ પડયુ તેનુ કારણ પૂછ્યુ

[૮] હે રાજન્! તમે (સનત્કુમાર નામના ચોથા ચક્રવર્તીની સમૃદ્ધિ તથા તેમના સુનંદા નામના સ્ત્રીરત્નને દેખીને આસક્તિ ઉપજવાથી) તપશ્ચર્યાદિ ઉચ્ચ કર્મોનુ નિયાણુ (આવુ તુચ્છ ફળ) માગી લીધુ તેથી તે ફળના પરિણામેજ આપણે વિયોગ પામ્યા (આ ચિત્તના વચન છે.)

**નોંધ**—તપશ્ચર્યાથી પૂર્વકર્મોનો ક્ષય થતો હોય છે. પૂર્વ કર્મ ક્ષય થવાથી આત્મા હળવો બને છે અને તેનો વિકાસ થાય છે પુણ્યકર્મથી સુદર સપત્તિ મળે પરતુ સપત્તિથી આત્મા ભારી બનવા સભવ છે. તેથીજ મહાપુરુષો પુણ્ય ન ઇચ્છતા માત્ર પાપકર્મનો ક્ષયજ ઈચ્છે છે પુણ્ય એ તો કે સોનાની સાકળ છે છતા સાકળ એ પણ બધનજ છે. જેણે બધન રહિત થવુ હોય તેણે સોનાની સાકળ પણ તજી દેવા પ્રયત્ન કરવો જોઇએ અને નિરાસક્તપણે કર્મોને ભોગવી લેવા જોઈએ

[૯] (બ્રહ્મદત્તે કહ્યુ—) પૂર્વ કાળમા સત્ય અને કપટ રહિત તપશ્ચર્યાદિ શુભકર્મો મે કર્યાં તેથીજ તેનુ ફળ આજે (ઉત્તમ સમૃદ્ધિ પામી) હુ ભોગવુ છુ પરતુ હે ચિત્ત! તારી દશા આવી શાથી થઈ? તારા શુભકર્મ બધા કયા ગયા?

[૧૦] (હે રાજેન્દ્ર!) જીવોએ આચરેલા સર્વ (સુદર કે અસુંદર બધા) કર્મો ફળવાળાજ હોય છે કરેલા કર્મોને ભોગવ્યા વિના મુક્તિ થતીજ નથી. તેથી મારો આત્મા પણ પુણ્યકર્મના પરિણામે ઉત્તમ પ્રકારની સપત્તિ અને કામભોગોથી યુક્ત થયો હતો

[૧૧] હે સભૂતિ! જેમ તુ પોતાને ભાગ્યવાન માને છે તેમ પુણ્યના ફળથી યુક્ત ચિત્તને પણ મહાન ઋદ્ધિમાન જાણ. વળી હે રાજન્! જેવી તે (ચિત્ત)ની સમૃદ્ધિ હતી તેવીજ પ્રભાવશાળી પણ હતી

**નોંધ:**—ઉપરના બે શ્લોકો ચિત્તમુનિએ કહ્યા આજે તે મુનિ થયા હતા. ઇંદ્રિયનિયમનાદિ કઠણ તપશ્ચર્યા અને શરીર વિભૂષાના ત્યાગથી તેની દેહકાંતિ બહારથી ઝાંખી દેખાતી હતી છતા તેનાં આત્મઓજસ તો કોઈ અપૂર્વજ હતા

[૧૨] નૃપતિએ પૂછ્યુ કે, જો એવી સમૃદ્ધિ હતી તો ત્યાગ શા માટે કર્યો? જવાબમા ચિત્તમુનિ કહે છે.–પરમાર્થથી પૂર્ણ છતાં અલ્પ વચનવાળી ગભીર ગાથા (કોઇ મુનીશ્વરે એકદા) અનેક મનુષ્યોના સમૂહમા ફરમાવી કે જે ગાથાને સાભળીને ઘણા ભિક્ષુકો ચારિત્રગુણમાં વધુ અને વધુ લીન બને છે. તે ગાથા સાભળીને હું શ્રમણ (તપસ્વી) થયો.

**નોંધ:**—સમૃદ્ધિ પામ્યા છતા સંતોષ ન હતો. આ ગાથા સાંભળ્યા પછી બંધનો તરતજ દૂર થયા. અને ત્યાગ ગ્રહણ કર્યો

[૧૩] (બ્રહ્મદત્ત આસક્ત હતો. તેને ત્યાગ નહોતો ગમતો તેથી તેણે ચિત્તને ભોગો માટે આમંત્રણ કર્યું:–) ઉચ્ચ, ઉદય, મધુ, કર્ક અને બ્રહ્મ નામના પાચ સુદર મહેલો, ભિન્નભિન્ન પ્રકારના દશ્યો તેમજ મદિરા અને પાચાલ દેશનુ રાજ્ય આ બધુ તમારુંજ છે. હે ચિત્ત! તેને પ્રેમપૂર્વક ભોગવો.

[૧૪] વળી હે ભિક્ષુ! વાજીંત્ર સાથે નૃત્ય તથા સગીત તેમજ મનોહર યુવતિઓના સગથી વિટળાઇને આવા રમ્ય ભોગોને ભોગવો. તેજ મને ગમે છે ત્યાગ એ તો ખરેખર મહાન કષ્ટ છે.

**નોંધ**—ત્યાગીને ભોગોનું આમંત્રણ કરવામાં પણ તેના સ્નેહ અને સહૃદયતા સ્પષ્ટ દેખાતા હતા

[૧૫] ઉભરાતા પૂર્વ સ્નેહથી અને કામ ભોગોમાં આસક્ત થયેલા મહારાજા (બ્રહ્મદત્ત) ને તેના એકાંત હિતચિંતક અને સયમધર્મમા રક્ત રહેલા ચિત્ત મુનિએ આ વચન કહ્યુ —

[૧૬] બધા સંગીત તે એક પ્રકારના વિલાપ સમા છે, સર્વ પ્રકારના નૃત્ય કે નાટક એ વિટંબના રૂપ છે, બધા અલંકારો તો બોજારૂપ છે. અને બધા કામભોગો એકાંત દુઃખનેજ આપનારા છે.

**નોંધઃ**—સંસાર આખોજ જ્યાં નાટક રૂપે છે ત્યાં બીજાં નાટકો શા જોવાં? જે સ્થળે ક્ષણ પહેલાં સંગીત અને નૃત્ય થઈ રહ્યાં હોય છે ત્યાંજ થોડી ક્ષણ બાદ હાહાકાર ભર્યાં કરુણ રૂદનો થાય છે ત્યાં કોને સંગીત માનવાં? આભૂષણો બાળકની ચિત્તવૃત્તિને પોષવાનાં રમકડાં છે ત્યાં સમજુને મોહ શા? ભોગો તો આધિ, વ્યાધિ અને ઉપાધિ ત્રણે તાપના મૂળ છે દુઃખના મૂળમાં સુખ શી રીતે સંભવે?

[૧૭] તપશ્ચર્યારૂપ ધનવાળા, ચારિત્રગુણોમાં લીન અને કામભોગોની આસક્તિથી સાવ વિરક્ત એવા ભિક્ષુઓને જે સુખ હોય છે તે સુખ, હે રાજન્! અજ્ઞાનીઓને મનોહર લાગતા છતાં એકાંત દુઃખને આપનાર એવા કામભોગોમાં કદી હોઈ શકેજ નહિ

[૧૮] હે નરેન્દ્ર! મનુષ્યોમાં અધમ ગણાતા એવા ચંડાલજીવનમાં પણ આપણે રહ્યા હતા તે જન્મમાં (કર્મવશાત્) આપણે ઘણા મનુષ્યોના અપ્રીતિપાત્ર થયા હતા. અને ચંડાલના સ્થાનોમાં પણ રહ્યા હતા. (તે બધું યાદ છે?)

**નોંધઃ**—ચંડાલ જાતિનો અર્થ અહીં ચંડાલકર્મને અંગે સમજવો. જાતિથી કોઈ નીચ કે ઊંચ હોતાજ નથી કર્મથીજ ઊંચ કે નીચ થવાય છે ને ઉત્તમ સાધનો પામીને પણ પૂર્વ ભવે કરેલી ભૂલ આજે પણ થશે તો આત્મવિકાસને ટાણે પતિત થઈ જવું પડશે તે સારું પૂર્વભવની યાદી આપે છે

[૧૯] જેવી રીતે ચંડાલના ઘરે ઉત્પન્ન થઈ તે દુષ્ટ જન્મમાં આખા લોકની નિન્દાને પાત્ર હતા. છતાં પાછળથી શુભકર્મ કર્યાથીજ આજે આ ઉત્તમ સ્થિતિમાં પહોંચ્યા છીએ તે પણ પૂર્વે કરેલાં કર્મનુંજ પરિણામ છે (એ ન ભૂલશો.)

**નોંધઃ**—એ ચંડાલ જાતિમાંજ મહાપુરુષના સત્સંગ તથા સંસ્કારોને લીધે ત્યાગી થઈ જે શુદ્ધ કર્મો કર્યાં છે તેનુંજ આ સુંદર પરિણામ પામ્યા છીએ. તે કાળમાં ચંડાલ જાતિમાં મનુષ્યની સમાનતાના અધિકારો બ્રાહ્મણવર્ગે ખૂંચવી લીધા હતા.

[૨૦] હે રાજન્! પુણ્યનાં ફળે કરીનેજ મહાસમૃદ્ધિવાળો અને મહાભાગ્યવાળો તું થયો છે. માટે હે રાજન્! ક્ષણિક ભોગોને તજીને, (શાશ્વત સુખ માટે) મુક્તિ માટે ત્યાગ દશાને અંગીકાર કરી લે.

[૨૧] હે રાજન્! આ (મનુષ્યના) ક્ષણિક જીવનમાં સુંદર કાર્યોને નહિ કરવાવાળો મનુષ્ય ધર્મને છોડી દીધા પછી મૃત્યુના મ્હોંમાં જ્યારે જાય છે ત્યારે પરલોકને માટે ખૂબજ પશ્ચાતાપ કરે છે.

[૨૨] જેમ સિંહ મૃગલાને પકડીને લઇ જાય છે તેમ અંત વખતે મૃત્યુ (રૂપ સિંહ) પણ મનુષ્યને નિર્દય રીતે ગળી જાય છે. ત્યાં માતા, પિતા, ભાઇ વગેરે કોઇ સહાયક થઈ શકતાં નથી.

[૨૩] તે (કર્મના પરિણામે ઉત્પન્ન થયેલા) દુઃખમાં નાતિજનો, સ્નેહિવર્ગ, પુત્રો કે બંધુઓ કોઇ ભાગ પડાવતાં નથી. કર્મ કરનાર જીવને સ્વયં તેનું દુઃખ ભોગવવું પડે છે. કારણકે કર્મ તો તેના કરનારનેજ અનુસરે છે.

**નોંધઃ**—કર્મ એવી વસ્તુ છે કે તેનું ફળ તેના ભોક્તાનેજ મળે તેમાં પોતાના જીવાત્મા સિવાય કોઇ પણ કાળે ન્યૂનાધિક્ય કોઈ કરી શકેજ નહિ. આથીજ કહ્યું છે કેઃ—તમેજ તમારો બંધ કે મોક્ષ કરી શકો છો.

[૨૪] નોકરચાકર, પશુઓ, ક્ષેત્રો (ઉઘાડી ભૂમિ), મહેલો, ધન અને ધાન્ય વગેરે સર્વને તજીને માત્ર પોતાનાં શુભ કે અશુભ કર્મની સાથે રહેલો (કર્મથી પરતંત્ર) એકાકી જીવાત્માજ સુંદર કે અસુંદર પરલોક (પરભવ)ને પામે છે.

નોંધઃ--શુભકર્મ હોય તો સારી ગતિમાં તેનું આકર્ષણ થાય છે. અને અશુભ કર્મ હોય તો માઠી ગતિમાં થાય છે.

[૨૫] (મૃત્યુ થયા બાદ) ચિતામાં રાખેલા તેના તે અસાર (ચેતન રહિત) શરીરને અગ્નિથી બાળીને, જ્ઞાતિજનો, પુત્ર અને સ્ત્રી વગેરે (તેને થોડા વખતમાં ભૂલી જઈને) બીજા દાતાર (માલીક) ને અનુસરે છે.

નોંધઃ—વિશ્વમાં સૌ કોઈ સ્વાર્થ પૂરતુંજ સગપણ રાખે છે. એક તરફનો સ્વાર્થ ગયો એટલે સૌ કોઈ બીજાને અનુસરવાનાં.

[૨૬] હે રાજન્! આયુષ્ય તો જરા પણ વિરામ લીધા વિના નિરંતર ક્ષય થતું રહે છે. (જેમ જેમ દિવસો વધે તેમ તેમ આયુષ્યકાળ ઓછો થાય છે) જેમ જેમ જરા અવસ્થા આવતી જાય છે તેમ યૌવનની કાન્તિ હરાતી રહે છે માટે હે પંચાલના રાજેશ્વર! આ વચનને સાંભળી લે. અને મહારંભ (હિંસા તથા વિષયાદિ)નાં ભયંકર કાર્યોને ન કર. (છોડી દે).

## ચિત્તનાં એકાંત વૈરાગ્યોત્પાદક અનુભવનાં વચનો સાંભળી બ્રહ્મદત્ત (સંભૂતિ) બોલ્યાઃ—

[૨૭] હે સાધુપુરુષ! જે વાક્યને આપ કહો છો તે હું પણ હવે જાણી શકું છું. આ ભોગોજ મને આસક્તિ (બંધન)ના કારણરૂપ છે. પરંતુ હે આર્ય! અમારા જેવા (દુર્બળ)થી ખરેખર તે દુર્જય છે. (આસક્ત પુરુષોથી કામભોગો છૂટવા દુષ્કર છે.)

[૨૮] હે ચિત્તમુનિ! (તેથીજ હસ્તિનાપુરમાં મહાસમૃદ્ધિવાળા સનત્કુમાર ચક્રવર્તીને જોઈને હું કામભોગોમાં આસક્ત થઈ ગયો અને અશુભ એવું નિયાણું (થોડા માટે ઘણું લાગવું) કરી દીધું.

[૨૯] તે નિદાન કર્યા પછી પણ ( તમારા કહેવા છતાં ) નિવારણ ન કર્યું. તથીજ આ ફળ મળ્યું છે. અને ધર્મને જાણવા છતા પણ કામભોગોની આસક્તિ છોડી શકતો નથી.

**નોંધ**—વાસના જાગ્યા પછી પણ જો ગંભીર ચિંતનથી તેનું નિવારણ થાય તો પતિત થતાં બચી જવાય.

[૩૦] જળ પીવા જતા કાદવમા ખૂચી ગયેલો હાથી કાંઠાને જોવા છતાં તેને પામી શકતો નથી. એજ પ્રમાણે કામભોગોમાં આસક્ત થયેલા અમે ( કામભોગોનાં દુષ્ટ પરિણામને જાણવા છતાં ) ત્યાગ માર્ગને અનુસરી શકતા નથી.

[૩૧] કાળ ઉતાવળો થાય છે. અને રાત્રિઓ જલદી પસાર થતી જાય છે. (આયુષ્યબળ ક્ષીણ થતુ જાય છે.) મનુષ્યોના કામ ભોગો પણ નિત્ય નથી. પક્ષીઓ જેમ ફળ ખરી ગયા પછી વૃક્ષને તજી દે છે તેમ પ્રાપ્ત થયેલા કામભોગો પણ પુરુષને તજી દે છે.

**નોંધઃ**—તરુણવયમાં જે કામભોગો પ્યારા લાગે છે. તેજ વૃદ્ધવયમા અકારા થઈ પડે છે.

[૩૨] જો ભોગોને સર્વથા છોડવા માટે સમર્થ ન હો તો હે રાજન્! દયા, પ્રેમ, પરોપકાર ઇત્યાદિ આર્ય કર્મો કર. સર્વ પ્રજા પર દયાળુ તથા ધર્મપરાયણ થઇશ તો તું અહીં ( ગૃહસ્થાશ્રમ )થી પણ ચ્યવીને ઇચ્છા પ્રમાણે રૂપ ધરનારો ઉત્તમ દેવ થઈશ. ( ચિત્તમુનિ બોલ્યા. )

**નોંધઃ**—ગૃહસ્થાશ્રમમાં પણ યથાશક્ય ત્યાગ કરે તો તે દેવયોનિ પામી શકે છે.

[૩૩] ( ભોગાસક્ત નૃપતિ કશું ન સ્વીકારી શકવાથી ચિત્તમુનિ નિર્વેદતા અનુભવીને કહે છેઃ— ) પરંતુ હે રાજન્! આ સંસારના આરંભ અને પરિગ્રહોમા તુ ખૂબ આસક્ત થયો

છે. ભોગોને છોડવાની તારી જરા પણ ઇચ્છાજ નથી. તો આટલો વાર્તાલાપ મેં ફોકટજ કર્યો એમ માનું છું. હે નૃપ! હવે હું જવાની ઇચ્છા રાખું છું. (એમ કહીને ચિત્તમુનિ ચાલતા થયા.)

[૩૪] પંચાલપતિ બ્રહ્મદત્તે તે પવિત્ર સાધુનું વચન ન માન્યું અને જેવા ઉત્તમ કામભોગો ભોગવ્યા તેવાજ ઉત્તમ નરકમાં તે ચાલ્યો ગયો.

નોંધઃ—જેવાં કર્મ કરાય તેવું ફળ પમાય.

[૩૫] અને ચિત્તમહર્ષિ કામભોગોથી વિરક્ત રહી, ઉગ્ર ચારિત્ર અને ઉગ્ર તપશ્ચર્યા આદરી તથા શ્રેષ્ઠ સંયમને પાળીને શ્રેષ્ઠ એવી સિદ્ધગતિને પામ્યા.

નોંધઃ—ભોગોને ભોગવ્યા પછી ત્યાગવા એ દુર્લભ અને આસક્તિ હઠાવવી એ અતિ દુર્લભ છે. ભોગોની જાળ છૂટવી બહુ બહુ કઠણ છે. માટે મુમુક્ષુએ ભોગોથી દૂરજ રહેવું.

એમ કહું છું.

એ પ્રમાણે ચિત્તસંભૂતિનું તેરમું અધ્યયન સમાપ્ત થયું.



# ઈષુકારીય

## ( ઇષુકાર રાજા સંબંધી )

૧૪

સંગની અસર જીવનપર સચોટ થાય છે. ઋણુના અનુબંધો ગાઢ પરિચયથી જાગે છે. સત્સંગથી જીવન અમૃતમય બને છે અને પરસ્પરના પ્રેમભાવથી એકબીજા પ્રત્યે સાવધ રહેલા સાધકો સાથે સાથે રહી જીવનના ધ્યેયે પહોંચી વળે છે.

આ અધ્યયનમાં આવાજ ૭ જીવોનું મિલન થયું છે દેવયોનિમાંથી ઉતરી આવેલ ૭ પૂર્વયોગીઓ એકજ ઇષુકાર નગરમાં અવતર્યા છે. તેમાંના ચાર બ્રાહ્મણકુળમાં અને બે ક્ષત્રિયકુળમાં યોજાયા છે. બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન થયેલા બે કુમારો યોગ સંસ્કારોની પ્રબળતાથી યુવાનવયમાં ભોગોની લાલચથી પર થાય છે. સસારની વાસનાને દૂર કરી યોગ લેવા પ્રેરાય છે તેમના માતા અને પિતારૂપે યોજાયેલા બે જીવો પણ તેના યોગબળથી આખરે આકર્ષાય છે. અને આખું કુટુંબ ત્યાગમાર્ગને શીઘ્રજ અંગીકાર કરી લે છે.

ઈષુકારનગરમાં ધનમાલ અને પરિવાર-આદિનાં બંધનને તોડી એકીસાથે આ ચાર સમર્થ આત્માઓનું મહાભિનિષ્ક્રમણ અજબ વિસ્મયતા જગાડે છે. આખા શહેરમાં ધન્યવાદના ધ્વનિઓ ગાજી રહે છે. આ સાંભળી પૂર્વભવની પ્રેરણા રાણીજીને પણ જાગૃત થઈ જાય છે. અને તે ભાવનાની અસર રાજા-

છને પણ એકાએક થઈ આવે છે અને આવી રીતે એ છએ જીવાત્માઓ સંયમમાર્ગને અંગીકાર કરી આકરાં તપશ્ચરણ અને સાધુતા સેવી અંતિમ ધ્યેયને પામી જાય છે તે બધો ઉલ્લેખ આ અધ્યયનમા મળે છે

ભગવાન બોલ્યા:—

[૧] પૂર્વભવમા દેવો થઈને એક વિમાનમા રહેલા કેટલાક (૭) જીવો દેવલોક જેવા રમ્ય, સમૃદ્ધ, પ્રાચીન અને પ્રસિદ્ધ એવા ઇષુકાર નામના નગરમા ઉત્પન્ન થયા.

[૨] પોતાના શેષ (બાકી રહેલા) કર્મો વડે ઉચ્ચ એવા કુળમા ઉત્પન્ન થયા છે અને પછીથી ત્યા સસારભયથી ઉદ્દવિગ્ન થઇ સસારને છોડીને જિનેદ્રમાર્ગ (સયમ ધર્મ) ને શરણે ગયા છે.

[૩] તે ૭ જીવો પૈકી એક પુરોહિત અને જશા નામની તેની પત્ની થયાં અને બીજા બે જીવ પુરુષપણુ પામીને તેમના કુમારરૂપે થયા

નોંધ—ચાર જીવો બ્રાહ્મણ કુળમા ઉત્પન્ન થયા અને બે ક્ષત્રિય કુળમા જન્મ્યા

[૪] જન્મ જરા અને મૃત્યુના ભયથી ત્રાસેલા અને તેથીજ સસારની બહાર નીકળવાની ઇચ્છાવાળા તે બે કુમારો સસારના ચક્ર (પરિભ્રમણ) થી છૂટવા માટે કોઇ યોગીશ્વરને જોઇને (તે નિમિત્તથી) કામભોગોથી વિરક્ત થયા

નોંધ—જગલમા કેટલાએક યોગીજનોના દર્શન થયા પછી પૂર્વયોગનુ સ્મરણ થયુ અને જન્મ, જરા મૃત્યુના દુઃખથી ભરેલા આ સસારમાથી છૂટવા માટે આદર્શ ત્યાગની અપેક્ષા જાગી

[૫] પોતાના કર્મમા પરાયણ એવા પુરોહિત બ્રાહ્મણના તે બન્ને બાળકોને પોતાના પૂર્વજન્મોનુ સ્મરણ થયુ અને પૂર્વકાળમા સયમ તથા તપશ્ચર્યાનુ સેવન કરેલુ તે પણ યાદ આવ્યુ

નોંધ—બ્રાહ્મણનુ કાર્ય તે સમયે યજ્ઞયાગાદિ પરત્વે વિશેષ રહેતુ

[૬] તેથી તેઓ મનુષ્યજીવનમાં દિવ્ય ગણાતા એવા શ્રેષ્ઠ કામભોગોમાં પણ આસક્ત ન થયા અને ઉત્પન્ન થયેલા અપૂર્વ વિશ્વાસથી મોક્ષની અભિલાષાવાળા તે કુમારો પોતાના પિતા પાસે આવીને નમ્રતાપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યા —

[૭] આ વિહાર-જીવન અનિત્ય છે વળી બહુ રાગાદિની અંતરાયવાળું અને અલ્પ આયુષ્યયુક્ત છે તેથી અમોને આવા (સંસાર વધારનાર) ગૃહસ્થજીવનમાં (જરાપણ) સંતોષ થતો નથી માટે મુનિપણું (ત્યાગજીવન) ગ્રહણ કરવા માટે આપની પાસે આજ્ઞા માગીએ છીએ

[૮] (આ સાંભળીને દુઃખી થયેલા) તેમના પિતાજી તે બન્ને મુનિ (ભાવનાથી ચારિત્રશાલી) ઓના તપ (સંયમી જીવન) માં બાધા કરનારું વચન બોલ્યા,–વેદના પારગત પુરુષો "પુત્રરહિત પુરુષો ઉત્તમગતિને પામતા નથી" તેમ કહે છે

**નોંધ —**

अपुत्रस्य गतिर्नास्ति स्वर्गो नैव च नैव च ।
तस्मात् पुत्रमुखं दृष्ट्वा पश्चाद् धर्मं समाचरेत् ॥

વેદધર્મનું આ વચન માત્ર અમુક અપેક્ષાએ કહેવાયલું છે વેદ ધર્મમાં પણ બ્રહ્મચારી અવસ્થામાંથી કેટલા ત્યાગી પુરુષો પાકયા છે અને કહ્યું છે કે –

अनेकानि सहस्राणि कुमारा ब्रह्मचारिणः ।
स्वर्गं गच्छन्ति राजेन्द्र अकृत्वा कुलसंततिम् ॥

• તે બન્ને બાળકોએ હજુ ત્યાગીનો વેશ ધારણ કર્યો ન હતો અહીં ભાવનાનું પ્રબળપણું બતાવવા માટે મુનિપદ લીધું છે

[૯] માટે હે પુત્રો ! વેદોને બરાબર ભણીને બ્રાહ્મણોને સંતોષીને તેમજ સ્ત્રીઓ સાથે ભોગો ભોગવીને અને પુત્રોને ઘરની

વ્યવસ્થા સોંપીને, પછીજ અરણ્યમાં જઈ પ્રશસ્ત સંયમી થજો.

**નોંધઃ**—તે કાળમાં બ્રાહ્મણોને દાન આપવું અને વેદોનું અધ્યયન કરવું તે બન્ને, ગૃહસ્થ ધર્મનાં ઉત્તમ અંગો મનાતાં. કુળધર્મની છાપ દરેક જીવો પર રહેજ છે તેથી અહીં બ્રહ્મચર્યાશ્રમ પછી ગૃહસ્થાશ્રમ પાળી ત્યાર બાદ વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવાનું કહે છે. પરંતુ આવું પ્રતિપાદન કરવામાં ખાસ કરીને પુત્રોપરની આસક્તિજ સ્પષ્ટ જણાય છે.

[૧૦] બહિરાત્માના ગુણ (રાગ) રૂપી લાકડાંથી અને મોહરૂપી વાયુથી અધિક જાજ્વલ્યમાન એવા પુત્રવિયોગના શોકરૂપી અગ્નિથી બળતા અંતઃકરણવાળા અને દીનવચન (રે પુત્રો ! ત્યાગી ન બનો એમ મોહથી, વલવલાટ કરતા અને) વારંવાર બોલતા—

[૧૧] વળી જુદાં જુદાં પ્રલોભન આપતા તથા પોતાના પુત્રોને ક્રમપૂર્વક ધનવડે ભોગજન્ય સુખનું નિમંત્રણ કરતા એવા પુરોહિત (પિતા) ને તે બન્ને કુમારો વિચારપૂર્વક આ વાક્ય કહેવા લાગ્યાઃ—

[૧૨] વેદો માત્ર ભણી જવાથી તે શરણરૂપ થઇ શકતા નથી. જમાડેલા બ્રાહ્મણો કંઈ પ્રકાશ (આત્મભાન) મા લઇ જઇ શકતા નથી. તેમ ઉત્પન્ન થયેલા પુત્રો પણ કંઇ (પાપકર્મનાં ફળ ભોગવવામા) શરણરૂપ થતા નથી. તો હે પિતાજી ! આ આપનુ કુથન કોણ માની શકે ?

**નોંધઃ**—પોતાના ધર્મને ભૂલેલા બ્રાહ્મણોને જમાડવાથી કંઇ સદ્‌ધર્મની પ્રાપ્તિ થઈ શકતી નથી. બલ્કે અજ્ઞાન પેસે છે. વેદોનું અધ્યયન જ કંઇ સ્વર્ગ આપી શકે નહિ. સ્વર્ગ કે મુક્તિ તો આચરેલો સત્યધર્મ જ આપી શકે.

[૧૩] વળી કામભોગો પણ ક્ષણમાત્રજ સુખ અને બહુકાળ દુઃખ આપનાર છે. જે વસ્તુમાં ઘણું દુઃખ હોય તે વસ્તુ સુખ

કરનાર શી રીતે માની શકાય ? એટલે કે કામભોગો એકાંત અનર્થની ખાણ અને મુક્તિમાર્ગના શત્રુરૂપજ છે

[૧૪] વિષયસુખને માટે જ્યાં ત્યાં ભમતો જીવ, કામભોગથી ન નિવર્તતાં હમેશાં રાત્રિ અને દિવસ બળતોજ રહે છે. વળી કામભોગોમાં આસક્ત થયેલો (બીજા માટે દૂષિત પ્રવૃત્તિ કરનાર) પુરુષ ધનાદિ સાધનોને શોધતાં શોધતાં જરાવસ્થાથી ઘેરાઇને મૃત્યુ પામે છે.

**નોંધઃ**—આસક્તિ એ આત્મમાર્ગથી ભૂલાવી સંસારમાં ભટકાવે છે આસક્ત મનુષ્ય અસત્ય માર્ગમાં આખું જીવન વેડફી નાખે છે. અને આખરે તે વાસનાનેજ સાથે લઈ મૃત્યુને શરણે જાય છે.

[૧૫] આ (સુવર્ણ, ઘરબાર વગેરે) મારું છે અને આ મારું નથી. આ મેં (વ્યાપારાદિક) કર્યું અને આ નથી કર્યું. આ પ્રમાણે બડબડતા પ્રાણીને રાત્રિ અને દિવસોરૂપી ચોરો (આયુષ્યને) ચોરી રહ્યા છે. માટે શા સારુ પ્રમાદ કરવો ?

**નોંધઃ**—મમત્વના ગાઢા વાતાવરણમાં તો જીવમાત્ર સબડી રહ્યા છે. પોતાની માનેલ વસ્તુ પર આસક્તિ અને અન્ય પર દ્વેષ એ આખા જગતની મનોવૃત્તિ છે ત્યાં સમજુ મનુષ્ય જાગૃત રહી શકે છે અને જે સમય ગયો તે ફરી ફરી મળતો નથી તેમ માની પોતાના (આત્મશોધનના) માર્ગમાં પ્રયાણ કરે છે.

[૧૬] (પિતા કહે છેઃ–) જેને માટે આખો સંસાર (બધો પ્રાણી વર્ગ) મહાન તપશ્ચર્યા (ભુખ, દુઃખ, ટાઢ, તાપ) કરી રહ્યો છે. તે અખૂટ સંપત્તિ, સ્ત્રીઓ, સ્વજનો અને કામભોગો તમોને ખૂબ સ્વતંત્ર રીતે મળ્યા છે.

**નોંધ**—આ વચનો પુરોહિતના છે. તે એમ મનાવે છે કે સંયમનો હેતુ સુખ મેળવવાનો છે. તે સુખ તમોને સ્વયં મળ્યું છે માટે સંયમ

શા માટે લો છો ? વાસ્તવિક રીતે સંયમ, યોગ કે તપ ભૌતિક સુખ માટે છેજ નહિ કેવળ આત્મસુખ પ્રાપ્ત કરવાનાંજ તે સાધનો છે

[૧૭] (પુત્રોએ કહ્યું -હે પિતાજી !) આવા ધર્મની ધુરાના અધિકારમા—સ્વજન, ધન, કે કામભોગોની કશી આવશ્યકતા હોતીજ નથી તે માટે તો અમે, જગતમા પ્રતિબંધ રહિત ફરનારા અને ભિક્ષાજીવી બની ગુણના સમૂહને ધારણ કરનારા એવા સાધુ થઇશું

નોંધ—આ નાના ઘરનુ મમત્વ છોડી આખા વિશ્વમા પ્રવેશ કરીશું અને ભિક્ષાજીવી આદર્શ સાધુ બની આત્મગુણની આરાધના કરીશું

[૧૮] જેમ અરણિમા અગ્નિ, દૂધમા ઘી અને તલમા તેલ પ્રત્યક્ષ ન દેખાવા છતા સંયોગમાત્રથી ઉત્પન્ન થાય છે તેજ રીતે હે બાળકો ! પંચભૂતાત્મક શરીરમાથીજ જીવ ઉત્પન્ન થાય છે અને શરીરના નાશની સાથેજ જીવ નષ્ટ થાય છે શરીર નાશ પામ્યા પછી ચેતન રહેતોજ નથી (તો પછી ધર્મ શામાટે ? અને સંયમ શા માટે ?)

નોંધ—ચાર્વાક મતનુ એ કથન છે કે પંચ મહાભૂતથીજ કોઇ શક્તિ ઉત્પન્ન થાય છે અને તે શરીરની સાથેજ ક્ષીણ થાય છે પરંતુ વાસ્તવિક રીતે ચેતન શક્તિનો ક્ષય કદી થઈ શકેજ નહિ અરણી, તલ અને દૂધમા અગ્નિ, તેલ અને ઘી બહાર ન દેખાવા છતા તે અવ્યક્ત રીતે અવશ્ય રહેલજ હોય છે તેમ શરીર ધારણ કરતી વખતે કર્મથી સંયોગાયેલુ ચેતનતત્ત્વ રહેલુજ હોય છે, અને શરીર ક્ષીણ થયે (કર્માનુકૂળ) બીજા શરીરમા ચાલ્યુ જાય છે

[૧૯] (પુત્રે એ કહ્યું -હે પિતાજી !) આત્મા અમૂર્ત હોવાથી ઇંદ્રિયોદ્વારા ગ્રહણ કરી (જોઇ કે સ્પર્શી) શકાતો નથી વળી ખરે ખર અમૂર્ત હોવાથીજ તે નિત્ય ગણાય છે આત્મા નિત્ય હોવા છતા જીવાત્મામા રહેલા અજ્ઞાનાદિ દોષોએ કરીને તે

બંધાય છે. આ બંધન એજ સંસાર પરિભ્રમણનું કારણ છે એમ મહાપુરુષો કહે છે.

**નોંધઃ**—જેટલા અમૂર્ત દ્રવ્યો છે તે બધાં નિત્ય હોય છે જેમકે આકાશ અમૂર્ત છે. તો તે નિત્યજ છે. પરંતુ આકાશદ્રવ્ય અખંડ નિત્ય છે, અને જીવાત્મા ( કર્મથી બંધાયેલો જીવ ) પરિણામી નિત્ય છે. અને તેથીજ કર્મવશાત્ તે નાના મોટા આકારમાં પરિણમી ઉચ્ચ નીચ ગતિમા ગમન કરે છે.

[૨૦] આજસુધી અમે મોહના બંધનથી ધર્મને જાણી શકતા ન હતા અને તેથીજ ભવચક્રમાં ફંધાતા અને કામભોગોમા આસક્ત થતા થતા પાપનાં કામો કર્યેજ જતા હતા. પણ હવે જાણ્યા પછી ફરીથી તેમ નહિ કરીએ.

**નોંધઃ**—એક વખત અમે પણ અજ્ઞાનથી શરીર મોહમા શાચી પાપ પુણ્ય નથી, પરલોક નથી. એમ તમારા કહેવા પ્રમાણે માન્યતા ધરાવતા હતા. પરંતુ હવે જાણ્યા પછી તે વસ્તુ અંતરમા જરા પણ ઉતરતી નથી.

[૨૧] સર્વદિશાથી ઘેરાયેલો આ આખો સંસાર તીક્ષ્ણ શસ્ત્ર ધારાઓ ( આધિ, વ્યાધિ અને ઉપાધિના તાપો ) થી હણાઇ રહ્યો છે. તેથી ગૃહજીવનમા લેશમાત્ર પ્રીતિ ઉત્પન્ન થતીજ નથી.

[૨૨] હે પુત્રો! શાથી આ લોક વીંટાયો છે? શાથી આ લોક હણાઇ રહ્યો છે? સંસારમા કયા તીક્ષ્ણ શસ્ત્રોની ધારાઓ પડી રહી છે? તે ચિંતામા પડેલા મને તમે સત્વર કહો.

[૨૩] ( પુત્રો કહે છે – ) આ આખો લોક મૃત્યુથી પીડાઇ રહ્યો છે અને જીર્ણ અવસ્થા ( ઘડપણ ) થી વિંટાઇ ગયો છે. તીક્ષ્ણ શસ્ત્રધારારૂપ રાત્રિ દિવસો આયુષ્યને ક્ષણે ક્ષણે કોરી ગયાં છે. એ પ્રમાણે હે પિતાજી! તમે આ વાતને ખૂબ વિચારો.

[૨૪] જે જે રાત્રિદિવસ જાય છે તે પાછાં ફરતાં નથી. આવા ટૂંક

કાળના જીવનમાં અધર્મને કરનારના સમયો નિષ્ફળ ચાલ્યા જાય છે

**નોંધઃ**—અમૂલી ક્ષણો પુનઃ પુનઃ સાંપડતી નથી. સમય જતાં જતાં પણ પશ્ચાતાપને મૂકી જાય છે.

[૨૫] જે જે રાત્રિદિવસ જાય છે, તે પાછાં ફરતાં નથી. પણ સદ્‌ધર્મના આચરનારને તે સફળ થઈ જાય છે.

**નોંધઃ**—સમયનો સદુપયોગ કરનારને સમય હાથમાથી ગયા પછી પસ્તાવું પડતું નથી.

* પુત્રનાં અમૃત વચનોએ પિતાનું હૃદય પલટાવ્યું હતું છતાં વાત્સલ્યનો પ્રવાહ વિખૂટાં પાડતાં રોકી રહ્યો હતો.

## તે બોલ્યાઃ—

[૨૬] હે પુત્રો ! સમ્યક્‌ત્વસંયુક્ત થઈને (આસક્તિ રહિત બનીને) થોડો કાળ ચારે જણા ( માતા, પિતા અને બે પુત્રો ) ગૃહસ્થાશ્રમમાં થોડો વખત રહીને પછી ઘેરઘેર ભિક્ષાથી જીવન ચલાવનારા આપણે બધા આદર્શ ત્યાગી થઈશું.

[૨૭] ( પુત્રોએ કહ્યું:–પિતાજી ! ) જેને મૃત્યુ સાથે મિત્રતા હોય, જે મૃત્યુથી છૂટી શકતો હોય અથવા જે જાણતો હોય કે હું મરીશ નહિ તેજ ખરેખર આવતી કાલ પર વિશ્રામ રાખી શકે.

**નોંધઃ**—કેટલી જિજ્ઞાસા ! કેટલી તાલાવેલી ! આદર્શ વૈરાગીનાં કેવાં હૃદયભેદક વચનો ! શું આ ભાવ અંતરની ઊંડી પ્રતીતિ વિના કે ત્યાગની યોગ્યતા વિના ઉદ્‌ભવી શકે ? સત્યની તાલાવેલી પછી ક્ષણવાર પણ થોભવું તેને અસહ્ય થઇ પડયું હતુ.

[૨૮] માટે જેને મેળવીને ફરીથી જન્મજ ન લેવો પડે તેવા સાધુધર્મ ( ત્યાગમાર્ગ ) ને આજેજ અંગીકાર કરીશું. આવાં

વિષયસુખ નથી ભોગવ્યા તેવુ છેજ નહિ માટે હવે એ રાગ (મસાગની આસક્તિ) ને છોડીને ભિક્ષુધર્મમા શ્રદ્ધા રાખવી એજ યોગ્ય છે

**તરુણ યુવાનોનાં હૃદયદ્રાવક વચનોએ પિતાજીના પૂર્વ સંસ્કારને જાગૃત કરી દીધા. તેણે પોતાનાં ધર્મપત્નીને ઉદ્દેશીને કહ્યુ:-**

[૨૯] હે વાશિષ્ઠિ ! મારે માટે ભિક્ષાચારી (ભિક્ષુધર્મ ગ્રહણ કરવા) નો સમય હવે આવી લાગ્યો છે કારણ કે જેમ વૃક્ષ શાખા ઓથીજ શોભે છે, અને સ્થિર રહે છે શાખાઓ છેદાઈ ગયા પછી તેજ ઉત્તમ વૃક્ષ ઠુંઠુ કહેવાય છે તેમ મે પુત્રો વિના મારે પણ ગૃહસ્થજીવનમા રહેવુ યોગ્ય નથી

**નોંધ**—પત્નીનુ વશિષ્ઠ ગોત્ર હોવાથી તે સબોધન લીધુ છે

[૩૦] જેમ પાખવિનાનુ પક્ષી, સગ્રામને મોખરે સેનાવિનાનો રાજા અને વહાણમા દ્રવ્યવિનાનો વાણિયો શોભતો નથી અને શોક કરે છે તેજ રીતે પુત્રવિનાનો હું પણ શોભતો નથી, અને દુખી થઉ છુ

[૩૧] (આ સાભળી જશા ભાર્યા પતિને ઉદ્દેશીને કહેવા લાગી —) ઉત્તમ પ્રકારના રસવાળા અને સુદર આ બધા કામભોગોના સાધનો એકત્ર થયા છે તો હમણા તે કામભોગોને (ઇંદ્રિયોના શબ્દાદિક વિષયોને) ખૂબ ભોગવી લઇએ પછી સયમ માર્ગ અવસ્ય અગીકાર કરીશ

[૩૨] હે ભગવતિ ! (કામભોગોના) રસો ખૂબ ભોગવી લીધા છે યૌવન હવે ચાલ્યુ જાય છે વળી અસયમય જીવિત ભોગવવા માટે (કે બીજી કોઈ ઇચ્છાથી) ભોગોને તજતો નથી પરતુ ત્યાગી જીવનના લાભ, અલાભ સુખ અને દુખને ખૂબ વિચારીનેજ મૌન (સયમમાર્ગ) ને આદરુ છુ

**નોંધ.**–ભિક્ષુજીવનમા તો ભિક્ષા મળે ન મળે, અનેક પ્રકારના બીજા સંકટો પણ આવે ગૃહસ્થજીવનમાં તો બધુ સ્વતત્ર ભોગવવાનુ મળ્યુંજ છે છતા ત્યાગી જીવનની ઈચ્છા થાય તે પૂર્વના યોગ સંસ્કારોનુંજ કારણ છે ત્યાગમાં જે દુઃખ છે તે ગૌણ છે, અને આનંદ છે તે મુખ્ય છે એ આનંદ, એ શાંતિ, એ વિરામ ભોગોમા કયાય કોઈએ અનુભવ્યો નથી અને અનુભવશે પણ નહિ

[૩૩] પાણીના પ્રવાહની સામે ચાલનારો વૃદ્ધ હંસ જેમ પછીથી ઝુરે છે ( ખેદ પામે છે ) તેમ તુ ખરેખર પછી સ્નેહીજનોને સ્મરી સભારીને ખેદ પામે ( કે હાય ! મે શા માટે સંયમમાર્ગ ગ્રહણ કર્યો ? તેમ ) માટે ગૃહસ્થાશ્રમમા મારી સાથે રહીને ભોગોને ભોગવ ભિક્ષાચરી ( ભિક્ષુધર્મ ) ની વાટ બહુ બહુ દુખદ છે

**નોંધ.**—આ શ્લોકમા સયમ માર્ગનાં કષ્ટ અને ગૃહજીવનના પ્રલોભન આપી પાકી કસોટી કરે છે

[૩૪] હે ભદ્રે ! જેમ સર્પ શરીરની કાચળી છોડીને ચાલ્યો જાય છે તેમ આ બે તરુણ પુત્રો ભોગોને છોડી ચાલ્યા જાય છે તો હુ શા માટે તેને ન અનુસરુ ?

**નોંધ.**—સર્પ પોતાના શરીરમા ઉત્પન્ન થયેલી હોવા છતા કાચળીને તજી તેને લેવા ફેરતોજ નથી તેમ સાધકોએ આસક્તિની કાચળીને છોડી દેવી એજ યોગ્ય છે

[૩૫] ( જશા વિચારવા લાગી કે આ બધા–) જેમ રોહિત જાતના ( શક્તિવાળા ) માછલા ( તીક્ષ્ણ પૂછડેથી ) જીર્ણ જાળને છેદીને જાળમાથી છૂટી જાય તેમ કામભોગોથી છૂટી જાય છે અને જાતિમાન બળદની જેમ ચારિત્રના ભારને વહનારા તેમજ ઉદાર તપશ્ચર્યાવાળા તે ધીર પુરુષો ખરેખર ત્યાગ માર્ગમાજ ગમન કરે છે

[૩૬] જેમ ફેલાયેલી જાળોને તોડી નાખીને પક્ષીઓ ખૂબ દૂર દૂર

આકાશપ્રદેશમાં ચાલ્યા જાય છે. તેમ ભોગોની જાળને તોડીને મારા બન્ને પુત્રો અને પતિ ત્યાગધર્મ સ્વીકારે છે તો હું પણ શા માટે તેને ન અનુસરૂં ?

**આવી રીતે એ ચારે સમર્થ આત્માઓ થોડાજ કાળમાં અનેક પ્રકારનાં ધન, માલ, પરિવાર, નોકર ચાકરો વગેરેને નિરાસક્તભાવે છોડી ત્યાગધર્મને સ્વીકારી લે છે. અને તેમની મિલકતનો કોઈ વારસ ન હોવાથી તે બધું રાજદરબારમાં પહોંચે છે.**

[૩૭] વિશાળ અને કુલીન કુટુંબ, ધન અને ભોગોને છોડીને બન્ને પુત્ર અને પત્ની સહિત ભૃગુ પુરોહિતનું અભિનિષ્ક્રમણ ( સંયમમાર્ગનું સ્વીકારવું ) સાંભળીને ( અને તેણે તજેલા વૈભવને મહારાજા ગ્રહણ કરી રહ્યા હતા તે જોઇને ) રાજા પ્રતિ કમળાવતી રાણી વારંવાર આ પ્રમાણે કહેવા લાગ્યાં:—

[૩૮] હે રાજન્ વમન કરેલાને ખાય તે પુરુષ પ્રશંસા પાત્ર ગણાય નહિ. માટે બ્રાહ્મણે જે ધનને વમી દીધું (છોડી દીધું ) તે ધનને ગ્રહણ કરવાની આપ ઈચ્છા ધરાવો છો તે કોઇ રીતે યોગ્ય નથી.

[૩૯] હે રાજન્! કોઈ તમને આખું જગત કે જગતનું સર્વ ધન આપી દે તો પણ તમારે માટે તે પૂર્ણ નથી. ( તૃષ્ણાનો પાર કદી આવતોજ નથી. ) વળી હે રાજન્! આપને તે શરણરૂપ પણ કદી થવાનું નથી.

[૪૦] હે રાજન્! જ્યારે ત્યારે આ બધા મનોહર કામભોગોને છોડીને તમે મરવાના છો. મરણ સમયે આ બધું શરણરૂપ થવાનું નથી. ખરેખર હે નરપતિ! તે સમયે એક માત્ર સાચો ધર્મજ શરણભૂત થશે. બીજું કશું ( ધનાદિ ) પણ શરણભૂત થઈ શકશે નહિ.

**નોંધઃ**—રાણીનાં આ વચનો એકાંત તેમના હૃદય વૈરાગ્યના સૂચક છે મહારાજાએ ચિકિત્સા માટે કહ્યું- જો આટલું સમજો છો તો ગૃહસ્થાશ્રમમાં હજુ શા માટે રહ્યા છો?

[૪૧] જેમ પિંજરામાં પક્ષિણી (પંખિણી) આનંદ પામી શકતી નથી. તેમ (આ રાજ્ય સુખથી ભરેલા અંતઃપુરમાં) હું પણ આનંદ પામતી નથી માટે સ્નેહરૂપી તાંતણાને છેદીને તથા આરંભ (સૂક્ષ્મહિંસાદિ ક્રિયા) અને પરિગ્રહ (સંગ્રહવૃત્તિ)ના દોષથી નિવૃત્ત, અકિંચન (પાસે કશું પણ ધન ન રાખનાર), નિરાસક્ત અને સરળભાવી બનીને સંયમમાર્ગમાં ગમન કરીશ.

[૪૨] જેમ જંગલમાં દવાગ્નિથી પશુઓ બળતાં હોય ત્યારે દાવાનળથી દૂર રહેલા બીજાં પ્રાણીઓ રાગદ્વેષને વશ થઇને આનંદ પામતાં હોય છે. પરંતુ પાછળથી તેઓની પણ તેજ ગતિ થાય છે.

[૪૩] એજ પ્રમાણે કામભોગોમાં લુબ્ધ થયેલાં આપણે રાગ અને દ્વેષરૂપ અગ્નિથી બળી રહેલા આખા જગતને મૂઢની પેઠે જાણી શકતાં નથી.

[૪૪] ભોગવેલા ભોગોને સ્વઇચ્છાથી વમી (તજીને) સંયમને વિષે આનંદપૂર્વક જેમ પંખી પોતાની ઇચ્છાપૂર્વક વિચરે છે. તેમ આપણે પણ ગામ, નગર ઇત્યાદિ સ્થળે અપ્રતિબંધ થઇને વિચરવું જોઇએ.

[૪૫] આપણા હાથમાં આવેલા આવા ભોગો પણ સ્થિર રહેવાના નથી. (સ્પંદન કરી રહ્યા છે). માટે જેમ આ (પુરોહિત વ.) ચારે જણાએ ત્યાગ કર્યો તેમ આપણે પણ ત્યાગ કરવો ઘટે.

[૪૬] માંસવાળા પક્ષી (ગીધ)ને જોઇને સૌ કોઇ (બીજાં પક્ષીઓ) માંસ લેવા માટે તેને દુઃખી કરે છે. પરંતુ માંસ વિનાનાને

કોઈ દુઃખી કરતું નથી. માટે પરિગ્રહ રૂપી માંસને સર્વથા છોડીને હું નિરામિષ (નિરાસક્ત) થઇ વિચરીશ.

[૪૭] ઉપર કહેલી ગીધની ઉપમાને જાણીને તેમજ કામભોગો એ સંસારને વધારનારા છે તેમ સમજીને જેમ ગરૂડથી સર્પ ડરી ડરીને ચાલે છે તેમ આપણે પણ ભોગોથી ડરીને વિવેકપૂર્વક ચાલવું જોઇએ.

[૪૮] હે મહારાજ! હાથી જેમ સાંકળ વગેરેના બંધન છોડીને પોતાની વસતિ (વિંધ્યાચળ, અટવી વગેરે)માં જવાથી આનંદ પામે (તેમ સંસારના બંધન છૂટી ગયા પછી જીવાત્મા ખૂબ આનંદ પામે) હે ઇષુકાર રાજન્! મે આવું (અનુભવી પુરુષો પાસેથી) સાંભળ્યું છે અને તેજ હિતકર છે. એમ આપ જાણો.

**નોંધઃ**–સન્નારી પણ પુરુષ જેટલુંજ સામર્થ્ય ધરાવે છે. પુરુષ અને સ્ત્રીઓ એ બન્ને આત્મવિકાસનાં સમાન સાધક છે. જેમ પુરુષને જ્ઞાન અને મોક્ષના અધિકાર છે તેમ સ્ત્રીઓને પણ છે. યોગ્યતાજ આગળ ધપાવે છે પછી તે સ્ત્રી હો કે પુરુષ હો।

[૪૯] (કમળાવતી મહારાણીના અમરકારક ઉદ્‌ગારો સાંભળીને ઇષુકાર મહારાજાની મોહ–નિદ્રા ઉડી ગઇ) ત્યારબાદ રાણી તથા રાજાજી વિસ્તારવાળું મોટું રાજ્ય અને દુઃખે કરીને તજાય તેવા આકર્ષક કામભોગોને તજી દઈને વિષયમુક્ત, સ્નેહમુક્ત, આસક્તિમુક્ત અને પરિગ્રહથી રહિત થયાં

[૫૦] ઉત્તમ કામગુણોને તજ્યા પછી અતિ પુરુષાર્થવાળાં તે દંપતીએ સાચા ધર્મને સમજીને સર્વ પ્રસિદ્ધ એવી તપશ્ચર્યાને અંગીકાર કરી.

**નોંધઃ**—આંતરિક અને બાહ્ય એવી બાર પ્રકારની તપશ્ચર્યા છે. કર્મરૂપ કાષ્ઠને બાળવામાં તપશ્ચર્યા અગ્નિ જેવું કાર્ય કરે છે. તેનું વિસ્તૃત વર્ણન આગળ ૩૦ મા અધ્યયનમાં આવશે.

[૫૧] એ પ્રમાણે તે ક્રમપૂર્વક છએ જીવો જરા અને મૃત્યુના ભયથી ખેદ પામીને ધર્મપરાયણ થયા અને દુઃખના અંતની (મોક્ષમાર્ગની) શોધ કરી ક્રમપૂર્વક બુદ્ધ થયા.

[૫૨] વીતમોહ (મોહથી રહિત તેવા) જિનેશ્વરના શાસનમાં પૂર્વે ભાવેલી ભાવનાઓ (ગત જન્મોમાં કરેલું ચિંતન)ને સંભારીને થોડાજ કાળમાં તે છએ જીવો દુઃખના અંતને પામ્યા.

[૫૩] દેવી કમળાવતી, રાજા, પુરોહિત બ્રાહ્મણ (ભૃગુ), જશા નામની બ્રાહ્મણી, અને તેના બન્ને પુત્રો એમ છએ જીવો મુક્તિને પામ્યા.

સુધર્મસ્વામીએ જંબૂને કહ્યું:–

"એમ ભગવાન બોલ્યા હતા."

એ પ્રમાણે ઇષુકાર સંબંધી ચૌદમું અધ્યયન સમાપ્ત થયું.



# સ ભિક્ખૂ

તે જ સાધુ

૧૫

સંસારમાં પતનનાં નિમિત્તો પુષ્કળ છે. માટે સાધકોએ સાવધ રહેવું. ભિક્ષુ આહાર અને વસ્ત્રાદિ આવશ્યક વસ્તુઓમાં પણ સંયમ રાખે એ સાધકદશા માટે ઉપયોગીજ છે. પરંતુ સત્કાર, માન કે પ્રતિષ્ઠાની લાલસા રોકવી એ પણ તેટલુંજ ઉપયોગી સમજવું.

વિવિધ વિદ્યાઓ કે જે ત્યાગી જીવનમાં ઉપયોગી નથી, તે શીખીને સમયનો દુરૂપયોગ કરવો તે સંયમ જીવિતને બાધકરૂપ છે. તપશ્ચર્યા અને સહિષ્ણુતા એજ આત્મવિકાસના ગગનમાં ઉડવાની પાંખો છે. ભિક્ષુઓ એ બન્ને પાંખોને ખૂબ સંભાળી સાથે લઇને ઊંચે ને ઊંચે ઉડે.

ભગવાન બોલ્યા:—

[૧] સાચા ધર્મને વિવેકપૂર્વક અંગીકાર કરી, અન્ય ભિક્ષુઓ સંગાથે રહી નિયાણા (વાસના)ને છેદી, સરળ થઇ અને ચારિત્રધર્મમાં ચાલે. તેમજ કામભોગોને ન ઇચ્છી, પૂર્વાશ્રમના સંબંધીઓની સાથે આસક્તિ છોડી દે અને અજ્ઞાત (નહિ જાણેલા) ઘરોમાં ભિક્ષાચરી કરીને આનંદપૂર્વક સંયમધર્મમાં ગમન કરે તેજ સાધુ કહેવાય.

*નોંધઃ—અજ્ઞાત એટલે "આજે અમારે ત્યાં સાધુજી પધારવાના છે માટે ભોજન કરી રાખીએ." તેમ ન જાણનારાં ઘરો*

[૨] ઉત્તમભિક્ષુ રાગથી નિવૃત્ત થઇ, પોતાના આત્માને પતનથી બચાવી, અસંયમથી નિવૃત્ત થઇ કદીને ગ્રહી; અને સર્વ જીવોને આત્મતુલ્ય જાણીને કોઈ વસ્તુ વિષે મૂર્છા (આસક્તિ) ન પામે તેજ ભિક્ષુ કહેવાય.

[૩] કોઇ આક્રોશ (કઠોર વચન) કહે કે મારે, તો તેને સ્વકર્મનું ફળ જાણીને ધૈર્ય રાખનાર, પ્રશસ્ત અને આત્માને નિત્ય શુભ રાખનાર અને અવ્યાકુળ ચિત્ત રાખી હર્ષ અને દુઃખથી રહિત બની જે કંઈ સંયમમાં કષ્ટ પડે તેને સહન કરે તેજ ભિક્ષુ કહેવાય.

[૪] અલ્પ અને જીર્ણ શય્યા અને આસનને ભોગવે ટંડી, તાપ, ડાંસ, મચ્છર ઇત્યાદિ બધું વ્યાકુળતા રહિત થઇ શાંતિપૂર્વક સહન કરે તેજ ભિક્ષુ કહેવાય.

[૫] સત્કાર કે પૂજાની લાલસા ન રાખે. કોઈ વંદન કે ગુણની પ્રશંસા કરે તો પણ અભિમાન ન લાવે. તેવા સંયમી, સદાચારી, તપસ્વી, જ્ઞાનવાન, ક્રિયાવાન અને આત્મદર્શનના જ શોધક હોય તેજ ભિક્ષુ કહેવાય.

[૬] જેનાથી સંયમી જીવન હણાતું હોય તેવું કાર્ય ન કરે, સકળ મોહને દબાવે અને નરનારીનો (મોહવર્ધક) સંગ છોડીને તપસ્વી થઇ વિચરે, તેમજ તમાશા જેવી વસ્તુઓમાં રસ ન લે તે જ ભિક્ષુ કહેવાય.

નોંધઃ—આ શ્લોકનો અર્થ આ રીતે પણ થાય છે કે જે નરનારી (સ્વજનસમૂહ) થી (પૂર્વ પરિચિત હોવાથી) મોહ ઉત્પન્ન થાય અને સંયમરૂપ જીવિત હણાય તેવાનો સંગ છોડી તપસ્વી થઈ વિચરે અને ખેલ તમાશામાં રસ ન લે તેજ ભિક્ષુ કહેવાય.

[૭] નખ, વાળ અને દાંત વગેરે છેદવાની વિદ્યા, રાગ (સ્વર)

વિદ્યા, ભૂકપનો વિચાર, આકાશમા તારા વગેરે તૂટે તેનુ જ્ઞાન, સ્વપ્નવિદ્યા, સ્ત્રી પુરુષોના લક્ષણ જાણવાની વિદ્યા, અગરકુરણની વિદ્યા, દણ્ડવિદ્યા, ઘરમાં દાટેલુ ધન વગેરે જાણવાની વિદ્યા, શૃગાલાદિના સ્વર ઓળખી કાર્ય કે વિજય થશે કે કેમ? તે જાણવાનુ શાસ્ત્ર—આવી વિદ્યાઓદ્વારા પોતાનુ સયમી જીવન જે ન ચલાવે તેજ સાધુ કહેવાય.

[૮] મત્ર, જડીબુટ્ટી, આદિ મૂળીયા, અને જુદી જુદી જાતના વૈદ્યિક ઉપચારો જાણીને આચરવા કે વમન કરાવવું, જુલાબ આપવા, ધૂપ દેવા, આખના અજન બનાવવા, સ્નાન કરાવવુ, રોગ આવ્યે આતુરતાપૂર્વક માતાપિતાદિને સભારવા અને વૈદ્યક શીખવુ એ ત્યાગીઓને માટે યોગ્ય નથી, માટે તેને છોડી દે તેજ સાધુ કહેવાય.

**નોંધ:**—ઉપરની વિદ્યાઓ અને તેને અંગે થતી ક્રિયાઓ પરિણામે એકાન્ત ત્યાગ ધર્મથી પતિત કરાવનારીજ નીવડે છે. માટે જૈન મુનિઓ તેવી ક્રિયા કરતા નથી, કરાવતા નથી અને કરનારને અનુમોદન પણ આપતા નથી

[૯] ક્ષત્રિયોના સમૂહ, ઉગ્રકુળના રાજપુત્રો, બ્રાહ્મણો, ભોગીઓ કે ભિન્નભિન્ન પ્રકારના શિલ્પીઓની પૂજા કે પ્રશંસા ન કરે. તેઓની પૂજા કે પ્રશસા સંયમી જીવનને ઉપકારક નથી. એમ જાણીને છોડી દે તેજ ભિક્ષુ કહેવાય.

**નોંધ:**—રાજાઓ કે તેવા ભોગી પુરુષોની કિંવા જ્ઞાતિઓનું તે વખતે ખૂબ જોર હતુ તેવા પુરુષોની ભિક્ષુઓએ ખોટી પ્રશસા કરવી તે ત્યાગી જીવનનુ ભયંકર દૂષણ છે યોગીએ તો સદા આત્મમગ્ન રહીને વિચરવું. તેવી ખુશામત કરવાથી આત્મધર્મ હણાય છે.

[૧૦] ગૃહસ્થાશ્રમમા જે ગૃહસ્થીઓ સાથે અતિપરિચય થયો હોય તે અને ત્યાગાશ્રમમા જે ગૃહસ્થોના સહવાસમા આવેલ હોય

તેઓમાના કોઇ સાથે આ લોક સંબંધી ફળની ઇચ્છા માટે પરિચય ન કરે તેજ સાધુ કહેવાય.

**નોંધઃ**—ગૃહસ્થોના ગાઢ પરિચયથી તેના નિમિત્તે કદી આત્મધર્મને હણી નાખે તેવાં કાર્યો કરી નાખવાં પડે માટે ગૃહસ્થોનો આ લોકના કોઈ પણ સ્વાર્થ માટે પરિચય ન વધારવો. સૌ સાથે મુનિરાજને કેવળ પારમાર્થિક (ધાર્મિક) જ સંબંધ હોવો જોઈએ

[૧૧] આવશ્યક શય્યા ( ઘાસની શય્યા વપરાતી તે ) પાટ, પાટલા આહાર પાણી કે બીજી કોઈ ખાવાલાયક વસ્તુ કિંવા મુખવાસાદિની ગૃહસ્થ પાસે ભિક્ષુ યાચના કરે અને કદાચ કોઇ ન આપે તો તેના પર જરાએ મન કે વચનથી દ્વેષ ન કરે કે ખોટું ન લગાડે તેજ સાધુ કહેવાય.

**નોંધઃ**—ત્યાગીને માન અને અપમાન બન્ને સરખાં છે.

[૧૨] અનેક પ્રકારના અન્ન પાણી ( અચિત્ત ) મેવા કે મુખવાસ વગેરે ગૃહસ્થ પાસેથી મેળવીને સંગાથી સાધુને ભાગ આપીને પછી ભોજન કરે તેમજ મન, વાણી અને કાયાનું સંવરણ કરે તેજ ભિક્ષુ કહેવાય.

[૧૪] આ લોકમા દેવ, પશુ કે મનુષ્યોના અનેક પ્રકારના અત્યત ભયંકર અને દ્વેષ ઉત્પન્ન કરાવનારા શબ્દો થાય છે તેને સાભળીને બીએ નહિ તેજ સાધુ કહેવાય.

**નોંધ:**—અગાઉના ભિક્ષુઓ જગલોમા વિશેષ ભાગે રહેતા તે પરિસ્થિતિને અંગે આવી પરિસ્થિતિનો વિશેષ સભવ રહેતો.

[૧૫] લોકમા પ્રવર્તતા ભિન્નભિન્ન પ્રકારના વાદ (તર્કાદિશાસ્ત્રો) ને સમજી, પોતાના આત્મધર્મને જાળવી સયમને અનુસરેલો પડિતપુરુષ સર્વ પરિષહોને જીતીને, સર્વ જીવોપર સમાન ભાવ કેળવી ઉપશાંત થયેલો અને કોઈ જીવને પીડા ઉપજાવે નહિ તેવો થઈને વિચરે તેજ ભિક્ષુ કહેવાય.

**નોંધ:**—મનુષ્યો તેટલા મત અને વિચારો હોય છે અને તેને અંગે ભિન્ન ભિન્ન ધર્મો કે પંથો પડી જાય છે. પરતુ વાસ્તવિક ધર્મ કે સત્યના વિભાગો કદી હોઈ શકે નહિ તે તો સર્વ સ્થળે સમાન જ હોય છે.

[૧૬] જે શિલ્પ વિદ્યાથી પોતાનું જીવન ચલાવનાર ન હોય તેમજ જિતેન્દ્રિય, આંતરિક અને બાહ્યબંધનથી છૂટેલો, અલ્પ કષાયવાળો, થોડું અને પરિમિત ભક્ષણ કરનાર અને ઘરને છોડી રાગદ્વેષ રહિત થઇ વિચરે તે ભિક્ષુ કહેવાય.

**નોંધ:**—વેશના પરિવર્તન એ સાધુતા નથી પણ સાધુતાનું ચિહ્ન છે. સાધુતા અપ્રમત્તતામાં છે; સાધુતા અક્રોધ, અવૈર અને અનાસક્તિમા છે. સૌ કોઇ આવી સાધુતાને સાધી સ્વ અને પરકલ્યાણને સાધે.

એમ કહું છું

એ પ્રમાણે સ ભિક્ખૂ નામનું પદરમું અધ્યયન સમાપ્ત થયું.



# બ્રહ્મચર્ય સમાધિનાં સ્થાનો



૧૬

બ્રહ્મ (પરમાત્માનું સ્વરૂપ) માં ચર્યા કરવી અથવા આત્મસ્વરૂપની પૂર્ણપણે પ્રાપ્તિ કરવી તે મો કોઇનું ધ્યેય છે. એટલે બ્રહ્મચર્યની આવશ્યકતા એ જીવનની આવશ્યકતા જેવીજ અનિવાર્ય છે. અબ્રહ્મચર્ય એ જડસંસર્ગથી જન્મેલો વિકાર છે. આ વિકારની જીવાત્મા પર જેટલી મોહનીય કર્મ (મોહ ઉત્પન્ન કરે એ વાસના) ની અસર હોય છે તે પ્રમાણમાં ભયંકર નીવડે છે. સંસારમાં જેટલા અનર્થો, આપત્તિઓ અને દુ:ખો જીવાત્મા અનુભવે છે તે પોતાથી થયેલી ભૂલોનુંજ પરિણામ છે. ભૂલોથી બચવા માટે કે આત્મશાંતિ મેળવવા માટે જે ઉત્સુક થઇ પુરુષાર્થ કરે છે તે સાધક કહેવાય છે. આવા સાધકને અબ્રહ્મચર્યથી નિવૃત્ત થઇ બ્રહ્મચર્યમાં સ્થિર થવું એ ક્રિયા માટે જેટલી આંતરિક ચોકીદારી રાખવી પડે છે તેટલીજ અને તેથી પણ વધુ બાહ્ય નિમિત્તોથી પણ ચેતવું પડે છે. ગમે તેવા ઉચ્ચ કોટિના યોગીને પણ નિમિત્ત મળતાં સંસ્કારમાં બીજરૂપે રહી ગયેલી વાસના અવશ્ય ઉત્તેજીત થવાનો ભય રહે છે. આથી જાગરૂક સાધકે આત્મોન્નતિ માટે અને વિશુદ્ધ બ્રહ્મચર્ય આરાધવા માટે ભગવાન મહાવીરે કહેલ અનુભવમાંથી પોતાને ઉપયોગી વાતો ધારી રાખવી અને આચરવી તે મુમુક્ષુ માત્રનું સર્વોત્તમ કર્તવ્ય છે.

"સુધર્મસ્વામીએ જંબૂસ્વામીને આમ કહ્યું:—"હે આયુષ્મન્! મેં સાંભળ્યું છે." તે ભગવાન મહાવીરે આમ કહ્યું:-

જિનશાસનમાં સ્થવિર ભગવાનો ( પૂર્વ તીર્થંકરો ) એ બ્રહ્મચર્યની સમાધિનાં દશ સ્થાનો ફરમાવ્યાં છે. જે ( સ્થાનો )ને સાંભળીને તેમજ હૃદયમાં ધારીને ભિક્ષુ; સંયમપુષ્ટ, સંવરપુષ્ટ, સમાધિ ( ચિત્તસમાધિ ) પુષ્ટ અને જીતેન્દ્રિય થઈ ગુપ્ત (આદર્શ) બ્રહ્મચારી બની; અપ્રમત્તપણે આત્મલક્ષી થઇ વિચરે.

( શિષ્યે પૂછ્યું ) કયા તે બ્રહ્મચર્ય સમાધિ સ્થાનો સ્થવિર ભગવાનોએ ફરમાવ્યાં છે ? કે જેને સાંભળીને તેમજ અવધારીને ભિક્ષુ; સંયમપુષ્ટ, સંવરપુષ્ટ, સમાધિપુષ્ટ અને જીતેન્દ્રિય થઈ ગુપ્ત બ્રહ્મચારી બની અપ્રમત્તપણે આત્મલક્ષી થઈ વિચરે.

(ગુરુએ કહ્યું:-) ખરેખર સ્થવિર ભગવાનોએ આ પ્રમાણે દશ બ્રહ્મચર્ય સમાધિનાં સ્થાનો ફરમાવ્યાં છે કે જેને સાંભળીને તથા અવધારીને ભિક્ષુ સંયમપુષ્ટ, સંવરપુષ્ટ, સમાધિપુષ્ટ અને જિતેન્દ્રિય થઈ, ગુપ્ત બ્રહ્મચારી બની અપ્રમત્તપણે આત્મલક્ષી થઇ વિચરે.

" તે આ પ્રમાણે છે. "

[૧] સ્ત્રી, પશુ અને નપુંસક રહિત ઉપાશ્રય તથા સ્થાનને સેવે તેજ નિર્ગ્રંથ ( આદર્શ મુનિ ) કહેવાય છે. જે સ્ત્રી, પશુ અને નપુંસક સહિત ઉપાશ્રય, શય્યા કે સ્થાન ભોગવે તે નિર્ગ્રંથ ન કહેવાય.

શિષ્યે પૂછ્યું:—" તેમ શા માટે ? "

આચાર્યે કહ્યું:— " ખરેખર સ્ત્રી, પશુ કે નપુંસક સહિત આસન, શય્યા કે સ્થાનને સેવનાર બ્રહ્મચારીને બ્રહ્મચર્ય પાળવામાં (૧) શંકા ( બ્રહ્મચર્ય પાળું કે ન પાળું ? ) ઉત્પન્ન થાય અથવા બીજાને શંકા થાય કે સ્ત્રી ઇત્યાદિ સહિત સ્થાન ભોગવે છે તો તે બ્રહ્મચારી હશે કે કેમ ? ( ૨ ) આકાંક્ષા ( ઇચ્છા ) —મૈથુન ભોગવવાની કદાચિત નિમિત્ત મળતાં ઇચ્છા જાગે. ( ૩ ) વિચિકિત્સા ( બ્રહ્મચર્યના ફળનો સંશય ) બ્રહ્મચર્ય પાળવાથી શો

લાભ ? એવા દુર્વિચારો ઉત્પન્ન થાય અને વિચારો થવાથી એકાંત હોવાથી પતન થવાનો ભય રહે અને તે મૈથુનની લાલસાથી ઉન્મત્ત થઇ જવાય. તથા તેવા વિચારો કે દુષ્કાર્યથી દીર્ઘ કાળ ટકે તેવો શારીરિક રોગ થાય. અને એમ પતન થવાથી જ્ઞાનીએ બતાવેલા સત્યધર્મથી ચ્યુત થાય. આવી રીતે વિષયેચ્છા અનર્થોની ખાણુ હોવાથી તેના નિમિત્તરૂપ સ્ત્રી, પશુ કે નપુંસક જ્યાં રહેતા હોય તેવા સ્થાનો નિર્ગ્રંથ કદી ન ભોગવે.

[૨] સ્ત્રીઓની કથા ( શૃંગારરસજનક વાર્તાલાપ ) કરે નહિ તેને સાધુ કહેવા. શિષ્યે પૂછયું—" તેમ શા માટે ? " આચાર્યે કહ્યું:—" સ્ત્રીઓની શૃંગારવર્ધક કથાઓ કહેવાથી પણ બ્રહ્મચર્યમાં ઉપર્યુક્ત હાનિ થવાનો સંભવ છે. માટે બ્રહ્મચારી પુરુષે સ્ત્રી સંબંધી તેવી કથાઓ ન કહેવી. "

**નોંધઃ**—શૃંગારરસની કથાઓ કહેવાથી કે કરવાથી સ્ખલનનો સંભવ છે તે છોડી દેવી . અને એકલી સ્ત્રી સાથે પણ કથાલાપ એકાંતના પ્રસંગે કરવાના યોગો આવવા દેવા જોઇએ નહિ.

[૩] સ્ત્રીઓની સાથે એક આસને ન બેસે તેને આદર્શ બ્રહ્મચારી કહેવો. શિષ્યે પૂછયું:—" તેમ શા માટે ? " આચાર્યે કહ્યું:—" સ્ત્રીઓની સાથે એક આસન પર લગોલગ બેસવાથી એક બીજા પ્રત્યે મોહ થવાનો અને તેવે સ્થળે બન્નેના બ્રહ્મચર્યમાં ઉપર્યુક્ત હાનિ થવાનો સંભવ છે માટે બ્રહ્મચારી પુરુષે સ્ત્રી સાથે એક આસનપર બેસવું નહિ "

**નોંધઃ**—જે આસનપર સ્ત્રી પૂર્વે બેઠેલ હોય તે આસને અંતર્મુહૂર્ત ( ૪૮ મિનિટ ) સુધી પણ બેસવાનો જૈનશાસન બ્રહ્મચારીને નિષેધ કરે છે. જેવી રીતે બ્રહ્મચારીને જાગૃતિ રાખવાની છે તેજ પ્રકારે બ્રહ્મચારિણીને પણ જાગૃતિ તો રાખવાની જ છે. ખાસ કરીને આવા પ્રસંગો એકાંતથી બને છે. આકસ્મિક આવી પડેલી આવી સ્થિતિમાં વિવેકપૂર્વક વર્તવું ઘટે.

[૪] સ્ત્રીઓની સુંદર, મનોહર અને આકર્ષક ઇંદ્રિયોને ( વિષય બુદ્ધિએ ) જુએ ( કેવાં સુંદર છે ? કેવાં ભોગયોગ્ય છે ? ) કે ચિંતવે નહિ તેજ સાધુ કહેવાય. "તે કેમ ?" શિષ્યે પૂછ્યું. આચાર્યે કહ્યું:—" ખરેખર સ્ત્રીઓની મનોહર અને આકર્ષક ઇન્દ્રિયોને જોનાર કે ચિંતવનાર બ્રહ્મચારી ( સાધુ ) ના બ્રહ્મચર્યમાં શંકા, કાંક્ષા કે વિચિકિત્સા ઉત્પન્ન થાય, બ્રહ્મચર્ય ખંડિત થાય, ઉન્માદ પ્રાપ્ત થાય, અને પરિણામે દીર્ઘકાલિક રોગની પીડા થાય. તેમજ ( આંતરિક પણ ) કેવળીએ ફરમાવેલ ધર્મથી પતિત થઈ જાય. માટે ખરેખર બ્રહ્મચારી સાધકે સ્ત્રીઓનાં મનોહર અને મનોરમ એવાં અંગોપાંગને ( વિષય બુદ્ધિથી ) જોવાં કે ચિંતવવાં નહિ."

[૫] વસ્ત્રના પડદાને આંતરે કે પાષાણની ભિંતને આંતરે સ્ત્રીઓના કૂજિત (કોયલના જેવા) શબ્દ, રોવાના શબ્દ, ગીતના શબ્દ, હસવાના શબ્દ, સ્નેહવાળા શબ્દ, ક્રંદિત શબ્દ તેમજ ( પતિના વિરહથી થયેલા ) વિલાપના શબ્દને સાંભળે તે આદર્શ બ્રહ્મચારી કે નિર્ગ્રંથ ન કહેવાય.

"તે શા માટે" શિષ્યે પૂછ્યું: ગુરુએ કહ્યું:—" ભિંતને આંતરે કે વસ્ત્રના પડદાને આંતરે રહેલી સ્ત્રીના તેવા કૂજિત, રુદિત, ગીત, હસિત, સ્તનિત ( રતિપ્રસંગના ધ્વનિ ) આક્રંદમય કે વિલાપમય શબ્દોને સાંભળવાથી બ્રહ્મચારીના બ્રહ્મચર્યમાં ક્ષતિ પડે કે ઉન્માદ થાય, શરીરમાં રોગ થાય કે જ્ઞાનીઓએ કહેલા સન્માર્ગથી પતિત થાય માટે ખરેખર બ્રહ્મચારીએ વસ્ત્રના પડદા કે ભિંતને આંતરે સ્ત્રીઓના તેવા શબ્દો સાંભળવા નહિ."

**નોંધ:**—બ્રહ્મચારી જે સ્થળે હોય ત્યાં ભિંતને આંતરે રહેલાં સ્ત્રી-પુરુષો પરસ્પર શૃંગારક્રીડા કરતાં હોય તે વખતના વચનો પણ વિષયજનક હોય માટે તેવા શબ્દો સાંભળવા કે ચિંતવવા નહિ.

[૬] પૂર્વે (ગૃહસ્થ જીવનમાં) સ્ત્રીસંગાથે જે ભોગોને ભોગવ્યા હોય કે જે રતિક્રીડાઓ કરી હોય તેને સંભારે તે સાધુ ન કહેવાય. શિષ્યે પૂછયું:—"તે શી રીતે!" આચાર્યે કહ્યું:—"બ્રહ્મચારી જો પૂર્વ રતિ કે પૂર્વની રતિક્રીડા સંભારે તો તેના બ્રહ્મચર્યમાં શંકા, કાંક્ષા અને વિચિકિત્સા થાય. બ્રહ્મચર્યનો ભંગ થાય કે ઉન્માદ થાય, શરીરમાં (વિષય ચિંતનથી) રોગ થાય અને જ્ઞાનીના માર્ગથી પતિત થઇ જવાય. માટે નિર્ગ્રંથે પૂર્વરતિ કે પૂર્વ રતિક્રીડાને સંભારવી નહિ."

**નોંધ:**—શંકા, કાંક્ષા અને વિચિકિત્સાના અર્થો પૂર્વે આપેલા છે માટે ફરીફરી લખ્યા નથી.

[૭] અતિ રસવાળાં ભોજન ન કરે તે સાધુ કહેવાય. શિષ્યે પૂછયું:—"તે કેમ?" આચાર્યે કહ્યું:—"સરસ આહાર કરવાથી (ખરેખર રસવાળા આહારથી) બ્રહ્મચારીના બ્રહ્મચર્યમાં ઉપર કહેવાયેલી ક્ષતિ થાય. અને જ્ઞાનીના માર્ગથી પતિત થવાય માટે અતિરસાળ ભોજનો ન ખાવાં."

**નોંધ:**—રસવાળામાં તીખાં, તમતમતાં અને સ્વાદની દ્રષ્ટિએ લેવાતાં ઘણાં ખાનપાનનો સમાવેશ થાય છે. સ્વાદેન્દ્રિયનો અસંયમ બ્રહ્મચર્ય ખંડનનું સૌથી પહેલું અને જોરદાર નિમિત્ત છે. સ્વાદેન્દ્રિયના સંયમથી શીઘ્ર બ્રહ્મચર્યનું રક્ષણ થઇ શકે છે.

[૮] મર્યાદા ઉપરાંત અતિ આહાર પાણી કરે નહિ તે સાધુ કહેવાય. શિષ્યે પૂછયું:—"તેમ શા માટે?" આચાર્યે કહ્યું:—"અતિ ભોજન કરવાથી ઉપર કહેવાયેલી રીતે બ્રહ્મચર્યનું ખંડન થાય છે અને સંયમધર્મથી પતિત થવાય છે."

**નોંધ:**—અતિ ભોજન કરવાથી અંગમાં આળસ પેસે છે દુષ્ટ જાગે છે અને એમ ક્રમથી બ્રહ્મચર્ય માર્ગમાં પણ ઘણીવાર બાધા ક

[૯] શરીર વિભૂષાને અનુસરનારો ( શૃંગાર નિમિત્તે અતિ ટાપટીપ કર્યા કરે તે ) સાધુ કહેવાતો નથી. શિષ્યે પૂછ્યું :—"તેમ શા માટે ?" આચાર્યે કહ્યું:—"ખરેખર સૌંદર્યમાં ભૂલેલો અને શરીરને શણગારનાર બ્રહ્મચારી સ્ત્રીઓને આકર્ષક નીવડે છે અને તેથી તેના બ્રહ્મચર્યમાં શંકા, કાંક્ષા અને વિચિકિત્સા ઉત્પન્ન થાય, બ્રહ્મચર્ય ખંડિત થાય માટે બ્રહ્મચારીએ વિભૂષાનુરાગી ન થવું"

**નોંધ**:—સૌંદર્યની આસક્તિ કે શરીરની ટાપટીપ કરવાથી વિષયની વાસના જાગવાનો સંભવ રહે છે. સાદાઇ અને સંયમ એજ બ્રહ્મચર્યનાં પોષક છે.

[૧૦] શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ ઇત્યાદિ ઇંદ્રિયોના વિષયોમાં જે આસક્ત થતો નથી તે નિર્ગ્રંથ કહેવાય છે. શિષ્યે પૂછ્યું :—"તેમ શા માટે ?" આચાર્યે કહ્યું :—"શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શને અનુસરનાર બ્રહ્મચારીના બ્રહ્મચર્યમાં ઉપર કહેલી ક્ષતિ થાય અને ક્રમથી સંયમ ધર્મથી પતિત થવાય માટે શબ્દાદિ પાંચ ઇંદ્રિયોના વિષયોમાં આસક્ત થાય નહિ તે નિર્ગ્રંથ કહેવાય છે. એ પ્રમાણે દશ બ્રહ્મચર્ય સમાધિ સ્થાનો પૂર્ણ થયાં. હવે તે ( સંબંધીના ) શ્લોકો કહેવાય છે તે આ પ્રમાણે છેઃ—

ભગવાન બોલ્યા :—

[૧] (આદર્શ) બ્રહ્મચારીએ બ્રહ્મચર્યની રક્ષા માટે સ્ત્રી, પશુ અને નપુંસક રહિત એવા એકાંત (આત્મ ચિંતનને યોગ્ય) સ્થાનને સેવવું જોઇએ.

[૨] બ્રહ્મચર્યમાં રક્ત થયેલા ભિક્ષુએ મનને ક્ષોભ પમાડે તેવી અને વિષયોની આસક્તિને વધારનારી સ્ત્રીઓની કથાને છોડી દેવી.

[૩] પુનઃ પુનઃ સ્ત્રીઓની શૃંગાર વર્ધક કથા કરવાથી ( કિંવા

વારંવાર સ્ત્રીઓ સાથે કથા વાર્તાના પ્રસંગમાં આવવાથી) કે સ્ત્રીઓ સાથે બહુ પરિચય કરવાથી બ્રહ્મચર્ય ખંડિત થાય છે. માટે બ્રહ્મચર્યના પ્રેમી ભિક્ષુએ તે બાબતોનો હમેશાં ત્યાગ કરવો.

[૪] બ્રહ્મચર્યમાં રક્ત થયેલો સાધુ સ્ત્રીઓના અંગ પ્રત્યંગ કે આકૃતિને ઈરાદા પૂર્વક વારંવાર જોયા ન કરે. તેમજ સ્ત્રીઓનાં કટાક્ષ ઉપર કે મધુર વચનો પર આસક્ત ન થાય.

[૫] સ્ત્રીઓના કોયલ જેવા શબ્દો, રુદન, ગીત, હાસ્ય, પ્રેમીના વિરહથી થતાં ક્રંદન કે શૃંગાર સમયનાં સ્નેહાળ વચનો પર લક્ષ્ય ન આપવું. *આ બધી કર્ણેન્દ્રિયના વિષયની આસક્તિ* છે. બ્રહ્મચર્યના પ્રેમી સાધકે તેનો ત્યાગ કરવો.

[૬] ગૃહસ્થ (અસંયમી) જીવનમાં સ્ત્રી સંગાથે હાસ્ય, ક્રીડા, વિષય સેવન, શૃંગાર રસ જમાવવા પરસ્પર માન રાખ્યું હોય, બળાત્કારથી કે ત્રાસથી વિષયસેવન કર્યું હોય ઈત્યાદિ કોઈ જાતના પૂર્વ ભોગોને બ્રહ્મચારીએ કદીપણ ચિંતવવા નહિ

**નોંધઃ**—પૂર્વે જે જાતના ભોગો ભોગવ્યા હોય તેના ચિંતનથી પણ ભોગોના વિચારો અને કુસંકલ્પો જન્મે છે કે જે બ્રહ્મચર્યમાં મહાન હાનિકર્તા છે.

[૭] હમેશા બ્રહ્મચર્યમાં રક્ત થયેલો ભિક્ષુ વિષયની મસ્તી વધારનારા રસવાળા ભોજનને જલ્દી ત્યાગી દે.

[૮] સંયમી જીવન નિભાવવા માટે ભિક્ષુ ધર્મને જાળવી, મળેલી ભિક્ષાને પણ ભિક્ષા વખતેજ માપ પૂર્વક ગ્રહણ કરે. *બ્રહ્મચર્યના ઉપાસક અને તપસ્વી ભિક્ષુઓ અધિક આહાર કદી* ન કરે.

નોંધ:—ભિક્ષુઓનું ભોજન સંયમીજીવન ટકાવવા માટેજ હોવું જોઇએ. અતિભોજન આલસ્યાદિ દોષોને ઉત્પન્ન કરી સંયમી જીવનથી ભ્રષ્ટ કરી મૂકે છે.

[૯] બ્રહ્મચર્યને વિષે રક્ત રહેલા ભિક્ષુએ શરીરની વિભૂષા અને શરીરનો શણગાર છોડી દેવો વસ્ત્રાદિ કોઈ પણ વસ્તુઓ શૃંગાર માટે ધારણ ન કરવી

નોંધ:—નખ કે કેશ સમારવા કે શરીરની અનુપયોગી વારંવાર ટાપટીપ કરવી અને તેને માટેજ સતત લક્ષ્ય રાખવું તે અનાવશ્યક છે એટલુંજ નહિ પરંતુ શરીર પરની આસક્તિ કેટલીક વાર પતનના નિમિત્તભૂત પણ થાય છે

[૧૦] શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પાંચ ઇન્દ્રિય સબંધીના કામ ભોગોને છોડી દેવા.

નોંધ:—આસક્તિ એજ દુઃખ છે આસક્તિ એજ બંધન છે તેનું બંધન જેથી થાય છે તે વસ્તુઓને છોડી દેવી. અને પાંચ ઇંદ્રિયોને સંયમમાં રાખી તેનાથી યોગ્ય કાર્ય લેવું એજ સાધકને માટે આવશ્યક છે. કાનથી સત્પુરુષોના વચનામૃતો પીવાં, જીભથી સત્ય બોલવું. શરીરથી સત્કર્મ કરવું, આંખોથી સદ્વાચન કરવું અને મનથી ધ્યાન અને શુદ્ધ ચિંતન કરવું એજ ઇંદ્રિયોનો સંયમ ગણાય

[૧૧] સારાંશ કે (૧) સ્ત્રીજનોવાળું સ્થાન, (૨) મન લોભાવે તેવી સ્ત્રી કથા, (૩) સ્ત્રીઓનો પરિચય અને (૪) સ્ત્રીઓનાં અંગોપાંગ જોયા કરવા.

[૧૨] (૫) સ્ત્રીઓના કોયલ જેવા શબ્દો, ગીત, રુદન, હાસ્ય, (૬) સ્ત્રી સાથે ભોગવેલા ભોગો તથા સ્ત્રી સંગાથે પૂર્વ જીવનમાં ભોગવેલા સ્થાનો હોય તે બધુ સભારવું (૭) સરસ ભોજનો ખાવાં કે (૮) મર્યાદા ઉપરાંત ભોજનો ખાવા.

[૧૩] (૯) કૃત્રિમ સૌંદર્ય વધારવા માટે કરેલી શરીરની શોભા

અને (૧૦) દુર્જય એવા પાંચ ઇન્દ્રિયોના ભોગો આ દશે વસ્તુઓ આત્મશોધક જિજ્ઞાસુને તાલપુટ (ભયંકર વિષ) ઝેર જેવી છે.

નોંધઃ—આ ત્રણ શ્લોકમાં પૂર્વકથિત વસ્તુઓ વધુ સ્પષ્ટ બતાવી છે.

[૧૪] હમેશા તપસ્વી ભિક્ષુએ દુર્જય એવા કામ ભોગોને જીતીને બ્રહ્મચર્યમાં હાનિ થવાનો સંભવ રહે તેવાં બધા શંકાનાં સ્થાનો પણ છોડી દેવા.

[૧૫] ધૈર્યવાન અને સદ્ધર્મરૂપ રથ ચલાવવામાં સારથિ સમાન ભિક્ષુએ ધર્મરૂપી બગીચામાં વિચરવું; અને ધર્મરૂપ બગીચામાં રક્ત થઇને ઇન્દ્રિયોનુ દમન કરી બ્રહ્મચર્યમાંજ સમાધિ (દત્તચિત્ત) કેળવવી.

[૧૬] દેવો, દાનવો અને ગાંધર્વ જાતિના દેવો યક્ષો, રાક્ષસો અને કિન્નરજાતિના દેવો પણ જે દુષ્કર એવા બ્રહ્મચર્યને પાળે છે તેવા પુરુષને નમસ્કાર કરે છે. (દેવો પણ બ્રહ્મચારીના દાસ બને છે.)

[૧૭] આ બ્રહ્મચર્ય રૂપ ધર્મ નિરંતર સ્થિર અને નિત્ય છે. તે ધર્મનું પાલન કરી અનેક જીવાત્માઓ અંતિમ લક્ષ્યે પહોંચ્યા છે, પહોંચે છે અને પહોંચશે. એમ તીર્થંકર જ્ઞાની પુરુષોએ કહ્યું છે.

નોંધઃ—આદર્શ બ્રહ્મચર્ય સો કોઇને માટે સુલભ નથી. છતાં આકાશકુસુમની માફક અશક્ય પણ નથી. બ્રહ્મચર્ય મુમુક્ષુનું તો જીવન ધન છે. સત્યશોધકનો માર્ગદીપક છે અને આત્મવિકાસનુ પગથિયું છે. મન, વચન અને કાયાથી યથાશક્ય બ્રહ્મચર્યનું આરાધન કરવું; બ્રહ્મચર્યની પ્રીતિ જાળવવી અને બ્રહ્મચર્યના રક્ષણ માટે ઉપર કહેલા નિયમોપર લક્ષ્ય આપવું.

એમ કહું છુઃ

એમ બ્રહ્મચર્યનાં સમાધિ (રક્ષણ) સ્થાનો નામનું સોળમું અધ્યયન સમાપ્ત થયું.

# પાપ શ્રમણીય

## પાપી સાધુનું અધ્યયન

૧૭

સંયમ લીધા પછી તેને નીભાવવામાંજ સાધુતા છે. ત્યાગી જીવનમાં પણ આસક્તિ કે અહંકાર જાગે તો ત્યાગની ઇમારત ખળભળે તેવા શ્રમણો ત્યાગી નથી ગણાતા પણ પાપી શ્રમણ ગણાય છે.

ભગવાન બોલ્યા:—

[૧] ત્યાગ ધર્મને સાંભળીને કર્તવ્યપરાયણ થઈ જે કોઇ દીક્ષિત થાય તેણે દુર્લભ એવા બોધિલાભને મેળવીને પછી સુખ-પૂર્વક ચારિત્ર પાળવું.

નોંધ:—બોધિલાભ એટલે આત્મજ્ઞાન પામવું. આત્મજ્ઞાન પામ્યા પછી ચારિત્રમાર્ગમાં વધુ સ્થિર થવાય. ચારિત્રમાર્ગમાં સ્થિર થવું તેજ દીક્ષાનો હેતુ છે. ખાવું, પીવું કે શરીર શુશ્રુષા કરવી એ ત્યાગનો હેતુ નથી.

[૨] કોઈ સંયમ લીધા પછી એમ માને છે કે ઉપાશ્રય (રહેવાનું સ્થાન) સુંદર મળ્યો છે. પહેરવાનાં વસ્ત્રો મળ્યાં છે. જમવાને માટે માલપાણી પણ ઉત્તમ મળ્યા કરે છે. અને જીવાદિક પદાર્થો જે છે તેને પણ જાણી જોઇ શકું છું. તો હવે (પોતાના ગુરુ પ્રત્યે) હે આયુષ્યમન્! હે પૂજ્ય! શાસ્ત્રો ભણવાનું પ્રયોજન શું છે?

**નોંધઃ**—આવી વિચારણા પ્રમાદની સૂચક છે. સંયમીએ હમેશાં શાસ્ત્રવચનને અભ્યસ્ત કરવાં અને ખૂબ ખૂબ વારંવાર ચિંતવવાં.

[૩] જે સંયમી ઊંઘવાનો સ્વભાવ ઘણો રાખે કે આહારપાણી કરીને ઘણીવાર લગી સુખે સૂઈ રહે તે પાપીશ્રમણ કહેવાય છે.

**નોંધઃ**—સંયમીને માટે દિનચર્યાનાં અને રાત્રિચર્યાનાં ભિન્નભિન્ન કાર્યો હોય છે. તે બધાંને ક્રમપૂર્વક આચરવાં જોઈએ.

[૪] વિનયમાર્ગ (સંયમમાર્ગ)નો અને જ્ઞાનનો જે આચાર્ય અને ઉપાધ્યાય વડે લાભ થયો છે તેવા ગુરુઓને જ્ઞાન થયા બાદ નિંદે કે તિરસ્કાર કરે તે પાપીશ્રમણ કહેવાય છે.

[૫] અહંકારી થઈને આચાર્ય, ઉપાધ્યાય તથા સંગાથી સાધુઓની સદ્‌ભાવપૂર્વક સેવા ન કરે, ઉપકારને ભૂલી જાય કે પૂજા સન્માન ન કરે તે પાપીશ્રમણ કહેવાય છે.

[૬] ત્રસ (હાલતાચાલતા) જીવોને, સચેત (સજીવ) બીજોને, વનસ્પતિ કે સૂક્ષ્મજીવોને પણ ચાંપે કે હિંસા કરે તો અસંયમી ગણાય છતાં પોતાને સંયમી માને તે પાપાશ્રમણ કહેવાય છે,

[૭] તૃણાદિની શય્યા, પાટ કે બાજોઠ, સ્વાધ્યાયની ભૂમિકા, બેસવાની ભૂમિકા, પગ લુંછવાનું વસ્ત્ર, કામળી વગેરે બધી વસ્તુને સંભાળપૂર્વક તપાસવી, તપાસ્યા વિના તેને વાપરે તે પણ પાપીશ્રમણ કહેવાય છે.

**નોંધઃ**—સંયમી માટે પોતાનાં ઉપયોગી સાધનોને દિવસમાં બે વાર તપાસવાની જૈનશાસ્ત્રમાં આજ્ઞા છે. કારણ એ છે કે તેમ ન કરવામાં સૂક્ષ્મજીવોની હિંસાનો સંભવ છે. અને તે સિવાય બીજા પણ કેટલાક અનર્થોનો સંભવ છે.

[૮] પોતાના સંયમધર્મને ન છાજે તેવું કાર્ય કરે. વારંવાર ક્રોધ કર્યા કરે કે પ્રમાદપૂર્વક ઉતાવળો ઉતાવળો ગમન કરે તે પાપીશ્રમણ કહેવાય છે.

[૯] જ્યા ત્યા જોયા વિના અવ્યવસ્થિત પોતાનાં પાત્ર, કંબલ ઇત્યાદિ સાધનોને મૂકી દે અને જુએ તોપણ અસાવધાનતાથી નિરીક્ષણ કરે તે પાપીશ્રમણ કહેવાય છે.

**નોંધઃ**—અવ્યવસ્થા અને અસાવધાનતા સંયમમા બાધક છે.

[૧૦] પોતાના ગુરુનો વચનથી કે મનથી પરાભવ કરે છે તેમજ અનુપયોગી વાતો સાભળતાં સાંભળતાં અસાવધાનતાથી પ્રતિલેખન ( નિરીક્ષણ ) કરે છે તે પણ પાપીશ્રમણ કહેવાય છે.

[૧૧] જે ઘણું કપટ કર્યા કરે. જૂઠું બોલે, અહંકારી હોય, લોભી કે અજિતેંદ્રિય હોય, અવિશ્વાસુ અને અસંવિભાગી (પોતાના સંગાથી સાધક કરતા ગુપ્તરીતે વધારે ચીજો ભોગવે તેવો ) હોય તે પણ પાપીશ્રમણ કહેવાય છે.

[૧૨] જે અધર્મી (દુરાચારી), પોતાની કુબુદ્ધિથી બીજાની બુદ્ધિનો પરાભવ કરનાર, વિવાદને ઉત્પન્ન કરનાર તેમજ લડાઈ અને કલહમાં સદા રક્ત રહેનાર હોય છે તે પાપીશ્રમણ કહેવાય છે.

[૧૩] અસ્થિર અને કચકચાટ શબ્દો થાય તેવા આસનને વિષે જ્યાં ત્યાં બેસે કે અસાવધાનતાથી આસનપર બેસે તેમજ કોઈપણ કાર્યમાં બરાબર ઉપયોગ ન રાખે તે પાપીશ્રમણ કહેવાય છે.

[૧૪] રજે ખરડેલા પગને પુંજ્યાવિના શય્યાપર સૂવે કે ઉપાશ્રય કે શય્યાને વિવેકપૂર્વક જુએ નહિ તેમજ શય્યામાં સૂતાં સૂતા અસાવધાનપણે વર્તે તે પણ પાપીશ્રમણ કહેવાય છે.

**નોંધ**—આદર્શ સયમી મ ટે સામાન્ય સ્ખલના થાય તે પણ પાપ છે

[૧૫] જે દૂધ, દહીં કે તેવા રસવાળા પ ર્થોને વાર નાર ખાધા કરે છે તેમજ ન શ્ચર્યા તરફ પ્રીતિ ધરાવતો નથી તે પણ પાપી શ્રમણ કહેવાય છે

[૧૬] સૂર્યોદયથી માડીને સૂર્યાસ્ત થતા સુધી વાર નાર વેળા કવેળાએ આહાર કર્યા કરે અને કોઈ ગુરુ કે વડીલ શિખામણ આપે તો તે ન માનતા શિક્ષાની અવગણના કરે છે તે પણ પાપી શ્રમણ કહેવાય છે

[૧૭] જે સદ્ગુરુને ત્યાગી દુરાચારીઓનો સગ કરે છે, છ માસે પોતાના સપ્રદાયને છોડી બીજા સપ્રદાયમા ચાલી જાય છે અને નિંદનીય ચારિત્રવાળો હોય છે તે પાપીશ્રમગ કહેવાય છે

**નોંધ**—સપ્રદાય એટલે ગુરુકુલ સાધક જે ગુરુકુલમા રહીને પોતાની સાધના કરતો હોય છે તેને ખાસ કારણ સિવાય છોડીને ચાલી જનારો સ્વચ્છદી સાધક પતિત થાય છે

[૧૮] પોતાનુ ઘર (ગૃહસ્થાશ્રમ) છોડીને સયમી થયો છે છતા રસલોલુપી કે ભોગી બની પર (ગૃહસ્થોના) ઘરે ફર્યા કરે અને જ્યોતિષ વગેરે વિદ્યાથી પોતાનુ જીવન ચલાવે (તે સાધુનો ધર્મ નથી માટે) તેવુ કરનાર પાપી શ્રમણ કહેવાય છે

**નોંધ**—ગૃહસ્થાશ્રમ છોડ્યા પછી પણ જો મોહ, કલેશ અને આસક્તિ એક અથવા બીજા રૂપમા હોય તો તે ત્યાગનો કશો અર્થ રહેતો નથી

[૧૯] ભિક્ષુ થયા પછી તો તેને "વસુધૈવ કુટુમ્બકમ્" હોવુ જોઈએ તેમ છતા સામુદાનિક (બાર કુળની) ભિક્ષાને ન

ઘરતા માત્ર પોતાની જ્ઞાતિનોજ આહાર લઇ ભિક્ષા કરે છે તેમજ કારણ સિવાય ગૃહસ્થને ત્યાં વારંવાર બેસે છે તે પાપીશ્રમણ કહેવાય છે

**નોંધ** —જે કુળમા અભક્ષ્ય (માંસાદિ) આહાર થતા હોય તેમજ હલકા આચારવિચારો હોય તેજ વર્જ્ય ગણી અન્ય સ્થળેથી ભિક્ષા લેવી એ પ્રમાણે જૈનશાસ્ત્રકારોએ જૈન સાધુજીને છૂટ આપી છે ગૃહસ્થને ત્યા વૃદ્ધ રોગી કે તપસ્વી સાધુજ કારણવશાત્ બેસી શકે તે સિવાયના તો નહિજ કારણ કે ગૃહસ્થના અતિપરિચયથી પતન અને એક જ્ઞાતિનાજ પિંડ લેવાથી બધન થઈ જાય છે

[૨૦] પૂર્વોક્ત કહ્યા તેવો-(પાસત્થા-પતિત, ઉસન્ના (રસલોલુપી), અહાછદા (સ્વચ્છંદી), સસત્તા (આસક્ત) અને કુશીલ એમ) પાચ પ્રકારના કુશીલના લક્ષણો સહિત-દુરાચારી તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ પાચે ગુણોથી રહિત કુશીલ, માત્ર ત્યાગીના વેશનેજ ધારણ કરનાર એવો પાપી શ્રમણ આલોકમા ઝેરની માફક નિંદનીય બને છે તેમજ આલોકમા કે પરલોકમા સુખી પણ થતો નથી

[૨૧] ઉપરના બધા દોષોને જે સદાય ત્યાગી દે અને મુનિઓના વૃંદમા સાચો સદાચારી હોય તેજ આ લોકને વિષે અમૃતની માફક પૂજાય છે તથા તેવોજ સાચો સાધુ આલોક અને પરલોક બન્નેને આરાધે છે

**નોંધ** —આ લોકમા સર્વનો વંદનીય બને છે અને પરલોકમા દિવ્યગતિ પામે છે અથવા કર્મબંધનથી સર્વથા મુક્ત થઈ જાય છે

સયમ લીધા પછી સ્થાન પુરતી જવાબદારી વધે છે હાલવા ચાલવામા, ખાવાપીવામા, ઉપયોગી સાધનો રાખવામા, વિદ્યા મેળવવામા, ગુરુકુલનો વિનય જાળવવામા કે પોતાનું કર્તવ્ય સમજવામા જરાપણ ગફલત થાય તો સયમ હણાય અપ્રમત્તતા અને વિવેકને

ક્ષણે ક્ષણે સ્થાન આપી ક્રોધ, માન, માયા, લોભ, વિષય, મોહ, અસૂયા, ઇર્ષ્યા આદિ આત્મશત્રુઓનો વિજય મેળવતો જાય અને આગળ વધે તે ધર્મશ્રમણ કહેવાય. જો મળેલાં સાધનોનો દુરુપયોગ કરે કે પ્રમાદી બને તો પાપીશ્રમણ કહેવાય. માટે શ્રમણ સાધકે ખૂબ સાવધાન રહેવું, અને સમાધિ સાધવી.

એમ કહું છુંઃ

એમ પાપીશ્રમણનુ સત્તરમું અધ્યયન પૂર્ણ થયું.



# સંયતીય



## સંયતિ રાજર્ષિ સંબંધી

૧૮

ચારિત્રશીલનું મૌન જે અસર ઉપજાવે છે તે હજારો પ્રવક્તાઓ કે લાખો ગ્રંથો ઉપજાવી શકતા નથી. જ્ઞાનનું ફળ ચારિત્રનું સ્ફુરણ છે. ચારિત્રની એકજ ચિનગારી સેંકડો જન્મોનાં કર્માવરણ (માયાજાળ) ને બાળી શકે છે. ચારિત્રની સુવાસ કરોડો કલમષો (પાપો) ને નિર્મળ કરી શકે છે.

એકદા કાંપીલ્ય નગરના સંયતિ મહારાજા મૃગયા (શિકાર) માટે એક ઉદ્યાનમાં નીકળી પડયા છે. આથી એ કાંપીલ્યકેસર ઉદ્યાનમાં નિર્દોષ એવાં મૃગાદિ પશુઓ ત્રાસી ઉઠયાં છે. રસમાં આસક્ત થયેલા મહારાજાના હૃદયમાં અનુકંપા દેવીને બદલે નિર્દયતાનો વાસ જામ્યો છે.

ઘોડા પર બેસી કેંક મૃગલાઓને બાણો માર્યા બાદ જેવો તે ઘવાયેલા મૃગલા પાસે આવે છે તેવોજ તે તેની પાસે પદ્માસને બેઠેલા એક યોગીશ્વરને જુએ છે, અને જોતાં વારજ ચમકે છે. તુરતજ અશ્વપરથી ઉતરી મુનીશ્વરની પાસે આવી વિનયપૂર્વક તેમનાં ચરણપૂજન કરે છે, નમસ્કાર કરે છે.

ધ્યાનમાં અડોલ રહેલા ગર્દભાલી યોગીશ્વરને કશોએ ખ્યાલ નથી. તે તો મૌન સમાધિમાં બેઠા છે. પરંતુ મહારાજા યોગીરાજ તરફથી પ્રત્યુત્તર ન મળતાં ભયભીત થાય છે. વિના વાંકે કરેલી નિર્દોષ પશુઓની હિંસા તેને વારંવાર ખટકયા કરે છે. અનુકંપાની લહેરો ઉછળી પડે છે.

**યોગીશ્વર ધ્યાનમાંથી નિવૃત્ત થાય છે કે શીઘ્ર મહારાજા પોતાનું નામ જણાવી યોગિરાજના કૃપા પ્રસાદને મેળવવાની જિજ્ઞાસા રજુ કરે છે યોગિરાજ તેમને યથાર્થ ભાન કરાવે છે અને ત્યાંજ એ સંસ્કારી આત્માનો તેજ ક્ષણે ઉદ્ધાર થાય છે**

**ભગવાન બોલ્યા:—**

[૧] (પંચાલ દેશમાં) કાંપીલ્ય નગરમાં ચતુરંગી સેના તથા ગાડીઘોડા, પાલખી વગેરે ઋદ્ધિવાળા એક સંયતિ નામના મહારાજા રાજ્ય કરતા હતા એકદા તે મૃગયા (શિકાર) કરવા માટે પોતાના નગરની બહાર નીકળ્યા

[૨] અશ્વદળ, હાથીદળ, રથદળ અને પાયદળ એ ચાર પ્રકારની મોટી સેનાથી ચારેતરફ ઘેરાયેલા—

[૩] રસ (પશુ માંસનો સ્વાદ) માં આસક્ત થઈ અશ્વપર ચડેલા તે મહારાજા કાંપીલ્યકેસર નામના ઉદ્યાનમાં મૃગનાઓને ભગાડીને (ખૂબ દોડી) બીવરાવેલા અને દોડીને થાકી ગયેલા એવા મૃગોને વીંધી નાખતા હતા

[૪] તેજ કેસર ઉદ્યાનમાં તપોધની (તપસ્વી) અને સ્વાધ્યાય (ચિંતન) તથા ધ્યાનમાં જોડાયેલા એક અણગાર (સાધુ) ધર્મધ્યાનમાં લીન થયા હતા

[૫] વૃક્ષથી વ્યાપ્ત એવા નાગરવેલના મંડપ નીચે તે મુનિ આસ્રવ (પાપમળ) ને દૂર કરીને નિર્મળ ચિત્તે ધ્યાન કરી રહ્યા છે તેની પાસે આવેલા (એક) મૃગલાને પણ તે રાજા હણી નાખે છે

**નોંધ**—રાજાને ખબર ન હતી કે અહીં કોઈ મુનિરાજ છે નહિ સો શિરસ્તા જાળવવા ખાતર તે કદી તેવા મહાયોગીની પાસે આવું હિંસક કૃત્ય કરી શકત નહિ

[૬] (મૃગો હણાયા પછી) પાછળ ઘોડાપર જલદી દોડી આવતો તે

રાજા તે સ્થળે આવીને હણાયેલા મૃગલાને જુએ છે, અને તેને જોતાજ પાસે ધ્યાનસ્થ બેઠેલા ત્યાગીને પણ જુએ છે.

[૭] (જોતા વાર્જ મારા બાણથી મુનિરાજ હણાયા હશે ! મુનિ ન હણાયા હોય તો મૃગ તેની પાસે આવી ગયો માટે કદાચ મૃગ તે યોગીના હશે અને તે હણાઈ ગયો, હવે મારૂં શું થશે ? અથવા આના અનકપટ યોગી પાસ આવુ હિસક કૃત્ય થયુ તેથી તેને દુખ થશે. આ પ્રમાણે વિચારો આવે છે ) તેથી ભયભીત અને શકાગ્રસ્ત બની ગયેલો તે માને છે કે " મદ પુણ્યવાળા, રસાસક્ત અને હિસક એવા મે ખરેખર મુનિશ્રીની લાગણી દુભાવી."

[૮] તે રાજા તુરતજ પોતાના ઘોડાપરથી ઉતરી ઘોડાને દૂર મૂકી ને મુનિશ્રી પાસે જઇ તે આદર્શ ત્યાગીનાં બન્ને ચરણોને ભક્તિપૂર્વક નમે છે અને સરળ હૃદયપૂર્વક કહે છે કે ભગવન્ ! મારા અપરાધને આપ માફ કરો

[૯] પરતુ તે વખતે એ યોગીશ્વર મૌનપૂર્વક ધર્મધ્યાનમા તલ્લીન હોવાથી રાજાને પ્રત્યુત્તર ન આપી શકયા આથી રાજા ભય વડે ખૂબ આકુળવ્યાકુળ થઇ ગયો

**નોંધ**—ગુનેગારનું અંતઃકરણ સ્વયં ખળભળ્યા કરે છે તેથી તેના હૃદયમા પ્રથમથી ભય તો હતોજ પરંતુ યોગીશ્વરના મૌને તેને વધારે વ્યાકુળ બનાવી મૂક્યો.

[૧૦] (પોતાની ઓળખાણ આપવા કહે છે કે ) હે ભગવન્ ! હુ સયતિ (નામનો રાજા ) છુ. મને કઇક કહો. કારણકે મને બહુ બીક લાગે છે કે રખે કુપિત થયેલા અણગાર પોતાના શક્તિપ્રભાવ (તેજોલેશ્યા)થી કરોડો મનુષ્યોને બાળી નાખે !

**નોંધઃ**—તપસ્વી અને યોગીપુરુષોને અનેક પ્રકારની સિદ્ધિઓ ઉત્પન્ન થાય છે. પરંતુ આદર્શપુરુષો તેનો દુરૂપયોગ કદી કરતાજ નથી છતા મહારાજાને તેવો ભય ઉત્પન્ન થાય તે તો સ્વાભાવિકજ છે મુનિશ્રી ધ્યાનમાથી જાગૃત થઈ સ્વસ્થ થયા અને ભયભીત રાજાને જોઈ તુરતજ બોલી ઉઠયાઃ–

[૧૧] હે રાજન્! તને અભય હો! અને તુ પણ હવે (તારી નીચેના જીવોને માટે) અભયદાનનો દાતા બની જા અનિત્ય એવા આ જીવલોક (સંસાર) ને વિષે હિંસાના કાર્યમા શા માટે આસક્ત થાય છે?

**નોંધઃ**—જેમ મારા ભયથી તુ મુક્ત થયો તેમ તુ પણ સર્વ જીવોને તારા ભયથી મુક્ત કર અભયદાન જેવુ એકે ઉત્તમ દાન નથી ક્ષણિક એવા મનુષ્યજીવનમાં આવાં ઘોર કૃત્યો શા માટે કરે છે?

[૧૨] જો તારે રાજપાટ, મેડી, મદિર, બાગબગીચા, સ્વજન પરિવાર અને શરીર વગેરે બધુ છોડીને કર્મવશાત્ વ્હેલુ મોડુ જવાનુજ છે તો અનિત્ય એવા આ સંસારમા રાજ્યપર પણ આસક્ત શા માટે થાય છે?

[૧૩] જેનાપર તુ મુઝાઈ રહ્યો છે તે જીવન અને રૂપ એ બધુ તો વિદ્યુતના ચમકારા જેવું ચચળ છે. માટે હે રાજન્! આ લોકની ચિંતા છોડી પરલોક માટેનો કંઈક વિચાર કર શા માટે પછીના પરિણામને ચિતવતો નથી?

[૧૪] સ્ત્રી, પુત્રો, મીત્રો કે બધુઓ જીવનાનેજ અનુસરી તેમા ભાગીદાર બને છે. મરણ થયા પછી કોઈ અનુસરતુ નથી

**નોંધઃ**—આ દેખાતુ સગપણ જીવન સુધીનુજ છે અને મનુષ્યજીવન પણ ક્ષણિક અને પરતંત્ર છે. તો તેવા ક્ષણિક સગપણ માટે જીવન હારી જવું કોઇ રીતે ઉચિતજ નથી.

[૧૫] જેમ અતિ દુખી થયેલા પુત્રો મરેલા પિતાને ઘરબહાર કાઢે

છે તેમ મરેલા પુત્રોના દેહને પિતા ત્યાગે છે. સગા બાંધવોનું પણ તેમજ સમજવું. માટે હે રાજન્ ! તપશ્ચર્યા અને ત્યાગ (અનાસક્તિ) માર્ગમાં ગમન કર.

**નોંધ:**—ચેતન ગયા પછી સુંદર દેહ પણ સડવા માંડે છે એટલે પ્રેમીજન પણ તેને જલદી બહાર કાઢી ચિતામાં સળગાવી દે છે.

[૧૬] હે રાજન્ ! ઘરધણી મરી ગયા પછી તેણે એકઠું કરેલું ધન અને પોતે પોષેલી સ્ત્રીઓને કોઈ બીજા મનુષ્યોજ ભોગવે છે અને ઘરના બધા હર્ષ અને સંતોષપૂર્વક તે મરેલાના આભૂષણોથી અલંકૃત થઈ આનંદ કરે છે.

**નોંધ:**—મરેલાનો વિરહ થોડો વખત સાલે છે. પરંતુ સંસારની ઘટનાજ એવી છે કે સ્વાર્થ હોય તો લાંબા કાળે અને સ્વાર્થ ન હોય તો થોડાજ વખતમાં તે દુઃખ ભૂલી જવાય છે

[૧૭] સગાવ્હાલા, ધન, પરિવાર એ બધું અહીં રહી જાય છે અને માત્ર તે જીવે કરેલા શુભ કે અશુભ કર્મજ સાથે આવે છે. તે શુભાશુભ કર્મથી જોડાયેલો જીવાત્મા એકલોજ પરભવમાં ચાલ્યો જાય છે.

**નોંધ**—આવી જાતની સંસાર ઘટના બતાવવાથી તે સંસ્કારી રાજાનું હૃદય વૈરાગ્યમય બની જાય છે

[૧૮] એ પ્રમાણે યોગીશ્વરની પાસે સત્યધર્મને સાંભળીને તે રાજા (પૂર્વ સંસ્કારોની પ્રબળતાથી) તેજ સમયે સંવેગ (મોક્ષની તીવ્ર અભિલાષા) અને નિર્વેદ (દેવ તથા મનુષ્ય સબંધીના કામભોગોથી વૈરાગ્ય) ને પામ્યા.

[૧૯] હવે સંયતિરાજા રાજ્યને છોડીને ગર્દભાલી મુનિ પાસે જૈન-શાસનની દીક્ષા લઈ સંયતિમુનિ બની ગયા

**નોંધઃ**—સાચો વૈરાગ્ય જાગે પછી ક્ષણભર પણ કેમ રહેવાય ? આવા સંસ્કારી જીવો અપૂર્વ આત્મબળ ધરાવનારા હોય છે.

ગર્દભાલી મુનિશ્વરના શિષ્ય સંયતિમુનિ સાધુજીવનમાં પરિપક્વ તેમજ ગીતાર્થ ( જ્ઞાની ) બની ગુરુ પાસેથી આજ્ઞા લઈ એકદા ગ્રામાનુગ્રામ વિચરતા વિચરતા એક સ્થળે આવે છે ત્યાં તેમને એક બીજા રાજર્ષિ મળે છે આ ક્ષત્રિયરાજર્ષિ દેવલોકથી ચ્યવીને ( નીકળીને ) મનુષ્યભવ પામ્યા છે. તે પણ પૂર્વના પ્રબળ સંસ્કારી હોવાથી કંઈક નિમિત્ત મળતા જાતિસ્મરણ જ્ઞાન થયુ છે અને તેથી ત્યાગી બની દેશોદેશ વિચરી જિનશાસનને ગોભાવી રહ્યા છે.

[૨૦] રાષ્ટ્રને ત્યાગીને દીક્ષિત થયેલા તે ક્ષત્રિયમુનિ સંયતિ યોગીશ્વરને પૂછે છે કે જેવું આપનુ રૂપ દેખાય છે તેવુજ આપનુ અંતઃકરણ પણ પ્રસન્ન દેખાય છે.

**નોંધઃ**—જેવી આપની આકૃતિ સૌમ્ય છે તેવુજ અંતઃકરણ પણ નિર્મળ દેખાય છે.

[૨૧] આપનું નામ શું ? પૂર્વાશ્રમમા આપનુ ગોત્ર શુ હતુ ? આપ શાથી શ્રમણ બન્યા ? ( ત્યાગ કેવી રીતે લીધો ? ) કયા આચાર્ય ( ગુરુદેવ )ને સેવો છો ? તમો વિનીત કેવી રીતે કહેવાઓ છો ? ( આમ ક્ષત્રિયમુનિએ પૂછ્યુ હતુ. )

[૨૨] મારું નામ સંયતિ છે. ગૌતમ એ મારુ ગોત્ર છે જ્ઞાન અને ચારિત્રયુક્ત એવા ગર્દભાલી નામના આચાર્ય મારા ગુરુદેવ છે.

**નોંધઃ**—મુક્તિને માટે યોગ્ય એવા ગુરુવર્ગને હું સેવુ છું હવે વિનીત કેમ કહેવાય ? તે પ્રશ્નના ઉત્તરમા પુનઃ કહે છે:–

[૨૩] અહો ક્ષત્રિરાજ મહામુનિ ! (૧) ક્રિયાવાદી ( સમજણ વિના માત્ર ક્રિયા કરનાર, (૨) અક્રિયાવાદી ( માત્ર પોપટિયાં જ્ઞાનને માનનાર ), (૩) વિનયથીજ સિદ્ધિ માનનારા અને (૪) અજ્ઞાનવાદી આ ચારે વાદમા રહેલા પુરુષો ભિન્નભિન્ન પ્રકારના માત્ર

વાદોજ કર્યા કરે છે પરંતુ તત્ત્વ માટે કશો પ્રયત્ન કરતા નથી. તે સંબંધમાં તત્ત્વજ્ઞ પુરુષોએ શું કહ્યું છે?

**નોંધ:—** આમ કહેવાનું પ્રયોજન એ છે કે તેના મતને માનનાર એકાંતવાદી સાધક વિનીત કહેવાતો નથી તેથી એકાંતવાદોને હું સ્વીકારતો નથી તેમ સંયતિમુનિએ કહ્યું

[૨૪] તત્ત્વના જાણ, સાચા પુરુષાર્થી અને ક્ષાયિકજ્ઞાન (શુદ્ધજ્ઞાન) તથા ક્ષાયિક ચારિત્રવડે સંયુક્ત એવા જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરે પણ આ પ્રમાણે પ્રકટ કર્યું હતું

[૨૫] અહીં જેઓ અસત્ય પ્રરૂપણા કરનાર, (કે પાપ કરનારા) હોય છે તે ઘોર નરકમાં પડે છે અને જે આર્ય (સત્ય) ધર્મને આચરે છે તે મનુષ્ય દિવ્યગતિને પામે છે.

**નોંધ:—** મધ્યયુગમાં જૈનશાસન સર્વોપરિ ગણાતું કારણ કે પૂર્ણ પુરુષો તેના પ્રવર્તક હતા. અને તે તપ, ત્યાગ તથા અહિંસાના સૂક્ષ્મ સિદ્ધાંતોનું પ્રરૂપણ કરતા.

[૨૬] તે સિવાયના માત્ર કપટયુક્ત મત પ્રવર્તી રહ્યા છે તે નિરર્થક અને ખોટા વાદોજ છે. એમ જાણીને હું સંયમમાં પ્રવર્તન કરી ઈર્યા સમિતિમાં વસું છું.

**નોંધ:—** સર્વ શ્રેષ્ઠ જૈનશાસનને જાણી તે માર્ગમાં હું ગમન કરું છું ઈર્યા સમિતિ એ જૈન શ્રમણોની ક્રિયા છે વિવેક અને ઉપયોગ પૂર્વક ગમન કરવું તેનું નામ ઈર્યા

[૨૭] (ક્ષત્રિય રાજર્ષિએ કહ્યું —) એ બધા અશુદ્ધ અને અસત્ય દૃષ્ટિવાળા અનાર્ય મતો મેં પણ જાણ્યા છે. અને પરલોકને પણ જાણ્યા છે તેથી હવે સાચા પ્રકારે આત્મસ્વરૂપને ઓળખી જૈનશાસનમાં વિચરું છું.

**નોંધ:—** ક્ષત્રિય રાજર્ષિએ સૌને પહેલાં જાણી લીધા હતા અને તેમાં અપૂર્ણતા લાગવાથી પછીજ જૈન જેવા વિશાળ શાસનની દીક્ષા લીધી હતી

આ સાંભળી સંયતિમુનિએ કહ્યું:-

[૨૮] હું પણ પહેલાં મહાપ્રાણ નામના વિમાનમાં પૂર્ણ આયુષ્યવાળા કાન્તિમાન દેવ તરીકે હતો. ત્યાંની સો વર્ષની ઉપમાવાળી દિવ્યઆયુ સ્થિતિ છે તે મોટા કાળ પ્રમાણની હોય છે.

**નોંધઃ**—પાંચમા દેવલોકમાં હું દેવરૂપે હતો ત્યારે મારું આયુષ્ય દશ સાગરોપમનું હતું. સાગરોપમ એ સર્વ સંખ્યાતીત મોટું કાળપ્રમાણ કહેવાય છે.

[૨૯] હું તે પાંચમા ( બ્રહ્મ ) દેવલોકથી નીકળીને મનુષ્યના ભવને વિષે સંયતિરાજા રૂપે અવતર્યો હતો. (ત્યાંથી નિમિત્તવશાત્ દીક્ષિત થઇ) હવે હું મારા અને પરના આયુષ્યને બરાબર જાણી શકું છું.

**નોંધઃ**—સંયતિ રાજર્ષિને તેવું વિશુદ્ધ જ્ઞાન હતું કે જે વિશુદ્ધ જ્ઞાનદ્વારા તે પોતાનો અને પરનો જીવિત કાળ જાણી શકે.

[૩૦] (હે ક્ષત્રિય રાજર્ષિ !) ભિન્નભિન્ન પ્રકારની રુચિઓ અને સ્વચ્છંદોને સંયમીએ ત્યાગી દેવા જોઇએ. અને સર્વ કામભોગો અનર્થનાં મૂળ છે એમ જાણી જ્ઞાનમાર્ગમાં ગમન કરવું જોઇએ.

[૩૧] તેમ જાણીને દૂષિત ( નિમિત્તાદિ શાસ્ત્રોદ્વારા કહેવાતા ) પ્રશ્નોથી હું નિવૃત્ત થયો છું. તેમજ ગૃહસ્થ સાથેની ગુપ્ત રહસ્ય ભરી વાતોથી પણ નિવૃત્ત થયો છું. અહો ! ખરેખર સંસારને ત્યાગી સંયમમાર્ગને પામેલા પુરુષે દિનરાત્રી જ્ઞાનપૂર્વક તપશ્ચર્યામાંજ વિચરવું જોઇએ.

**નોંધઃ**—આ પ્રમાણે સંયતિ રાજર્ષિએ બહુ મધુર રીતે સાધુની જીવની (જીવન) વર્ણવી પોતે તે મુજબ ચાલે છે તેની પ્રતીતિ આપી વિનીત અર્થાત્ જૈનશાસનને અનુકૂળ શ્રમણની વ્યાખ્યા કહી સંભળાવી.

**ક્ષત્રિય રાજર્ષિએ આ સાંભળી પોતાનું પણ તેજ મંતવ્ય છે. અને આપણે બન્ને એકજ જિનશાસનના અનુયાયીઓ છીએ તેમ ખાત્રી આપી કહ્યું:-**

[૩૨] સાચા અને શુદ્ધ અંતઃકરણથી પૂછો તો હું પણ તેજ કહું છુ જે વસ્તુ તીર્થંકર (જિનેશ્વર) દેવોએ બનાવી છે તે અપૂર્વજ્ઞાન જિનશાસનમા ઝળકે છે

[૩૩] તે જ્ઞાની પુરુષોએ કહ્યુ છે કે અક્રિયા (જડક્રિયાને છોડી ધીર સાધકે સાચા જ્ઞાન સહિત ક્રિયાને આચરવી અને સમદ્રષ્ટિથી યુક્ત થઇ કાયર પુરુષોને કઠિન એવા સદ્ધર્મમા ગમન કરવુ

*નોંધ*–સમકિત દ્રષ્ટિનાં ચશ્મા સીધા હોય છે તે ગર્દના દોષો દેખતો નથી માત્ર સત્યનો શોધક બની તેનેજ આચરે છે જૈનદર્શન જેમ જડક્રિયા (જ્ઞાનરહિત ક્રિયા) ને માનતુ નથી તેમ શુષ્કજ્ઞાન (ક્રિયા રહિત પોપટિયુ જ્ઞાન) ને પણ સ્વીકારતુ નથી તે જ્ઞાન અને ચારિત્ર બન્નેની આવશ્યકતા સ્વીકારે છે

[૩૪] મોક્ષરૂપી અર્થ અને સદ્ધર્મથી શોભતા એવા આ પુણ્યપદ પવિત્ર ઉપદેશને સાભળીને પૂર્વકાળમા ભરત નામના ચક્રવર્તીએ પણ ભરતક્ષેત્રનું રાજ્ય અને દિવ્ય કામભોગોને છોડીને ચારિત્ર-ધર્મને અંગીકાર કર્યો હતો.

[૩૫] (પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશામા સમુદ્ર સુધી અને ઉત્તર દિશામા ચુલહિમવંત પર્વત સુધી જેની આણ હતી) તેવા બીજા સગર ચક્રવર્તી પણ સાગરના છેડા સુધી રહેલા ભારત ક્ષેત્રના રાજ્યને તથા સંપૂર્ણ હકુમતને છોડીને સંયમ અંગીકાર કરી મુક્તિ પામ્યા છે.

[૩૬] અપૂર્વ ઋદ્ધિમાન અને મહા કીર્તિમાન એવા મઘવ નામના ચક્રવર્તી પણ ભરતક્ષેત્રનુ રાજ્ય છોડી પ્રવ્રજ્યા લેવાને સાવ-ધાન થઈ ગયા હતા.

[૩૭] ચોથા સનતકુમાર નરેંદ્ર ચક્રવર્તી કે જે મહા ઋદ્ધિવાળા હતા છતા તેમણે પણ પુત્રને રાજ્ય સોંપીને (સંયમ લઈ) તપશ્ચર્યાનો માર્ગ આદરી દીધો હતો.

[૩૮] લોકને વિષે અપાર શાન્તિ કરનારા પાંચમા શાંતિનાથ નામે ઋદ્ધિમાન ચક્રવર્તી પણ ભરતક્ષેત્રનુ રાજ્ય છોડી, પ્રવ્રજ્યા લઈને મુક્તિ પામ્યા.

[૩૯] ઈક્ષ્વાકુ વંશના રાજાઓમાં વૃષભ સમાન ઉત્તમ અને વિખ્યાત કીર્તિવાળા નરેશ્વર, છઠ્ઠા ચક્રવર્તી કુંથુરાજા પણ રાજ્યપાટ તથા સંપત્તિ છોડીને ત્યાગી બની અનુત્તરગતિ (મુક્તિ)ને પામ્યા

[૪૦] સાગરના છેડા સુધી રહેલા ભરતક્ષેત્રના નરવરેશ્વર સાતમા ચક્રવર્તી અરનામના નરેશ્વર પણ તે બધી વસ્તુને છોડી કર્મથી રહિત થઈ શ્રેષ્ઠ ગતિ (મુક્તિ)ને પામ્યા.

[૪૧] નવમા મહાપદ્મ નામે ચક્રવર્તી પણ મોટી સેના, ભારતવર્ષનુ મહાન રાજ્ય તથા ઉત્તમ કામભોગોને છોડી તપશ્ચર્યાના માર્ગમા વળ્યા હતા.

[૪૨] પૃથ્વીના પ્રત્યેક રાજાઓના માનને મર્દન કરનાર અને મનુષ્યો-મા ઋદ્ધિમાન એવા આઠમા ચક્રવર્તી હરિષેણ પણ મહીમંડળમા પોતાનું એકજ છત્ર પ્રવર્તાવી આખરે તેને છોડીને ત્યાગી બની ઉત્તમ ગતિમા ગયા.

[૪૩] હજારો રાજાઓથી ઘેરાયેલા અગિયારમા જય નામના ચક્ર-વર્તીએ પણ સાચા ત્યાગી થઈ આત્મદમન કર્યું અને ઉત્તમ ગતિ (મોક્ષગતિ) મા ગયા.

**નોંધઃ**–ચક્રવર્તી એટલે છ ખંડના અધિપતિ તેવા મહાન પુરુષોએ

અપાર સમૃદ્ધિ અને મનોરમ્ય કામભોગોને છોડી દીધાં હતાં. અને ત્યાગ અંગીકાર કર્યો હતો. ભરતખંડના બાર ચક્રવર્તી પૈકી ઉપરના દસ ત્યાગી થઇ મોક્ષે ગયા હતા. અને આઠમા સુભૂમ ચક્રવર્તી અને બારમા બ્રહ્મદત્ત ચક્રવર્તી એ બન્ને ભોગો ભોગવી નરકગતિ પામ્યા હતા.

## જૈનશાસનમાં જે સામાન્ય રાજાઓ ભળ્યા તે બતાવે છે.

[૪૪] પ્રત્યક્ષ શક્રેન્દ્રની પ્રેરણા થવાથી પ્રસન્ન અને પર્યાપ્ત એવા દશાર્ણ રાજ્યને છોડી દશાર્ણભદ્રે ત્યાગમાર્ગને આદર્યો.

[૪૫] નમિરાજા તો ભોગો પ્રત્યે સાક્ષાત્ શક્રેન્દ્રની પ્રેરણા હોવા છતાં પોતાના આત્માને વશ રાખી વૈદેહી નગરી તથા ઘરબારને છોડીને ચારિત્રધર્મમાં સાવધાન થયા હતા.

[૪૬] તેમજ કલિંગ દેશમાં કરકંડુરાજા, પંચાલ દેશમાં દ્વિમુખરાજા વિદેહ દેશમાં ( મિથિલા નગરીમાં ) નમિરાજેશ્વર અને ગંધાર દેશમાં નિર્ગત (નગઇ) નામના રાજેશ્વર ત્યાગી બન્યા હતા.

નોંધઃ—આ ચારે પ્રત્યેક બુદ્ધ (કોઈ એક વસ્તુ જોઈને બોધ પામેલા ) જ્ઞાની પુરુષો થઈ ગયા છે.

[૪૭] રાજાઓમાં ધોરી સમાન એ બધા રાજાઓ પોતાના પુત્રોને રાજ્ય સોંપીને જિનશાસનમાં અનુરક્ત બન્યા હતા અને ચારિત્રમાર્ગની આરાધના કરી હતી.

[૪૮] સિંધુ સૌવીર દેશના ધોરીસમાન ઉદાયન નામના મહારાજાએ રાજ્ય છોડીને સંયમ આદર્યો અને આખરે ઉત્તમ એવી મોક્ષગતિને પામ્યા.

[૪૯] તેજ પ્રકારે કાશીદેશના ( સાતમા નંદન નામના બળદેવ ) રાજાએ પણ રાજ્ય તથા કામભોગોને તજી દીધા, તથા સંયમ આદર્યો. અંતે કલ્યાણ અને સત્યમાર્ગમા પુરુષાર્થ કરીને કર્મરૂપી મહાવનને કાપી નાંખ્યું.

**નોંધઃ**—વાસુદેવનું બળ તથા ઋદ્ધિ ચક્રવર્તીથી અર્ધી હોય છે, તેમના નાનાભાઈ હોય તે બળદેવ ગણાય. બળદેવ ધર્મપ્રેમીજ હોય છે તે ભોગોમાં રક્ત થતા નથી.

[૫૦] અપયશને હણી નાખનાર અને મહાકીર્તિવાળા એવા વિજય નામના રાજાએ પણ ગુણસમૃદ્ધ (ગુણે કરીને પૂર્ણ) રાજ્યને છોડીને દીક્ષા લીધી હતી.

**નોંધઃ**—વિજય એ બીજા નંબરના બળદેવ હતા.

[૫૧] તેજ પ્રકારે પ્રસન્નચિત્તપૂર્વક ઉગ્ર તપશ્ચર્યા આચરીને મહાબળ નામના રાજર્ષિ પણ માથા સાટે કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીને મેળવી મુક્તિ પામ્યા હતા.

**નોંધઃ**—પૂર્વોક્ત સિવાય બીજા પણ સાત બળદેવ રાજાઓ તથા બીજા અનેક રાજાઓ જૈનશાસનમાં સંયમી થયા છે. અહીં માત્ર થોડાંજ પ્રસિદ્ધ દૃષ્ટાંતો કહ્યાં લાગે છે.

[૫૨] ધીરપુરુષ નિષ્પ્રયોજનવાળી વસ્તુઓ સાથે ઉન્મત્તની માફક થઇ પૃથ્વીમાં સ્વચ્છંદી થઈ કેમ વિચરે ? એમ વિવેક કરીનેજ ઉપર કહેલા ( ભરતાદિક ) શૂરવીર અને પ્રબળ પુરુષાર્થી પુરુષો જ્ઞાન અને ક્રિયાથી યુક્ત એવા જૈનમાર્ગને આદરતા હતા.

[૫૩] સંસારનાં મૂળ શોધવામાં સમર્થ એવી આ મેં (પૂર્વ આગમની સત્ય વાણી આપને કહી છે. તે સાંભળીને આચરવાથી કૈંક મહાપુરુષો તરી ગયા છે. વર્તમાનકાળે તમારા જેવા કૈંક તરે છે અને ભવિષ્યકાળમા અનેક તરી જશે.

**નોંધઃ**—આ પ્રમાણે અહીં એ બન્ને આત્માર્થી અણગારોનો સત્સંગસવાદ પૂર્ણ થાય છે. અને તે બન્ને મુનીશ્વરો પોતાના પંથે પ્રયાણ કરે છે.

[૫૪] ધીરપુરુષ સંસારની નિરર્થક વસ્તુઓ સારુ પોતાના આત્માને શા માટે હણે? અર્થાત્ નજ હણે. એમ વિવેક કરે તો સર્વસંગથી મુક્ત થઇ ત્યાગી બની તે અંતે નિષ્કર્મા થઇ સિદ્ધ થાય છે.

નોંધઃ—ચક્રવર્તી જેવા મહારાજાઓ મનુષ્ય લોકની સંપૂર્ણ ઋદ્ધિ અને શક્તિવાળા હોય છે. તેના ભોગોમાં શી ખામી હોય? છતાં ત્યાં પણ તૃપ્તિ હોતી નથી. તૃપ્તિ ત્યાગમાં છે. તૃપ્તિ નિરાસક્તિમાં છે. તૃપ્તિ નિર્મોહદશામાં છે. તેથીજ તેવા ધરણીપતિ બાહ્ય સંપત્તિને છોડી આંતરિક સંપત્તિને મેળવવા સંયમમાર્ગને સ્વીકારે છે.

સુખનો એ એકજ માર્ગ છે. શાંતિને ભેટવાની એ એકજ શ્રેણિ છે. સંતોષનું એ એકજ સોપાન છે અનેક જીવાત્માઓ ભૂલી, ભટકી, રખડી રવડીને આખરે અહીંજ આવ્યા છે. ત્યાંજ વિશ્રામ લીધો છે અને ત્યાંજ જે કંઈ જોઇતું હતું તે પામ્યા છે.

એ પ્રમાણે ભગવાન મહાવીરે કહ્યું હતું તે તને કહું છું.

એમ શ્રીસુધર્મસ્વામીએ જંબૂને કહ્યું. આમ સંયતિમુનિનું અઢારમું અધ્યયન સમાપ્ત થયું.



# મૃગાપુત્રીય

## મૃગાપુત્ર સંબંધી

૧૯

કુકર્મનાં પરિણામ કડવાં છે. દુરાત્માની દુષ્ટ વાસનાને અનુસરવામાં ખૂબ જોખમ છે. એકમાત્ર સહજ ભૂલથી આલોક અને પરલોકમાં અનેક સંકટો સહેવાં પડે છે. દુર્ગતિનાં દારૂણ દુઃખો સાંભળતાં પણ ત્રાસ ઉપજાવે તેવાં હોય છે. તો અનુભવની તો વાતજ શી?

મૃગાપુત્ર પૂર્વના સંસ્કારવશાત્ યોગમાર્ગમાં જવા તત્પર થાય છે. માતાપિતા સંયમ માર્ગનાં સંકટો પુત્રને કહી બતાવે છે. પુત્ર કહે છેઃ—માતાપિતા! કયાં એ સ્વઈચ્છાએ સહેવાનાં સામાન્ય કષ્ટ? અને કયાં એ પરાધીનતાએ ભોગવવાં પડતાં દારૂણ દુઃખ?

આખરે મૃગાપુત્રના સંયમની સાચી તાલાવેલી માતાપિતાને પિગળાવી મૂકે છે. સંસારને ત્યાગી તપશ્ચર્યાના માર્ગને આદરી તે યોગીશ્વર આજ જન્મમાં પરમ પુરુષાર્થદ્વારા કર્મકંચુકને ભેદીને અંતિમ ધ્યેયે મળી શુદ્ધ બુદ્ધ અને સિદ્ધ થાય છે.

ભગવાન બોલ્યા :—

[૧] મોટા વૃક્ષોથી ઘટ એવાં કાનન (જંગલ) અને ક્રીડા કરવા લાયક ઉદ્યાનોથી સુશોભિત અને સમૃદ્ધિથી રમણીય એવા

સુગ્રીવ નામના નગરને વિષે બળભદ્ર નામના રાજા રહેતા હતા. અને તે રાજાને મૃગાવતી નામનાં પટરાણી હતાં.

[૨] માતાપિતાનો વલ્લભ અને યુવરાજ એવો બલશ્રી નામનો તેને એક કુમાર હતો કે જે દમિતેન્દ્રિયોમાં શ્રેષ્ઠ અને મૃગાપુત્ર તરીકે પ્રસિદ્ધ થયો હતો.

[૩] તે દોગુન્દક ( ત્રાયસ્ત્રિંશક ) દેવની માફક મનોહર રમણીઓ સાથે હમેશા નંદન નામના મહેલમાં આનંદપૂર્વક ક્રીડા કરતો હતો.

**નોંધઃ**—દેવલોકમાં ત્રાયસ્ત્રિંશક નામના ભોગી દેવો હોય છે.

[૪] મણિ અને રત્નોથી જેનું ભોંયતળીયું જડેલું છે, તેવા મહેલને ગોખે બેસીને એકદા તે નગરના ત્રણ રસ્તા, ચાર રસ્તા અને મોટાં ચોગાનોને ભિન્નભિન્ન રીતે જોયા કરે છે.

**નોંધઃ**—મણિ અને રત્નોનું જડતર એ અહીં ઉપમેય કથન હોવું જોઇએ, કારણ કે અપાર સંપત્તિ હોવા છતાં તેનો આવી રીતે ઉપયોગ તો ન જ થઈ શકે. પરંતુ તે એવા પ્રકારનું જડતર હોય કે જોનારને ત્યાં અમૂલ્ય એવાં મણિ કે રત્નોજ પાથરેલાં લાગે

[૫] તેવામાં તે મૃગાપુત્રે તપશ્ચર્યા, સંયમ અને નિયમોને ધારણ કરનાર, અપૂર્વ બ્રહ્મચારી અને ગુણની ખાણરૂપ એક સંયમીને ત્યાંથી પસાર થતા જોયા.

[૬] મૃગાપુત્ર મટકું માર્યા વગર એક દ્રષ્ટિથી તે યોગીશ્વરને જોયા કરે છે. જોતાં જોતાં તેને વિચાર આવ્યો કે આવું સ્વરૂપ (વેશ) પહેલાં મેં અવશ્ય ક્યાંક જોયું છે.

[૭] સાધુજીના દર્શન થયા પછી આ પ્રમાણે ચિંતવતાં શુભ અધ્યવસાય (મનોભાવના) જાગૃત થયા. અને ક્રમથી મોહનીય ભાવ ઉપશાંત થવાથી ત્યાંને ત્યાં તેમને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું.*

**નોંધઃ**—જૈનદર્શન જીવાત્માને આઠ કર્મોથી ઘેરાયેલો માને છે. અને એ કર્મવશાતજ જન્મમરણાદિ દુઃખો વેઠવાં પડે છે. આ આઠ કર્મો પૈકી

બીજા સાત કર્મોમા કેવળ મોહનીયકર્મજ મહાન છે તેની સ્થિતિ પણ ૭૦ ક્રોડા ક્રોડી સાગરોપમ એટલે કે બધા કર્મો કરતા વધુ અને પ્રબળ માની છે આ કર્મનો જેટલે અશે ક્ષય થતો જાય તેટલે અશે આત્માભિમુખ થવાય મૃગાપુત્રના મોહનીય કર્મનું ઉપશમન થયુ હતુ અને તેથી તેમને જાતિસ્મરણ જ્ઞાન થયુ આ જ્ઞાન થવાથી સજ્ઞી પચેન્દ્રિય (મન વાળા પચેન્દ્રિય) વાળાને પોતાના ૯૦૦) નવસોની સખ્યા સુધીના પૂર્વભવો સાંભરે છે જાતિસ્મરણજ્ઞાન મતિજ્ઞાનનોજ એક ભેદ છે

[૮] અ સજ્ઞી (મનવાળા) જીવનેજ ઉત્પન્ન થાય તેવુ જ્ઞાન ઉત્પન્ન થવાથી પ્રથમ તેણે ગત જન્મ જોયો અને જાણ્યુ કે દેવ લોકમાથી ઉતરીને હુ મનુષ્યભવ પામ્યો છુ

[૮] વ મહાન ઋદ્ધિમાન મૃગાપુત્ર પૂર્વજન્મને સભારે છે પૂર્વ જન્મને સભારતા સભારતા પૂર્વભવે આદરેલું સાધુપણુ પણ યાદ આવ્યુ.

નોધ—આ ગાથા કોઈ કોઈ પ્રતિમા વધુ આવેની હોવાથી ગનુ વાદન કર્યુ છે

[૯] સાધુપણુ યાદ આવ્યા પછી ચારિત્રને વિષે ખૂબ પ્રીતિ ઉદ્ભવી અને વિષયને વિષે તેટલીજ નિરક્તિ (વૈરાગ્ય) ઉત્પન્ન થઇ આથી માતાપિતાની સમીપમા આવી આ વચન કહ્યુ —

[૧૦] હે માતાપિતા ! પૂર્વકાળમા મે પાચ મહાવ્રતરૂપ સયમ ધર્મ પાળેલો તેનુ સ્મરણ થયુ છે અને તેથી નરક પશુ ઇત્યાદિ અનેક ગતિના દુખથી ભરેલા સસાર સમુદ્રથી નિવૃત્ત થવાને ઇચ્છુ છુ માટે મને આજ્ઞા આપો હુ પવિત્ર પ્રવ્રજ્યા (ગૃહત્યાગ) અગીકાર કરીશ

નોધ—પૂર્વકાળમા પચમહાવ્રતનુ કહે છે તેથી જણાય છે કે પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના વખતમા મૃગાપુત્ર સયમી થયા હશે

[૧૧] હે માતાપિતા ! પરિણામે કિ (કિપાક) ફળની પેઠે નિરતર

કડવા ફળ દેનારા અને એકાંત દુઃખની પરંપરાથીજ વિંટળાયેલા એવા ભોગો મે (પૂર્વકાળમા અને હમણા) ખૂબ ભોગવી લીધા છે.

[૧૨] આ શરીર અશુચિ (શુક્રવીર્યાદિ) થી ઉત્પન્ન થયેલુ હોઈ કરીને અપવિત્ર અને અનિત્ય છે (રોગ, જરા ઈત્યાદિના) દુઃખ અને ક્લેશોનુજ માત્ર ભાજન છે તેમજ અશાશ્વત (અસ્થિર) દશાવળુ છે

[૧૩] પાણીના ફીણ કે પરપોટા જેવા ક્ષણિક શરીરમા આસક્તિ શી? તે હમણા કે પછી (બાલ, તરુણ કે જરાવસ્થામા) જરૂર જવાનુ છે તો તેમા હુ કેમ લોભાઉ?

[૧૪] પીડા અને કુષ્ટાદિ રોગનુ ઘર અને જરા તથા મરણથી ઘેરાયેલા આ અસાર અને ક્ષણભંગુર મનુષ્ય દેહમા હવે એક ક્ષણ માત્ર હુ રતિ (આનંદ) પામી શકતો નથી

[૧૫] અહો! આ આખો સંસાર ખરેખર દુઃખમય છે. ત્યા રહેલા પ્રાણીઓ બિચારા જન્મ, જરા, રોગ અને મરણના દુઃખોથી પીડાઈ રહ્યા છે

[૧૬] (હે માતા પિતા!) આ બધા ક્ષેત્ર (ઉઘાડી જમીન), ઘર, સુવર્ણ, પુત્ર, સ્ત્રી, બંધુઓ અને આ શરીરને છોડીને પણ પરાધીનપણે મારે વહેલું કે મોડુ અવશ્ય જવાનુ છે

**નોંધ**—જે જીવાત્મા કામભોગોને સ્વયં નથી તજતો તેને કામભોગો તજી દે છે માટે પોતાની જાતે તજેલા કામભોગો દુઃખકર નહિ પણ સુખકર નીવડે છે

[૧૭] જેમ કિંપાક ફળનુ પરિણામ સુંદર નથી તેમ ભોગવેલા ભોગોનુ પણ પરિણામ સુંદર નથી

નોંધ —કિંપાકવૃક્ષના ફળ જોવામા રમણીય અને ખાવામા તો અતિ મધુર હોય છે પરતુ ખાધા પછી થોડીજ વારમા મૃત્યુ નિપજાવી દે છે

[૧૮] (વળી હે માતાપિતા !) જે મુસાફર અટવી જેવા લાબા માર્ગમા ભાતુ લીધા વિના પ્રયાણ કરે છે તે રસ્તે જતા ક્ષુધા અને તૃષાથી ખૂબ પીડાય છે અને દુ ખી થાય છે

[૧૯] તેજ પ્રમાણે જે ધર્મને આદર્યા વિના પરભવ (પરલોક)મા જાય છે, તે ત્યા જઇ અનેક પ્રકારના રોગો અને ઉપાધિઓથી પીડાય છે

નોંધ —આ સસાર અટવી છે, જીવ મુસાફર છે અને ધર્મ ભાતુ છે જો ધર્મરૂપી ભાતુ હોય તોજ જે ગતિ પામે ત્યા તે શાતિ મેળવી શકે છે અને એમ સસારરૂપી આખી અટવી સુખેથી પસાર કરી શકે છે

[૨૦] જે મુસાફર અટવી જેવા લાબા માર્ગમા ભાતુ લઇને પ્રયાણ કરે છે તે ક્ષુધા અને તૃષાથી રહિત થઈ સુખી થાય છે

[૨૧] તે પ્રમાણે જે સાચા ધર્મનુ પાલન કરીને પરભવમા જાય છે તે ત્યા હળુકર્મી (અલ્પકર્મી) અને અરોગી થઇ સુખી થાય છે

[૨૨] વળી હે માતાપિતા ! ઘર સળગ્યુ હોય ત્યારે તે ઘરનો ધણી અસાર વસ્તુઓને છોડી પહેલા બહુ મૂલ્યવાળી વસ્તુઓજ કાઢી લે છે

[૨૩] તેમ આ આખો લોક જરા અને મરણથી બળી જળી રહ્યો છે આપ મને આજ્ઞા આપો તો તેમાથી (તુચ્છ એવા કામભોગોને તજીને) કેવળ મારા આત્માને જ ઉગારી લઇશ

[૨૪] (તરુણપુત્રની તાલાવેલી જોઇ તેને) માતાપિતાએ કહ્યુ —હે

પુત્ર! સાધુપણુ (ચારિત્ર લેવુ) એ કઠણ છે. સાધુપુરુષે હજારો ગુણોને ધારણ કરવા પડે છે

**નોંધઃ**—સાચા સાધુજીને દોષો દૂર કરી હજારો ગુણોનો વિકાસ કરવો પડે છે.

[૨૫] જીવનપર્યંત જગતના જીવમાત્ર પર સમભાવ રાખવો પડે છે. શત્રુ અને મિત્ર બન્નેને સમાન દ્રષ્ટિથી જોવાના હોય છે, અને હાલતા, ચાલતા, ખાતા એમ પ્રત્યેક ક્રિયામા થતી સૂક્ષ્મ હિંસાથી પણ વિરમવુ પડે છે તેવી સ્થિતિ ખરેખર સૌ કોઇને માટે દુર્લભ છે

[૨૬] સાધુજીને આખા જીવન સુધી ભૂલેચૂક પણ અસત્ય બોલવાનુ હોતુ નથી સતત અપ્રમત્ત (સાવધાન) રહીને હિતકારી છતા સત્ય બોલવુ એ બહુ બહુ કઠણ છે.

[૨૭] સાધુજી દાત કોતરવાની સળી સુદ્ધા પણ ગૃહસ્થ ખુશીથી દીધા વગર લઈ શકે નહિ. તેવી રીતે દોષ રહિત ભિક્ષા મેળવવી એ પણ અતિ કઠિન છે.

**નોંધ**—દશવૈકાલિક સૂત્રના ત્રીજા અધ્યયનમા બેતાલીસ દોષોનું વર્ણન છે ભિક્ષુને તેવા સૂક્ષ્મદોષોથી રહિત ભોજન લેવાની આજ્ઞા છે

[૨૮] કામ ભોગોના રસને જાણનારાએ અબ્રહ્મચર્ય (મૈથુન) થી સાવ વિરક્ત રહેવું એ કઈ સામાન્ય વાત નથી આવું ઘોર (અખડ) બ્રહ્મચર્યવ્રત પાળવુ અતિ અતિ કઠિન છે

**નોંધ**—બાલપણથી જેણે ભોગો ન ભોગવ્યા હોય ને કરતા ભોગવી લીધા હોય તેને વારવાર તેનુ સ્મરણ આવવુ એ સાવ સંભવિત છે અને સ્મરણથી કુસકલ્પ થતા જાય તો માનસિક, વાચિક અને કાયિક બ્રહ્મચર્ય પાળી શકાય નહિ

[૨૯] ધન, ધાન્ય કે દાસાદિ કોઇપણ વસ્તુનો પરિગ્રહ ન રાખવો તેમજ સંસારની હિંસાદિ સર્વ ક્રિયાઓનો ત્યાગ કરવો તે દુષ્કર છે. ત્યાગ કરીને કોઇ વસ્તુ પર મમતા પણ ન રાખવી તે અતિ દુષ્કર છે.

[૩૦] અન્ન, પાણી, મેવા કે મુખવાસ એ ચારે પ્રકારમાંના કોઈ પણ આહારનો રાત્રે ઉપયોગ કરી શકે નહિ તેમજ કોઇ પણ વસ્તુનો બીજા દિવસ માટે સંગ્રહ પણ રાખી શકે નહિ. આવું છઠ્ઠું વ્રત છે તે પણ કઠણ છે.

**નોંધઃ**—જૈનસાધુને અહિંસા, સત્ય અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પાંચે વ્રતો મન વચન અને કાયાથી વિશુદ્ધ રીતે જીવનપર્યંત પાળવાના હોય છે અને રાત્રિભોજનનો પણ સર્વથા ત્યાગ કરવાનો હોય છે.

## સાધુ જીવનમાં જે આકસ્મિક સંકટો આવે છે તે બતાવે છે.

[૩૧] ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, (ધ્યાનમાં) ડાંસ અને મચ્છરનું દુઃખ, કઠોર વચનો, દુઃખદ સ્થળ, તૃણસ્પર્શ અને મેલનું આવી પડતું દુઃખ,

[૩૨] તેમજ તાડન (માર) તર્જન (ઠપકો) વધ અને બંધનનાં કષ્ટો પણ સહેવાં સહેલાં નથી. સદા ભિક્ષાચર્યા કરવી, યાચીને પણ આપેલુંજ લેવું અને યાચના કરતાં પણ અપ્રાપ્તિ થાય એ બધું દુષ્કર છે.

[૩૩] આ કાપોતી (પારેવાની જેમ કાંટાને તજી પરિમિત કણજ ખાવા) વૃત્તિ-સંયમી જીવન, દારૂણ (ભયંકર) કેશલુંચન અને દુષ્કર બ્રહ્મચર્ય પાલન આ બધું પાળવું શક્તિવાળાને પણ કઠિન થાય છે.

**નોંધઃ**—જૈન મુનિઓને જીવનપર્યંત કેશોને હાથવડે કાઢી નાખવાની તપશ્ચર્યા પણ કરવાની હોય છે

[૩૪] માતાપિતાએ કહ્યુ —હે પુત્ર ! તુ સુકોમળ, સુમજ્જિત (ભોગમા ડૂબેલો ) અને ભોગ સુખને યોગ્ય છે હે પુત્ર ! સાધુપણુ પાળવા માટે ખરેખર તુ સમર્થ નથી

[૩૫] હે પુત્ર ! ભારે લોખડના ભારની જેમ જીવનપર્યંત અવિશ્રાન-પણે સયમીના ઉચિત ગુણોનો ભાર વહન કરવો દુષ્કર છે

[૩૬] આકાશમા ઊચા એવા સુન હિમવત પર્વતથી પડતી ગગા નદીના સામેપૂરે જવુ અને બે હાથથી સાગર તરવો જેટલો કઠણ છે તેટલુજ સયમીના ગુણોને તરી જવુ (પ્રાપ્ત કરવા) દુર્લભ છે

નોધ —સસારની આસક્તિ જેટલી ઘટે તેટલીજ સયમગુણની પ્રાપ્તિ થાય

[૩૭] વેળુનો કોળિયો જેટલો નીરસ છે તેટલોજ (વિષય સુખથી રહિત ) સયમ પણ નીરસ છે તરવારની ધાર પર જવુ જેટલુ કઠણ છે તેટલુજ તપશ્ચર્યાના માર્ગમા પ્રયાણ કરવુ કઠણ છે

[૩૮] વળી હે પુત્ર ! સર્પની માફક એકાત આત્મદૃષ્ટિથી ચારિત્ર માર્ગમા ચાલવુ દુષ્કર છે લોખડના જવ ચાવવા જેટલા દુષ્કર છે તેટલુજ સયમ પાલન પણ દુષ્કર છે

[૩૯] જેમ બળતી અગ્નિની ઝાળ પીવી દોહ્યલી છે તેમ તરુણ વયમા સાધુપણુ પાળવુ દુષ્કર છે

[૪૦] વાયુનો કોથળો ભરવો જેટલો મુશ્કેલ છે અશક્ય છે તેટલુ કાયરને સાધુપણુ પાળવુ મુશ્કેલ છે.

[૪૧] જેમ ત્રાજવેથી લક્ષ યોજનનો મેરુ પર્વત તોળવો દુષ્કર છે તેમ શકા રહિત અને નિશ્ચળ સયમ પાળવો દુષ્કર છે

[૪૨] જેમ બે હાથથી આખો સમુદ્ર તરી જવો અશક્ય છે તેમ અનુપશાંત (અશક્ત) જીવ વડે દમનો સાગર તરવો દુષ્કર છે.

**નોંધ:**—દમ એટલે ઇંદ્રિય તથા મનને દમવું તે કઠણ છે.

[૪૩] માટે હે પુત્ર ! તું શબ્દ, રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ એ પાંચે વિષયોના મનુષ્ય સંબંધી ભોગોને ભોગવ, અને ભુક્ત ભોગી થઇને પછી ચારિત્ર ધર્મને ખુશીથી સ્વીકારજે.

[૪૪] આ પ્રમાણે માતાપિતાનાં વચન સાંભળીને મૃગાપુત્રે કહ્યું:— હે માતાપિતા ! આપે કહ્યું તે સત્ય છે પરંતુ નિઃસ્પૃહી (પિપાસારહિત) ને આલોકમાં કશુંએ અશક્ય હોતુંજ નથી.

[૪૫] વળી આ સંસાર ચક્રમાં દુઃખ અને ભય ઉપજાવનારી શારીરિક અને માનસિક વેદનાઓ હું અનંતવાર સહન કરી ચૂકયો છું.

[૪૬] જરા અને મરણથી ઘેરાયેલા અને ચાર ગતિરૂપ ભયથી ભરેલા આ સંસારમાં મેં જન્મ મરણ અને ભયંકર વેદનાઓ ઘણીવાર સહન કરી છે.

## નરક યોનિમાં પૂર્વે અનંત વેદના વેઠેલી તે કહી બતાવે છે.

[૪૭] અહીંનો અગ્નિ જેટલો ઉષ્ણ હોય છે તેના કરતાં અનંતગણી નરક યોનિમાં ઉષ્ણ અગ્નિ હોય છે નરક યોનિઓમાં આવી ઉષ્ણ વેદનાઓ મેં (કર્મના પ્રભાવે) સહન કરી છે.

[૪૮] અહીંની ઠંડી કરતાં નરક યોનિમાં અનંતગણી ટાઢ હોય

છે એ નરક ગતિઓમા તેવી સખ્ત ઠંડીની વેદનાઓ વેઠી છે

[૪૯] કંદુનામની કુંભીઓ (લોઢાદિના ભાજન) મા આક્રંદ કરતા કરતા ઊંચા પગે અને નીચા મસ્તક રહેલો હું (દેવકૃત) બળતા અગ્નિમા પૂર્વે ઘણીવાર પકાવાયો છુ.

**નોંધ**—નરકયોનિમા કન્દુ વગેરે નામનાં ભિન્નભિન્ન કુંભી સ્થાનો હોય છે ત્યાં નારક જીવો ઉત્પન્ન થાય છે અને તેવા જીવોને પરમાધાર્મિક નામના ત્યાના અધિષ્ઠાતાઓ અનેક યાતનાઓ આપે છે

[૫૦] પૂર્વ કાળે મહા દાવાગ્નિ જેવી મરૂ (વેરાન મેદાન) ભૂમિની વજ્ર જેવી વેળુવાળી કદમ્બ વાળુકા નદીમા હું અનતવાર બળ્યો હતો

[૫૧] કન્દુ કુંભીઓમા ઊંચે બધાયેલો અસહાયી (સહાય વિના) હુ કરવત અને ક્રકચ વગેરે શસ્ત્રોથી પૂર્વે ઘણીવાર બરાડા પાડતો છેદાયો છુ.

[૫૨] અતિ તીક્ષ્ણ કાંટે કરીને વ્યાપ્ત એવા મોટા સિબલિ વૃક્ષની સાથે બધાયેના અને આથો પાછો ઉતરા સુતરા ખેચીને પરમાધામિકોએ આપેલી વેદના મે સહન કરી છે.

**નોંધ**— સિબલિવૃક્ષ તાડથી પણ મોટું હોય છે

[૫૩] પાપકર્મના પરિણામે હુ પૂર્વકાળે (પોતાનાજ કર્મથી) મોટા યત્રોમા શેરડીની માફક અતિ ભયકર અવાજ કરતો ખૂબ પીડાયો છુ

[૫૪] શૂકર અને શ્વાન જેવા શ્યામ અને સબળ જાતના પરમાધાર્મિક દેવોએ અનેકવાર ભૂમિપર તરફડતો અને પાડયો, (શસ્ત્રાદિએ કરી) છેદી નાખ્યો અને બચાવવાની બૂમ પાડતા છતા ભેદી નાખ્યો હતો

[૫૫] (પરમાધાર્મિકોએ) પાપકર્મથી નરકસ્થાનમાં ગયેલા મારા શરીરના અળસીના પુષ્પવર્ણી તલવાર ખડ્ગ અને ભાલાએ કરીને બે ખંડ, ઘણા ખંડ અને અતિસૂક્ષ્મ વિભાગો કરી નાખ્યા હતા.

[૫૬] જાજ્વલ્યમાન સાંબેલા અને ધુંસરી વાળા તપેલા લોખંડના રથમાં પરવશપણે યોજાયેલા મને જોતરના બંધને બાંધી રોઝને જેમ લાકડીના પ્રહારે મારે તેમ મને પણ મર્મસ્થાનોમાં પાડીને ખૂબ માર્યો હતો.

[૫૭] ચિતાઓમાં પાડાઓને જેમ બાળે છે તેમ પાપકર્મોથી ઘેરાયેલા મને પરાધીનપણે જાજ્વલ્યમાન અગ્નિમા શેકયો હતો અને બાળીને ભસ્મ કર્યો હતો.

[૫૮] ઢંક અને ગીધ પંખીરૂપ બની લોઢાના માણસ સરખી મજબુત ચાંચે કરી વલવલાટ કરતા એવા મને પરમાધાર્મિકોએ અનંતવાર કાપી નાંખી દુઃખ દીધું હતું.

[૫૯] એ નરકગતિમાં તૃષાથી ખૂબ પીડાતાં દોડતાં દોડતાં વૈતરણી નદીને જોઇ પાણી પીવાની આશાએ તેમાં પડયો પરંતુ ત્યાં રહેલા અસ્ત્રાની ધારાઓથી ખૂબ હણાયો હતો.

[૬૦] તાપથી પીડાતાં અસિ (તલવાર) પત્ર નામના વનમાં ગયો ત્યાં ઉપરથી તલવારની ધાર જેવાં તીક્ષ્ણ પત્રો પડવાથી અનંતવાર છેદાયો હતો.

[૬૧] મુદ્દગરો, મુસંઢી નામનાં શસ્ત્રો, શૂળો તથા સાંબેલાં વડે ગાત્રો ભાંગી ગયાં હતાં અને તેવું દુઃખ મેં અનંતવાર ભોગવ્યુ હતુ.

[૬૨] છુરીની તીક્ષ્ણ ધાર વડે ખાલ ઉતારીને હણાયો હતો અને કાતરણીએ કરી અનેક વખત કપાયો અને છેદાયો હતો

[૬૩] ત્યા પાસલાની કપટજાળોમા જકડાઇ મૃગની પેઠે પરવશપણે ઘણી વખત હું વહન કરાયો, બધાયો અને રૂંધાયો હતો.

[૬૪] મોટી જાળ જેવા નાનાં માછલાને ગળી જનાર મોટા મોટા મગરમચ્છો આગળ નાના મચ્છની માફક પરવશપણે હું ઘણીવાર તેવા પરમાધાર્મિકોથી પકડાયો, ખેંચાયો, કડાયો અને મરાયો હતો.

[૬૫] વિશેષ કરીને દંશવાળી અને લેપવાળી જાળો વડે પક્ષી જેમ પકડાઈ જાય તેમ પરમાધાર્મિકોથી હું ઘણીવાર પકડાયો, લેપાયો, બધાયો અને મરાયો હતો

[૬૬] સુતારો જેમ વૃક્ષને છેદે તેમ કુહાડા કે ફરશીએ કરી પરમાધાર્મિકોએ મને ઊંધા (ને મુજની પેઠે) ફાડયો, કૂટયો અને છોલ્યો હતો.

[૬૭] જેમ લુહારો ચપેટા અને ઘણ વડે લોઢાને કૂટે તેમ હું અનંતવાર કુટાયો, ભેદાયો અને મરાયો હતો.

[૬૮] ખૂબ ભયંકર રુદન કરવા છતાં ત્રાંબુ, લોઢું, સીસુ વગેર ધાતુઓને ખૂબ કળકળતા તપાવી મને પરાણે પીવડાવ્યા.

[૬૯] (અને પાતાંપાતાં એ પરમાધાર્મિકોએ કહ્યુ:—) "રે અનાર્ય કર્મના કરનાર ! તને પૂર્વજન્મમા માસ બહુ પ્રિય હતું" એમ કહીને મારા શરીરમાથી માસ તોડી તોડી તેના કકડા કરી અગ્નિ જેવાં લાલ ભડથા બનાવી બનાવીને મને ઘણી વાર ખવડાવ્યા.

[૭૦] "વળી તને ગોળ તથા મહુડાં વગેરેનો અનેક સુરા (દારૂ) બહુજ પ્રિય હતો" એમ સંભારીને મારાજ શરીરનું રુધિર અને ચરબી જાજ્વલ્યમાન કરી મને પીવડાવી હતી.

[૭૧] ભય સહિત, ઉદ્વેગ સહિત અને દુઃખ સહિત પીડાયેલા એવા મેં ઘણા દુઃખથી ભરેલી આવી વેદનાઓ સતત અનુભવી હતી.

[૭૨] નરકયોનિમાં મેં તીવ્ર, ભયંકર, અસહ્ય, મહાભયકારક, ઘોર અને પ્રચંડ વેદનાઓ ઘણીવાર સહન કરી છે.

[૭૩] હે તાત! મનુષ્યલોકમા જેવી ભિન્નભિન્ન પ્રકારની વેદનાઓ અનુભવાય છે તે કરતા નરકગતિઓમા અનંતગણી વેદનાઓ હોય છે.

[૭૪] (હે માતાપિતા!) જ્યાં મટકું મારીએ તેટલો વખત પણ શાંતિ નથી એવી સર્વ ભવોમાં મેં અસાતા (અસુખ) વેદના અનુભવી છે.

[૭૫] આ બધું સાંભળ્યા પછી માતાપિતાએ કહ્યું :—હે પુત્ર! ભલે તારી ઇચ્છા હોય તો દીક્ષિત થા પરંતુ ચારિત્ર ધર્મમાં દુઃખ પડ્યે પ્રતિક્રિયા (દુઃખને હઠાડવાનો ઉપાય) નહિ થાય.

[૭૬] માતાપિતાને મૃગાપુત્રે કહ્યું:—આપ કહો છો તે સત્ય છે. પરંતુ હું આપને પૂછું છું કે જંગલમાં પશુ પક્ષીઓ વિચરતાં હોય છે તેની પ્રતિક્રિયા કોણ કરે છે?

**નોંધઃ**—પશુ અને પક્ષીઓનાં દુઃખો જેમ ઉપાય કર્યા વિના શાંત થાય છે તેમ મારૂં પણ દુઃખ શાંત થઈ જવાનું.

[૭૭] જેમ જંગલમાં મૃગ એકલો સુખેથી વિહાર કરે છે તેમ સંયમ અને તપશ્ચર્યા વડે હું એકાકી ચારિત્રધર્મમાં સુખપૂર્વક વિચરીશ.

[૭૮] મોટા અરણ્યને વિષે વૃક્ષના મૂળમાં બેઠેલા મૃગલાને ( પૂર્વ-કર્મવશાત્ ) જ્યારે રોગ ઉત્પન્ન થાય છે, ત્યારે ત્યાં જઇ તેની સારવાર કોણ કરે છે ?

[૭૯] ત્યાં જઇ કોણ તેને ઔષધ આપે છે ? તેના સુખદુઃખની ચિંતા કોણ કરે છે ? કોણ તેને ભોજનપાણી લાવીને ખવડાવે છે ?

**નોંધઃ**—જેને સાધનો અધિક છે તેનેજ સામાન્ય દુઃખ અતિ દુઃખ-રૂપ નીવડે છે.

[૮૦] જ્યારે તે નીરોગી થાય છે ત્યારે પોતાની મેળે ભોજન માટે વનમાં જઇ સુંદર ઘાસ અને સરોવરને શોધી લે છે.

[૮૧] ઘાસ ખાઈને, સરોવરમાં પાણી પીને તથા મૃગચર્યા કરીને પછી પોતાના નિવાસસ્થાને પહોંચે છે.

[૮૨] એજ પ્રમાણે ઉદ્યમવંત સાધુ એકાકી મૃગચર્યા ચરીને પછી ઊંચી દિશામાં ગમન કરે છે.

[૮૩] જેમ એકલો મૃગ અનેક ભિન્નભિન્ન સ્થળે વસે છે, એકજ સ્થાને નહિ તેમ મુનિ ગોચરી (ભિક્ષાચરી)માં મૃગચર્યાની માફક જુદે જુદે સ્થળે વિચરે અને ભિક્ષા સુંદર મળો કે ન મળો તો પણ જરા માત્ર દેનારનો તિરસ્કાર કે નિંદા ન કરે.

[૮૪] માટે હે માતાપિતા ! હું પણ મૃગની માફક તેવી (નિરાસક્ત) ચર્યા કરીશ. આ પ્રમાણે પુત્રના દૃઢ વૈરાગ્યને જાણી માતા-પિતાનાં કઠોર હૃદય પીગળી ગયાં. તેમણે કહ્યું :—હે પુત્ર !

જેમ આપને સુખ પડે તેમ ખુશીથી કરો. આ પ્રમાણે માતાપિતાની આજ્ઞા મળ્યા પછી તે આભરણાદિક સર્વ પ્રકારની ઉપાધિને છોડવા તૈયાર થયા.

[૮૫] પાકી આજ્ઞા લેવા માટે ફરીથી મૃગાપુત્રે કહ્યું:—(પ્રસન્નચિત્તે) આપની આજ્ઞા હોય તો હમણાંજ સર્વદુઃખોથી છોડાવનાર મૃગચર્યા રૂપ સંયમને આદરૂં ? આ સાભળી માતાપિતાએ પ્રસન્નચિત્તે કહ્યું —પ્યારા પુત્ર! યથેચ્છ વિચરો.

[૮૬] એ પ્રમાણે બહુ પ્રકારે માતાપિતાને સમજાવીને અને આજ્ઞા લઇને જેમ મહાન હાથી બખ્તરને ભેદી નાખે છે તેમ મમત્વને છેદી નાખ્યું.

[૮૭] સમૃદ્ધિ, ધન, મિત્રો, સ્ત્રી, પુત્રો અને સ્વજનોને વસ્ત્ર પર લાગેલી ધૂળને ખંખેરી નાખે તેમ બધાને તજીને તે નીકળી ગયો.

[૮૮] પાંચ મહાવ્રતો, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિઓથી યુક્ત બની અભ્યંતર (આંતરિક) અને બાહ્ય તપશ્ચર્યામાં ઉદ્યમવંત થયા.

**નોંધ:**—મહાવ્રત, સમિતિ અને ગુપ્તિનું વર્ણન આવી ગયું છે. તપશ્ચર્યાનું સવિસ્તર વર્ણન ત્રીસમા અધ્યયનમા આવશે.

[૮૯] મમતા, અહંકાર, આસક્તિ અને ગર્વને છોડી ત્રસ તેમજ સ્થાવર જીવો પર પોતાના આત્મા સમાન વર્તવા લાગ્યા.

[૯૦] વળી લાભમા કે અલાભમાં, સુખમા કે દુ.ખમાં જીવિતમાં કે મરણમાં, નિંદામા કે પ્રશંસામાં અને માનમાં કે અપમાનમાં સમવર્તી બન્યા.

[૯૧] ગર્વ, કષાય, દંડ, શલ્ય, હાસ્ય, ભય, શોક અને વાસનાથી નિવૃત્ત થઈ સ્વાવલંબી બન્યા

નોંધઃ—દંડો ત્રણ છે. મનદંડ, વચનદંડ, કાયદંડ શલ્યો પણ ત્રણ છે. માયાશલ્ય, નિદાનશલ્ય અને મિથ્યાદર્શનશલ્ય. કષાય ચાર છે ક્રોધ, માન, માયા અને લોભ.

[૯૨] આલોક સંબંધી અને પરલોક સબંધીની આશાથી રહિત થયા. ભોજન મળો કે ન મળો, કોઈ શરીરને ચંદન લગાડો કે હણો—એ બન્ને દશામાં સમવર્તી થયા.

[૯૩] અને અપ્રશસ્ત એવા પાપોના આસ્રવથી (આગમનથી) સર્વ પ્રકારે રહિત થયા. તેમજ આધ્યાત્મિક ધ્યાનના યોગો વડે કષાયોનો નાશ કરીને પ્રશસ્ત શાસનમા સ્થિર થયા.

[૯૪] એ પ્રમાણે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વિશુદ્ધ ભાવનાઓથી પોતાના આત્માને વિશુદ્ધ બનાવીને—

[૯૫] ઘણાં વર્ષો સુધી ચારિત્ર (સાધુપણુ) પાળીને એક માસનુ અણસણ કરી શ્રેષ્ટ સિદ્ધગતિને પામ્યા.

નોંધઃ—અણસણ બે પ્રકારનાં હોય છે. (૧) મરણપર્યંત આ અણસણ આયુષ્યનો અંતકાળ જાણી મરણપર્યંતના કાળ સુધી કરવાનું હોય છે (૨) કાળમર્યાદિત

[૯૬] જેમ મૃગાપુત્ર રાજર્ષિ ભોગોથી તરુણ વયમા નિવર્તી શક્યા તેમ તત્ત્વને જાણનારા પંડિત પુરુષો ભોગોથી સહસા નિવૃત્ત થાય છે.

[૯૭] મહાન પ્રભાવશાળી અને મહાન યશસ્વી મૃગાપુત્રનુ આ

સૌમ્ય ચારિત્ર સાંભળી, ઉત્તમ પ્રકારની તપશ્ચર્યા અને સંયમને આરાધી તથા ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવી ઉત્તમ ( મોક્ષ ) ગતિને લક્ષ્યમાં રાખીને—

[૯૮] તેમજ દુઃખવર્ધક, ( ચૌરાદિ ) ભયના મહાન નિમિત્તરૂપ અને આસક્તિ વધારનાર એવા ધનને બરાબર ઓળખ્યા પછી તજી દઇને સાચા સુખને લાવનાર, મુક્તિયોગ્યગુણ પ્રકટાવનાર અને સર્વશ્રેષ્ઠ એવી ધર્મરૂપ ધોસરીને ધારણ કરો.

નોંધઃ—સંસાર આખો દુઃખમય છે પણ તે સંસાર બહાર નથી, નરકગતિ કે પશુગતિમાં નથી, તે સંસાર તો આત્માની સાથે જડાયેલો છે. વાસના એજ સંસાર–આસક્તિ એજ સંસાર. આવા સંસારથીજ દુઃખ જન્મે છે, પોષાય છે અને વધે છે. બહારનાં બીજાં શારીરિક કષ્ટો કે અકસ્માત આવી પડેલી સ્થિતિનું દુઃખ એ તો પતંગરંગ જેવું ક્ષણિક છે. તે દુઃખનું વેદન થવું કે ન થવું તેનો આધાર વાસના પર છે. આટલું જેણે જાણ્યું, વિચાર્યું અને અનુભવ્યું તેઓજ આ સંસારની પાર જવાનો પ્રયત્ન કરી શક્યા છે.

એમ કહું છું:—

એ પ્રમાણે મૃગાપુત્રનું અધ્યયન સમાપ્ત થયું.



# મહા નિર્ગ્રંથીય



## મહાનિર્ગ્રંથમુનિ સંબંધી

૨૦

કદાચ શરીરની વેદના હરવાનું ઔષધ હશે. બાહ્ય બંધનોની વેદના તોડવાનાં શસ્ત્રો પણ મળી આવશે. પરંતુ ઊંડી ઊંડી થતી આત્મવેદનાને દૂર કરવાનાં ઔષધ બહાર ક્યાંય નથી. આત્માની અનાથતાને દૂર કરવા માટે બહારનાં કોઈ સામર્થ્ય કામ આવી શકતાં નથી. પોતાના સનાથ માટે પોતેજ સાવધાન થવું ઘટે. બીજાં અવલંબનો એ જાદુગરના તમાસા છે. આત્માનાં અવલંબન એજ સાચાં સાથી છે.

અનાથી નામના યોગીશ્વર સંસારની અનિત્યતાને અનુભવી ચૂક્યા હતા. રાજ્યઋદ્ધિ જેવી સમૃદ્ધિ, અપાર વિલાસો અને તરુણિનાં પ્રલોભન તથા માતાપિતાનો અપાર સ્નેહ એ બધું તેમણે સરળતાથી છોડી દીધું હતું.

એકદા તરુણ વયના તે તેજસ્વી ત્યાગી ઉદ્યાનમાં એકાંત ધ્યાન ધરી રહ્યા હતા. તેજ ઉદ્યાનમાં અકસ્માતથી જઈ ચડેલો શ્રેણિક નામનો રાજગૃહીનો રાજવી યોગીશ્વરની પ્રસન્ન મુખમુદ્રા જળહળતી આત્મજ્યોત અને તરુણવયની ત્યાગદશા જોઈ મુગ્ધ બન્યો. શું આવા યુવાનો પણ ત્યાગી હોય ? એ વિચારે તેને બહુ બહુ ચકિત બનાવ્યો. એ યોગીના વિશુદ્ધ આંદોલને શ્રેણિકના અંતઃકરણમાં જે ક્રાંતિ મચાવી તેનું નિરીક્ષણ કરવું મુમુક્ષુને અતિઅતિ આવશ્યક છે.

ભગવાન બોલ્યાઃ—

[૧] અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સંયમી પુરુષોને ભાવથી નમસ્કાર કરીને પરમાર્થ (મોક્ષ) દાતા ધર્મની યથાર્થ શિક્ષાને કહીશ ધ્યાનપૂર્વક મને સાંભળો

નોંધ—સંયતપદ, અરિહંત આચાર્ય, ઉપાધ્યાય અને સંયમી પુરુષોનું બોધક છે

[૨] અપાર સંપત્તિના સ્વામી અને મગધ દેશના અધિપતિ શ્રેણિક મહારાજા મંડિત કુક્ષિ નામના ચૈત્ય તરફ વિહારયાત્રા માટે નીકળ્યા

[૩] ભિન્નભિન્ન પ્રકારના વૃક્ષો અને લતાઓથી વ્યાપ્ત વિવિધ ફળ અને પુષ્પોથી છવાયેલું અને વિવિધ પક્ષીઓથી સેવાયેલું તે ઉદ્યાન નંદનવન સરખું હતું

[૪] ત્યાં એક વૃક્ષના મૂળ પાસે બેઠેલા સુખને યોગ્ય, સુકોમળ, સમાધિસ્થ અને સંયમી સાધુને જોયા

[૫] તે નૃપતિ યોગીશ્વરનું રૂપ જોઇને તે સંયમીને વિષે અત્યંત આશ્ચર્ય પામ્યો

[૬] અહો ! કેવી કાંતિ ! અહો ! કેવું રૂપ ! અહો ! એ આર્યની કેવી સૌમ્યતા, ક્ષમા, નિર્લોભતા અને ભોગ પ્રત્યે *અનાસક્તિ છે !*

[૭] તે મુનિના બન્ને ચરણોને નમીને, પ્રદક્ષિણા કરીને અતિ દૂર નહિ કે અતિ પાસે નહિ તેમ ઉભા રહી હાથ જોડીને પૂછવા લાગ્યા

[૮] હે આર્ય! આવી તરુણાવસ્થામાં ભોગ ભોગવવાને વખતે પ્રવ્રજિત કેમ થયા? આવા ઉગ્ર ચારિત્રમાં આપે શી પ્રેરણાએ અભિનિષ્ક્રમણ કર્યું? આ વસ્તુને સાંભળવા ઇચ્છું છું.

[૯] (મુનિ બોલ્યાઃ-) હે મહારાજ! હું અનાથ છું. મારો નાથ (રક્ષક) કોઈ નથી. તેમ હજુ સુધી તેવા કોઇ કૃપાળુ મિત્રને હું પામી શક્યો નથી.

[૧૦] આ સાંભળીને મગધદેશના અધિપતિ શ્રેણિક રાજા હસી પડયા. શું આવા પ્રભાવશાળી અને સમૃદ્ધિવાળા આપને હજુ સુધી કોઇ સ્વામી ન મળ્યો?

**નોંધઃ**—યોગીશ્વરનું ઓજસ જોઈ તેનો સહાયક કોઇ ન હોય તે અસંગત લાગ્યું અને તેથીજ મહારાજાએ તેમ કહ્યું.

[૧૧] હે સંયમિન્! આપનો કોઈ નાથ (સહાયક) ન હોય તો હું થવા તયાર છું. મનુષ્યભવ ખરેખર દુર્લભ છે. મિત્ર અને સ્વજનોથી ઘેરાયેલા આપ સુખપૂર્વક મારી પાસે રહો અને ભોગોને ભોગવો.

[૧૨] હે મગધેશ્વર શ્રેણિક! તું પોતેજ અનાથ છે. જે પોતેજ અનાથ હોય તે બીજાનો નાથ શી રીતે થઇ શકે?

[૧૩] મુનિનાં વચન સાંભળી તે નરેંદ્ર વિસ્મિત થયો. આવું વચન તેણે કદી કોઇની પાસેથી સાંભળ્યું નહતું. તેથી તે વ્યાકુળ અને સંશયી બન્યો.

**નોંધઃ**—તેને એમ લાગ્યું કે આ યોગી મારાં શક્તિ, સામર્થ્ય અને સંપત્તિને જાણતા નહિ હોય, તેથી તેમ કહે છે

[૧૪] ઘોડાઓ, હાથીઓ અને કરોડો મનુષ્યો, શહેરો અને નગરી (વાળા અંગદેશ તથા મગધદેશ) નો હું ધણી છું. સુંદર

અંતઃપુરમાં હું મનુષ્ય સંબંધીના ઉત્તમ કામભોગોને ભોગવું છુ. મારી આજ્ઞા અને ઐશ્વર્ય અજોડ છે.

[૧૫] આવી મનવાંછિત વિપુલ સંપત્તિ હોવા છતા હું અનાથ શી રીતે? હે ભગવન્! આપનુ કહેલું કદાચ ખોટું તો નહિ હોય!

[૧૬] (મુનિએ કહ્યુ) હે પાર્થિવ! તું અનાથ કે સનાથના પરમાર્થને જાણી શકયો નથી. હે નરાધિપ! અનાથ અને સનાથના ભાવને જરાપણ સમજી શકયો નથી. (તેથીજ તને સંદેહ થાય છે.)

[૧૭] હે મહારાજ! અનાથ કોને કહેવાય છે? મને અનાથતાનું ભાન કયાં અને કેવી રીતે થયું અને કેમ પ્રવજ્યા લીધી તે બધુ સ્વસ્થ ચિત્ત રાખી સાંભળ.

[૧૮] પ્રાચીન શહેરોમાં સર્વોત્તમ એવી કોશાંબી નામની નગરી હતી અને ત્યાં પ્રભૂત ધનસંચય નામના મારા પિતા રહેતા હતા.

[૧૯] એકદા હે મહારાજ! તરણ વયમાં મને એકાએક આંખની અતુલ પીડા ઉત્પન્ન થઇ; અને તે પીડાથી આખા શરીરને દાહજ્વર શરૂ થયો

[૨૦] જેમ કોપેલો શત્રુ શરીરના કોમળ ભાગમાં અતિ તીક્ષ્ણ શસ્ત્રથી ઘોર પીડા ઉપજાવે તેવી તે આંખની વેદના હતી.

[૨૧] અને ઈદ્રના વજ્રની પેઠે દાહજ્વરની દારૂણ વેદના કેડના મધ્યભાગ, મસ્તક અને હૃદયને પીડવા લાગી.

[૨૨] તે વખતે વૈદ્યકશાસ્ત્રમાં નિપુણ અને જડીબુટ્ટી, મુળિયા તથા મંત્રવિદ્યામાં પારંગત, શાસ્ત્રમાં કુશળ અને ઔષધ કરવામાં ચતુર એવા ઘણા વૈદ્યાચાર્યો મારે માટે આવ્યા.

[૨૩] ચાર ઉપાયોથી યુક્ત અને એવી પ્રસિદ્ધ ચિકિત્સા તેમણે મારે માટે કરી પરંતુ તે સમર્થ વૈદ્યો મને તે દુઃખથી છોડાવી ન શક્યા એજ મારી અનાથતા.

[૨૪] મારે માટે પિતાશ્રી સર્વસંપત્તિ આપવા તૈયાર થયા. પરંતુ તે પણ દુઃખથી છોડાવવાને અસમર્થ નીવડ્યા એજ મારી અનાથતા.

[૨૫] વાત્સલ્યના સાગરસમી માતા પોતાના વહાલા પુત્રના દુઃખથી ખૂબ શોકાતુર થઇ જતી હતી પરંતુ તેથી મારું દુઃખ છૂટયું નહિ. એજ મારી અનાથતા.

[૨૬] માતાના એકજ ઉદરમાંથી જન્મેલા નાના અને મોટા ભાઇઓ પણ મને દુઃખથી છોડાવી ન શક્યા એ પણ મારી અનાથતા.

[૨૭] હે મહારાજ! નાની અને મોટી મારી સગી બેનો પણ આ દુઃખથી મને બચાવી ન શકી એ મારી અનાથતા નહિ તો બીજું શું?

[૨૮] હે મહારાજ! તે વખતે મારા પર અત્યંત સ્નેહવાળી અને પતિવ્રતા પત્ની આંસુભર્યા નયને મારું હૃદય ભીંજવી રહી હતી.

[૨૯] મારું દુઃખ જોઈ તે નવયૌવના મારાથી જાણે કે અજાણે અન્ન, પાન, સ્નાન કે સુગંધિત પુષ્પમાળા કે વિલેપન સુદ્ધા ભોગવતી ન હતી.

[૩૦] અને હે મહારાજ! એક ક્ષણ પણ તે ગૃહસ્વામિની અળગી થતી ન હતી. આખરે (એટલી અગાધ સેવા વડે પણ) તે મારી આ વેદનાને હઠાવી ન શકી તેજ મારી અનાથતા.

[૩૧] આવી ચારેકોરથી અસહાયતા અનુભવવાથી મેં વિચાર્યું કે

અનંત એવા આ સંસારમાં આવી વેદનાઓ ભોગવવી પડે તે બહુ બહુ અસહ્ય છે.

[૩૨] માટે આ વિપુલ વેદનાથી જો એકજવાર હું મૂકાઉં તો ક્ષાન્ત, દાન્ત અને નિરારંભી બની તુરતજ શુદ્ધ સંયમને ગ્રહણ કરીશ.

[૩૩] હે નરપતિ! રાત્રિએ એમ ચિંતવીને હું સૂઇ ગયો. અને રાત્રિ જેમ જેમ જતી ગઈ તેમ તેમ મારી તે વિપુલ વેદના ક્ષીણ થતી ગઈ.

[૩૪] ત્યારબાદ પ્રભાતે તો સાવ નીરોગી થઈ ગયો અને એ બધા સંબંધીઓની આજ્ઞા લઇને ક્ષાન્ત (સહિષ્ણુ), દાન્ત (દમિતેન્દ્રિય) અને નિરારંભી (પાપક્રિયાથી રહિત) થઇ સંયમી બન્યો.

[૩૫] ત્યાગ લીધા પછી હું મારો પોતાનો અને સર્વ ત્રસ (હાલતા ચાલતા જીવો તથા સ્થાવર સ્થિર) જીવો; એ બધાનો પણ નાથ (રક્ષક) થઇ શક્યો.

**નોંધઃ**—આસક્તિનાં બંધન છૂટવાથી પોતાનો આત્મા છૂટે છે. આવું આત્મિક સ્વાવલંબન એજ સનાથતા. આવી સનાથતા સાંપડે એટલે બહારની સહાયોની ઈચ્છાજ ન રહે. આવી સનાથતા પામે તે જીવાત્મા બીજા જીવોનો પણ નાથ બની શકે. બહારનાં બંધનોથી કોઇને છોડાવવાં તે કંઈ સાચી રક્ષા ન કહેવાય. પીડાતા પ્રાણીને આંતરિક બંધનોથી છોડાવવાં તેજ સાચું સ્વામિત્વ ગણાય. આવી સનાથતા એજ સાચી સનાથતા. આ સિવાયની બીજી બધી અનાથતાજ સમજવી.

[૩૬] (હે રાજન્!) કારણ કે આ આત્મા પોતેજ વૈતરણી નદી અને કૂટશાલ્મલીવૃક્ષ જેવો દુઃખદાયી તથા કામદુધા ગ અને નંદનવન સમાન સુખદાયી છે.

**નોંધઃ**—આ જીવાત્મા પોતાના પાપકર્મો વડે નરકગતિ જેવા અનંત દુઃખોને ભોગવે છે અને તેજ સત્ કર્મ વડે સ્વર્ગાદિ ગતિના વિવિધ સુખો ભોગવે છે.

[૩૭] આ આત્મા પોતેજ સુખ અને દુઃખોનો કર્તા અને ભોક્તા છે. અને આ આત્મા પોતેજ સુમાર્ગે રહે તો પોતાનો મિત્ર અને કુમાર્ગે રહે તો પોતેજ પોતાનો શત્રુ છે.

## આવી રીતે પોતાની પૂર્વાવસ્થાની પ્રથમ અનાથતા કહીને હવે બીજા પ્રકારની અનાથતા કહે છેઃ—

[૩૮] હે રાજન્ ! કેટલાક કાયર મનુષ્યો નિર્ગ્રંથ ધર્મને અંગીકાર તો કરી લે છે પણ પાળી શકતા નથી તે બીજા પ્રકારની અનાથતા છે. હે નૃપ ! તુ તે વસ્તુને બરાબર શાન્ત ચિત્તથી સાંભળ.

[૩૯] જે પાંચ મહાવ્રતોને ગ્રહણ કરી પછી અસાવધાનતાથી તે બરાબર પાળી શકતો નથી અને પોતાના આત્માને અનિગ્રહ (અસંયમ) કરી રસાદિ સ્વાદોમાં લુબ્ધ થાય છે તેવો ભિક્ષુ રાગ અને દ્વેષરૂપ સંસારના બંધનને મૂળથી છેદી શકતો નથી

**નોંધ.**—પ્રવ્રજ્યાનો હેતુ આસક્તિનાં બીજક ઉખેડવાનો છે વસ્તુ છોડવી સહેલી છે પણ વસ્તુની આસક્તિ છોડવી કઠણ છે. માટે મુનિએ સતત તેજ પ્રયત્ન કરવો જોઇએ

[૪૦] (૧) ઉપયોગપૂર્વક ગમનાગમન (૨) ભાષા (૩) એષણા (ભોજન વસ્ત્ર વગેરે ગ્રહણ કરવાની વૃત્તિ) (૪) ભોજન, પાત્ર, કંબલ, વસ્ત્રાદિનુ મૂકવુ તથા લેવુ. અને (૫) વધેલી આવશ્યક વસ્તુનો યોગ્ય સ્થળે ત્યાગ કરવો. આ પાંચ સમિતિઓમાં જે ઉપયોગ રાખતો નથી તે વીરપુરુષે આચરેલા (જિન) માર્ગમા જઇ શકતો નથી

[૪૧] જે લાંબા કાળસુધી મુણ્ડ (સાધુવ્રતની ક્રિયા) રુચિ થઈને પણ પોતાના વ્રતનિયમોમાં અસ્થિર થઇ જાય છે. અને તપશ્ચર્યાદિ અનુષ્ઠાનથી ભ્રષ્ટ થાય છે. તેવો સાધુ ઘણાં વર્ષો સુધી (ત્યાગ, સંયમ, કેશલુંચન અને બીજાં કષ્ટોથી ) પોતાના દેહને દુઃખ આપવા છતાં સંસારની પાર જઈ શકતો નથી.

[૪૨] તે પોલી મુઠી અને છાપ વિનાના ખોટા સિક્કાની માફક સાર ( મૂલ્ય ) રહિત બને છે અને કાચનો કટકો જેમ વૈડૂર્યમણિ પાસે નિરર્થક હોય છે તેમ જ્ઞાનીજનો પાસે તે નિર્મૂલ્ય થઈ જાય છે.

[૪૩] આ મનુષ્ય જન્મમાં રજોહરણાદિ મુનિનાં માત્ર ચિહ્નો રાખે અને માત્ર આજીવિકા ખાતર વેશધારી સાધુ બને તે ત્યાગી ન હોવાં છતાં પોતાને ત્યાગી કહેવડાવતો ફરે છે. આવો કુસાધુ પાછળથી બહુ કાળ સુધી ( નરકાદિ જન્મોની ) પીડા પામે છે.

[૪૪] જેમ તાળપુટ (હાથમાં લેવાથી તાળવું ફાટી જાય તેવું) વિષ ખાવાથી, અવ્યવસ્થિત ( અવળું ) શસ્ત્ર ગ્રહણ કરવાથી અને અવિધિથી મંત્રજાપ કરવાથી જેમ તે મારી નાખે છે તેજ રીતે વિષયભોગની આસક્તિથી યુક્ત હોય તો તે ચારિત્રધર્મ પણ તે ગ્રહણ કરનારને મારી નાખે છે. ( હલકી ગતિમાં લઈ જાય છે. )

**નોંધઃ**—જે વસ્તુ વિકાસને પંથે લઇ જાય છે તેજ વસ્તુ ઉલટી થાય તો નીચે પણ લઇ જાય છે.

[૪૫] લક્ષણવિદ્યા, સ્વપ્નવિદ્યા, જ્યોતિષ અને વિવિધ કુતૂહલ ( જાદુગર ) વિદ્યાઓમાં રક્ત થયેલા અને મેળવેલી હલકી વિદ્યાનાં પાપોથી પેટ ભરનારા તેવા કુસાધુને તે કુવિદ્યાઓ શરણભૂત થતી નથી.

**નોંધઃ**—વિદ્યા આત્મવિકાસ માટેજ હોય છે જો પતનનુ કારણ બને તો તે કુવિદ્યા કહેવાય

[૪૬] તે વેશધારી કુશીલ સાધુ પોતાના અજ્ઞાનરૂપ અંધકારથી સદા દુ ખી થાય છે અને ચારિત્ર ધર્મનો ઘાત કરી અહીં પણ વિપર્યાસ પામે છે અને પછી પણ નરક કે પશુયોનિમા ગમન કરે છે

[૪૭] જે સાધુ અગ્નિની માફક સર્વભક્ષી બનીને પોતાને માટે કરેલી, મૂલ્યથી લીધેલી, કે નિત્ય એક ઘેરથીજ મેળવેલી સદોષ ભિક્ષા પણ લીધા કરે છે, તે કુસાધુ પાપ કરીને મરી ગયા બાદ દુર્ગતિમા ચાલ્યો જાય છે.

**નોંધઃ**—જૈનભિક્ષુને બહુજ શુદ્ધ અને નિર્દોષ ભિક્ષાજ લેવાની હોય છે ભિક્ષા લેવા માટે બહુ કડક નિયમો તેને જાળવવા પડે છે

[૪૮] ગરદનને છેદનાર શત્રુ જે અનર્થ ન કરી શકે તે અનર્થ પોતાનો જીવાત્માજ કુમાર્ગે જાય તો કરી નાખે છે પરતુ જે સમયે તે કુમાર્ગે જતો હોય છે ત્યારે તેને વિચાર નથી આવતો. જ્યારે મૃત્યુના મુખમા જવુ પડે છે ત્યારેજ તે જાણી શકે છે અને પછી ખૂબ પસ્તાય છે.

[૪૯] એવા કુસાધુનો ત્યાગ પણ નિષ્ફળ નીવડે છે અને તેનો પુરુષાર્થ પણ વિપરીત થઈ જાય છે ભ્રષ્ટાચારીને આલોક કે પરલોકમા જરાપણ શાતિ થતી નથી તે (આતરિક અને બાહ્ય) બન્ને પ્રકારના દુ ખનો ભોગ બની જાય છે.

[૫૦] જેમ ભોગરસની લોલુપી (માસવાળી) પંખણી બીજા હિંસક પક્ષી વડે સપડાઇને પછી ખૂબ પરિતાપ કરે છે તેજ પ્રકારે દુરાચારી અને સ્વચ્છંદી સાધુ જિનેશ્વર દેવોના આ સન્માર્ગને વિરાધીને પછી મરણાન્તે બહુ બહુ પરિતાપ પામે છે.

[૫૧] આ જ્ઞાન અને ગુણથી યુક્ત એવી મધુર શિખામણ સાંભળીને ડાહ્યા અને બુદ્ધિમાન સાધક દુરાચારીઓના માર્ગને દૂરથીજ છોડીને મહા તપસ્વી મુનીશ્વરોના માર્ગે જવું.

[૫૨] એ પ્રમાણે જ્ઞાનપૂર્વક ચારિત્રના ગુણોથી ભરપૂર એવો સાધક શ્રેષ્ઠ સંયમને પાળીને તથા પાપરહિત બની પૂર્વકર્મને હઠાવીને આખરે સર્વોત્તમ અને સ્થિર એવા મોક્ષસ્થાનને પામી શકે છે.

[૫૩] આ પ્રમાણે કર્મશત્રુ પ્રત્યે ઉગ્ર, દમિતેન્દ્રિય, મહાતપસ્વી, વિપુલ યશસ્વી અને દ્રઢવ્રતવાળા મહામુનીશ્વરે (અનાથી-મુનીશ્વરે) સાચા નિર્ગ્રંથમુનિનુ મહાશ્રુત અધ્યયન અતિ વિસ્તારપૂર્વક શ્રેણિક મહારાજાને કહી સંભળાવ્યુ

[૫૪] સનાથતાના સાચા ભાવને સાંભળી સંતુષ્ટ થયેલા શ્રેણિક મહારાજાએ બે હાથ જોડી કહ્યુ કે હે ભગવન્! આપે મને સાચું અનાથપણુ સુંદર રીતે સમજાવી દીધું.

[૫૫] હે મહર્ષિ! ભલે તમને માનવજન્મ મળ્યો. ભલે તમે આવી કાંતિ, પ્રભાવ અને સૌમ્યતા પામ્યા. જિનેશ્વરના સત્યમાર્ગમાં (શ્રમણ માર્ગમાં) વ્યવસ્થિત રહેલા આપજ ખરેખર સનાથ અને સબાંધવ છો.

[૫૬] હે સંયમિન્! અનાથ જીવોના તમેજ નાથ છો. સર્વ પ્રાણીઓના આપજ રક્ષક છો. હે ભાગ્યવંત મહાપુરુષ! હુ આપની ક્ષમા યાચું છુ અને સાથે સાથે આપની શિખામણ વાંછું છું.

**નોંધઃ**—સંયમી પુરુષની આવશ્યકતાઓ બહુ ઓછી હોવાથી ઘણા જીવોને તે દ્વારા રાહત મળે છે. તે પોતે અભય હોવાથી તેનાથી બીજા નિર્ભય રહી શકે છે. સારાંશ કે, એક સંયમી કરોડોનો નાથ બની શકે છે.

[૫૭] હે સંયમિન્! આપને મેં પૂર્વાશ્રમની વિગત (જાણવા માટે) વારંવાર પૂછી આપના ધ્યાનમાં ભંગ પાડ્યો છે અને ભોગો

ભોગવો એમ (ત્યાગીને ન છાજતું) આમંત્રણ કર્યું છે તે બધા અપરાધોને આપ માફ કરજો.

[૫૮] રાજમંડળમા સિંહસમા શ્રેણિક મહારાજાએ એ પ્રમાણે પરમભક્તિથી તે શ્રમણસિંહની સ્તુતિ કરી. અને ત્યારથી તે વિશુદ્ધ ચિત્તપૂર્વક અંતઃપુર, સ્વજન, અને સકલ કુટુંબ સહિત જૈનધર્મના અનુયાયી બન્યા.

**નોંધઃ**--શ્રેણિક મહારાજા પ્રથમ બીજા ધર્મમાં હતા પરંતુ અનાથી મુનીશ્વરના પ્રબળ પ્રભાવથી આકર્ષાઇ તે જૈન ધર્મના અનુયાયી બન્યા હતા તેવી પરંપરા ચાલે છે.

[૫૯] મુનીશ્વરના અમૃત સમાગમથી તેનાં રોમેરોમ ઉલ્લસિત બન્યા. આખરે તે પ્રદક્ષિણા પૂર્વક શિરસા વંદન કરી પોતાને સ્થાને પધાર્યાં.

[૬૦] ત્રણ ગુપ્તિથી ગુપ્ત તથા ત્રણ દંડો (મનદંડ, વચનદંડ અને કાયદંડ) થી વિરક્ત અને ગુણની ખાણસમા અનાથીમુનિ પણ અનાસક્તરૂપે પંખીની પેઠે અપ્રતિબંધ વિહારપૂર્વક આ વસુધરામાં સુખસમાધિથી વિચરતા હતા.

**નોંધઃ**--સાચી સાધુતામા સનાથતા છે. આદર્શ ત્યાગમા સનાથતા છે. ભોગોના પ્રસંગમા અનાથતા છે, આસક્તિમા અનાથતા છે અને વૃત્તિ કે વાસનાની પરતંત્રતામા પણ અનાથતા છે. અનાથતાને છોડી સનાથ થવું–પોતેજ પોતાના મિત્ર થવું એ પ્રત્યેક મુમુક્ષુનું અનિવાર્ય કર્તવ્ય છે

એમ હું કહું છુ :—

એ પ્રમાણે મહા નિર્ગ્રંથ નામનુ વીસમું અધ્યયન સમાપ્ત થયુ.

# સમુદ્રપાલીય

## સમુદ્રપાલનું જીવન

## ૨૧

વાવેલું અફળ જતુંજ નથી. આજે નહિ તો કાળે કરીને પણ તે બીજ ફળવાનુંજ છે. શુભ વાવી શુભ પામી શુદ્ધ થવું એ આપણા જીવનનો હેતુ છે.

સમુદ્રપાલે પૂર્વે વાવ્યું હતું. અને શુભ વાવી શુભસ્થાનમાં યોજાઇ, મનગમતાં સાધનો પામ્યા. અને તેને ભોગવ્યાં પણ ખરાં ને તજ્યાં પણ ખરાં. પરંતુ તેનો હેતુ તો કંઈક જુદોજ હતો. અને તે હેતુ પાર પાડવા માટેજ જાણે ફાંસીને લાકડે જતા ચોરને નિમિત્તરૂપ જોયો ન હોય તેમ તેને જોતાંજ તેની દ્રષ્ટિનાં પડળો ખુલ્યાં. માત્ર વસ્તુપરજ નહિ પરંતુ વસ્તુના પરિણામ તરફ તેની દ્રષ્ટિ ગઇ. વાવેલું ઉદય આવ્યું, સંસ્કાર સ્ફુર્યા, પવિત્ર થવાની પ્રેરણા જાગી અને એ સમર્થ આત્માએ પોતાની સાધના પૂરી કરી.

ભગવાન બોલ્યા :—

[૧] ચંપા (નામની) નગરીમાં પાલિત નામે એક સાર્થવાહ રહેતો હતો. તે જ્ઞાતિનો વણિક અને મહાપ્રભુ ભગવાન મહાવીરનો શ્રાવક શિષ્ય હતો.

[૨] તે શ્રાવક નિર્ગ્રંથ પ્રવચનો ( શાસ્ત્રો ) મા બહુ કુશળ પંડિત હતો. એકદા વહાણુ રસ્તે પિહુણ્ડ નામના નગરમાં તે વ્યાપાર માટે આવી રહ્યો હતો.

નોંધઃ—આ પિહુણ્ડ નગરમાં ઘણાં વર્ષો સુધી તે રહ્યો હતો, ત્યાં

તેના વેપારની સારી જમાવટ થઈ હતી, અને ત્યાં એક વણિકની સ્વરૂપવતી કન્યાને પરણ્યો હતો. આ સંપૂર્ણ કથાનો સંબંધ અન્ય ગ્રન્થોમાં સવિસ્તર છે. જિજ્ઞાસુએ તે જોઈ લેવો. અહીં ખાસ આવશ્યક નોંધજ છે.

[૩] પિહુણ્ડ નગરમા વ્યાપારી તરીકે રહેતાં તેની સાથે કોઇ બીજા વણિકે પોતાની પુત્રી પરણાવી હતી. એમ ઘણો વખત જતાં તે બાઇ ગર્ભવતી થઈ. એ ગર્ભવતી પત્નીને સાથે લઇ હવે તે ( ઘણો વખત થઇ જવાથી ) પોતાના દેશ તરફ આવવા નીકળ્યો.

[૪] તે પંથે ચાલતાં પાલિતની સ્ત્રીએ, સમુદ્રમાંજ પુત્રને પ્રસવ કર્યો. તે બાલક, સમુદ્રમાં જન્મવાથી તેનું નામ સમુદ્રપાલ રાખવામાં આવ્યું.

[૫] તે વણિક શ્રાવક વગેરે બધાં કુશળતાથી ચંપાનગરીમાં પોતાને ઘેર પહોંચ્યાં, અને તેને ઘેર તે બાળક સુખપૂર્વક ઉછરવા લાગ્યો.

[૬] જોનારને વલ્લભ લાગે તેવો અને સૌમ્ય કાન્તિવાળો તે બુદ્ધિમાન બાળક ક્રમપૂર્વક બોતેર કળાઓમાં અને નીતિશાસ્ત્રમાં પંડિત થયો. અને અનુક્રમે હવે યૌવનને પણ પ્રાપ્ત થયો.

[૭] પુત્રની યુવાનવય જોઇને તેના પિતાએ ( અપસરા જેવી ) રૂપવતી રૂપિણી કન્યા સાથે તેને પરણાવ્યો. તે સમુદ્રપાલ રમણીય મહેલમાં દોગુન્દક ( વિલાસી ) દેવની પેઠે ક્રીડા કરી રહ્યો છે અને ભોગો ભોગવી રહ્યો છે.

[૮] ( આવી રીતે ભોગજન્ય સુખો ભોગવતાં ભોગવતાં કેટલાક કાળ પછી ) એકદા તે મહેલના ગોખમાં બેસી નગરચર્યા જોવામાં લીન થયો છે. તેવામાં મારવાનાં-ચિહ્ન સહિત

વધ્યભૂમિ પર લઈ જવાતા એક ચોરને તેણે જોયો.

**નોંધઃ**—તે સમયમાં ફાંસી પર ચડાવતાં પહેલાં ખૂબ વિરૂપ ધામધૂમથી ગુનેગારને લઈ જવામાં આવતો હતો. તેના ચિહ્ન તરીકે ગળામાં કણેરની માળા, ફુટેલો ઢોલ, ગર્દભસવારી અને બંધન રાખવામાં આવતા.

[૯] તે ચોરને જોઈને ખુબ વિચારો આવી ગયા અને વૈરાગ્યભાવે તે સ્વયં કહેવા લાગ્યો કે અહો! કેવા અશુભ કર્મોનાં કડવાં ફળો આ પ્રત્યક્ષ ભોગવવાં પડે છે?

**નોંધઃ**—'જેવું કરીએ તેવું પામીએ' આ અચળ સિદ્ધાંત સમુદ્રપાલના અંગેઅંગમાં વ્યાપક થઈ ગયો. કર્મના અચળ કાયદાએ તેને કંપાવી મૂકયો. ભોગજન્ય આ સુખોનાં પરિણામ શાં? હું શું કરી રહ્યો છું? મારૂં અહીં આગમનનું પ્રયોજન શું? આવી અનેક વિચારશ્રેણિઓ સતત જાગી ઉઠી.

[૧૦] અને તેજ વખતે ઊંડાં ચિંતનના પરિણામે જાતિસ્મરણ જ્ઞાન જન્મ્યું, સાચું તત્ત્વ સમજાયું અને પરમ સંવેગ જાગ્યો. સાચા વૈરાગ્યના પ્રભાવે માતાપિતાના અંતઃકરણ સંતુષ્ટ કરી આખરે તેમની આજ્ઞા લઇ પ્રવ્રજ્યા સ્વીકારી અને તે સંયમી બન્યા.

[૧૧] મહા ક્લેશ, મહા ભય, મહા મોહ, અને મહા આસક્તિના મૂળરૂપ લક્ષ્મી તથા સ્વજનોના મોહમય સંબંધને છોડી ત્યાગધર્મને રુચિપૂર્વક સ્વીકાર્યો અને પાંચ મહાવ્રત તથા સદાચારોને આરાધવા લાગ્યા. તેમજ પરિષહને જીતવા લાગ્યા.

**નોંધઃ**—પાંચ મહાવ્રત એ મુનિઓના મૂળગુણો છે. તેનું સ્થાન જીવનના અણુઅણુમાં હોવું ઘટે અને બાકીના ઉત્તરગુણો છે તેનો સંગ્રહ મૂળગુણની પુષ્ટિ માટે હોય છે.

[૧૨] અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચે

મહાનતોને અંગીકાર કરીને તે વિદ્વાન મુનીશ્વર જિનેશ્વરએ ફરમાવેલા ક્રમમાં ગમન કરે છે.

## જિનેશ્વરે ફરમાવેલા ત્યાગમાર્ગમાં ભિક્ષુએ કેમ વર્તવું તે નીચે બતાવે છે.

[૧૩] ભિક્ષુએ આખા વિશ્વના સમસ્ત જીવો પર દયાનુકંપી અને હિતચિંતક થવું. ભિક્ષુ જીવનમાં આવેલું બધું કષ્ટ ક્ષમા રાખી સહેવું. સદા પૂર્ણ બ્રહ્મચારી અને સંયમીજ રહેવું તથા ઇંદ્રિયોને વશ કરી, પાપના યોગ (વ્યાપાર) ને સર્વથા તજી દઈ સમાધિપૂર્વક ભિક્ષુધર્મમાં ગમન કરવું.

[૧૪] જે સમયે જે ક્રિયા કરવાની હોય તેજ કરવી. દેશપ્રદેશમાં વિચરતા રહેવું. કોઈપણ કાર્ય કરતા પહેલાં પોતાની શક્તિ કે અશક્તિનું માપ કાઢી લેવું. કોઈ કઠોર કે અસભ્ય શબ્દો કહે તો સિંહની માફક ડરવું નહિ, કે સામે થઈ અસભ્ય પણ બોલવું નહિ

**નોંધઃ**—ગમે તે ક્ષેત્રમાં હોવા છતાં સાધુજીવનની દિનચર્યાને યોગ્યજ કાર્ય કરતા રહેવું. ભિક્ષા ટાણે સ્વાધ્યાય કરવો અને સ્વાધ્યાયને વખતે સૂઈ જવું એવી અકાળ ક્રિયાઓ ન કરતા સર્વસ્થળે વ્યવસ્થિતજ રહેવું.

[૧૫] સંયમીએ પ્રિય કે અપ્રિય જે કંઈ થાય તે તરફ તટસ્થ રહેવું. કષ્ટ આવે તો તેની ઉપેક્ષા કરી બધું સંકટ સહન કરી લેવું. બધું પોતાના કર્મવશાતજ થાય છે. માટે નિરુત્સાહ ન થવું અને નિંદા થાઓ કે પ્રશંસા થાઓ તે સંબંધમાં કશું લક્ષ્ય આપવું નહિ.

**નોંધઃ**—પૂજનની ઈચ્છા ન રાખવી અને નિન્દાને મનમાં ન લાવવી. કેવળ સત્યશોધક થઈ સત્ય આચરણ કરતા રહેવું.

[૧૬] મનુષ્યોના અનેક પ્રકારના અભિપ્રાયો હોય છે. માટે ભિક્ષુએ

તેનું જ્ઞાનપૂર્વક સમાધાન કરવું. અને મનુષ્ય, પશુ કે દેવોના અતિ અતિ ભયંકર ઉપસર્ગો પણ સહન કરવા.

**નોંધઃ**—અહીં લોકરુચિ અને લોકમાનસને ઓળખવાનું અને સમભાવથી તેનો સમન્વય કરવાનું બતાવી ત્યાગીની ફરજ સમજાવી છે (એ પ્રમાણે પાલિત નામના મુનિ વિચરતા હતા.

[૧૭] જ્યારે દુઃખે કરીને સહી શકાય તેવા પરિષહો (વિવિધ સંકટો) આવે છે ત્યારે કાયર સાધકો શિથિલ થઈ જાય છે. પરંતુ લડાઇને મોખરે રહેલા હાથીની પેઠે તે ભિક્ષુ (પાલિત) જરા પણ ખેદ પામ્યા ન હતા.

[૧૮] તેજ પ્રમાણે આદર્શ સંયમી ટંડી, તાપ, ડાંસ, મચ્છરના સ્પર્શો કે વિવિધ રોગો જ્યારે શરીરને સ્પર્શે ત્યારે ખેદ કર્યા વિના સહન કરે અને તે બધું પૂર્વે કરેલાં કર્મોનુંજ પરિણામ જાણી કષ્ટો સહી કર્મોને ખપાવે.

[૧૯] વિચક્ષણ ભિક્ષુ સતત રાગ, દ્વેષ અને મોહને છોડીને જેમ વાયુથી મેરુ કંપતો નથી તેમ પરિષહોથી કંપે નહિ પણ પોતાના મનને વશ રાખી તે બધું સમભાવે સહન કરે.

[૨૦] ભિક્ષુએ ન ગર્વિષ્ઠ થવું કે ન કાયર થવું. ન પૂજન ઇચ્છવું કે ન નિન્દા કરવી. પરંતુ સમુદ્રપાલની પેઠે સરલ ભાવ સ્વીકારીને રાગથી વિરક્ત રહી (જ્ઞાન, દર્શન અને ચારિત્રદ્વારા) નિર્વાણ માર્ગની ઉપાસના કરવી.

[૨૧] (સાધુએ) સંયમને વિષે અણગમો કે અસંયમમાં રાગ ઉપજે તો નિવારવો, સંગથી દૂર રહેવું, આત્મહિતચિંતક થવું. તેમજ શોક, મમતા અને પરિગ્રહની તૃષ્ણા છેદી, સમાધિવંત થઈ પરમાર્થપદમાં સ્થિર થવું

[૨૨] આજ પ્રમાણે સમુદ્રપાલ યોગીશ્વર આત્મરક્ષણ અને પ્રાણી-

રક્ષક બની ઉપલેપ વિનાનાં અને પોતાને ઉદ્દેશીને નહિ બનાવેલાં એવાં જ એકાંતસ્થાનોમાં વિચરે છે અને વિપુલ યશસ્વી મહર્ષિઓએ જે જે આચરણો આચર્યાં હતા તેને આચરે છે, તેમજ આવી પડેલા અનેક સંકટોને પોતાના શરીરદ્વારા સહી લે છે.

[૨૩] યશસ્વી અને જ્ઞાની એવા સમુદ્રપાલ મહર્ષિ નિરંતર જ્ઞાનમાં આગળ વધ્યા અને ઉત્તમ ધર્મ ( સંયમધર્મ ) ને આચરીને આખરે કેવળ ( સંપૂર્ણ ) જ્ઞાનના ધણી થયા. અને જેમ આકાશમાં સૂર્ય શોભે તેમ મહીમંડલમાં આત્મજ્યોતિથી ઓપવા લાગ્યા.

[૨૪] પુણ્ય અને પાપ એમ બન્ને પ્રકારના કર્મોને ખપાવીને શરીર અધ્યાસથી સર્વ પ્રકારે છૂટી ગયા. (શૈલેશી અવસ્થા પામ્યા). અને આ સંસારસમુદ્રની પાર જઈને સમુદ્રપાલ અપુનરાગતિ ( અપુનરાગમન ) અર્થાત્ સિદ્ધગતિને પામ્યા.

**નોંધઃ**—શૈલેશી અવસ્થા એટલે અડોલ અવસ્થા. જૈનદર્શનમાં આવી સ્થિતિ નિષ્કર્મી યોગીશ્વરની થાય છે. અને આવી ઉચ્ચ દશા પામ્યા પછી તુરતજ, તે આત્મસિદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય છે.

સરળ ભાવ, તિતિક્ષા, નિરભિમાનિતા, અનાસક્તિ, નિંદા કે પ્રશંસા બન્ને સ્થિતિમાં સમાનતા, પ્રાણી માત્ર પર સમભાવ. એકાંતવૃત્તિ અને સતત અપ્રમત્તતા, આઠ ગુણો એ ત્યાગધર્મની ઇમારતના પાયા છે. તે પાયા જેટલા પરિપક્વ અને પુષ્ટ તેટલુંજ ત્યાગી જીવન ઉચ્ચ અને સુવાસિત. એ સુવાસમાં અનંતભવની વાસનામય દુર્ગંધ નષ્ટ ભ્રષ્ટ થઈ જીવાત્મા ઊંચી ને ઊંચી ભૂમિકામાં જઇ આખરે અંતિમ લક્ષ્યને પામી જાય છે.

એમ કહું છું.

એ પ્રમાણે સમુદ્રપાલીય નામનું એકવીસમું અધ્યયન સમાપ્ત થયું.

# રથનેમીય

રથનેમિનું

૨૨

શરીર, સંપત્તિ અને સાધનો પૂર્વ પુણ્યથી પ્રાપ્ત થાય છે, પુણ્યાનુબંધી પુણ્ય હોય તો પ્રાપ્ત થયેલાં સાધનો સન્માર્ગે જ યોજાય છે અને ઉપાદાનમાં સહકારી નીવડે છે.

શુદ્ધ ઉપાદાન એટલે જીવાત્માની ઉન્નત દશા. આવી ઉન્નત દશાવાળો આત્મા ભોગોના પ્રબળ પ્રલોભનોમાં પડવા છતાં સહજનિમિત્ત મળે કે સહેજે છટકી જાય છે.

નેમિનાથ કૃષ્ણવાસુદેવના પિત્રાઈ ભાઈ હતા. પૂર્વભવના પ્રબળ પુરુષાર્થથી તેનું ઉપાદાન શુદ્ધ થયું હતું. તેનો અંતરાત્મા સ્ફટિક જેવો ઉજ્જ્વળો હતો. હજુએ તેને ઉન્નતદશામાં જવું હતું તેથીજ આ ઉત્તમ રાજકુળમાં મનુષ્યભવે તેનું આગમન થયું હતું.

ભરયૌવન, સર્વાંગ સૌમ્ય શરીર, વિપુલ સમૃદ્ધિ પામ્યા છતાં તેનું મન તેમાં રાચ્યું ન હતું. પરંતુ કૃષ્ણમહારાજના અતિ આગ્રહવશાત્ તેમનું સગપણ ઉગ્રસેન મહારાજની રંભા સમાન સ્વરૂપવતી પુત્રી રાજીમતી સાથે થયેલું.

ભરપુર ઠાઠમાઠથી આખા યાદવકુળ સાથે તે કુમાર પરણવા ચાલ્યા. રસ્તામાં બાંધેલાં પશુઓના પોકાર સાંભળી સારથિને પૂછ્યું કે આ બિચારાં શા સારુ પીડાય છે? સારથિએ કહ્યું:–

પ્રભુ ! એ તો આપના લગ્નમાં આવેલા મીજમાનોના ભોજન માટે બાંધી રાખ્યાં છે.

મારા લગ્નનિમિત્તે આ ઘોર હિંસા ? તેજીને ટકોરો બસ છે. તેજ વખતે લગ્નના હર્ષ સુકાઈ ગયા. એ રાજકુમાર પરણ્યા વિના ઘેર પાછા વળ્યા અને આખરે યુવાનવયમાં રાજપાટ અને ભોગવિલાસ એ બધું તજી મહાયોગી થયા.

સહજ વિચાર જીવનના કેવા પલટા કરી મૂકે છે ? સાવધ થયેલો આત્મા શું નથી કરી શકતો ?

ભગવાન બોલ્યા:—

[૧] પૂર્વે શૌર્યપુર (સોરીપુર) નામના નગરમાં રાજલક્ષણોથી યુક્ત અને મહાન ઋદ્ધિમાન એક વસુદેવ નામના રાજા થઇ ગયા હતા.

નોંધ:—આ કથા સંબંધ વખતે તે રાજગાદી પર આવ્યા ન હતા અર્થાત્ યુવરાજ હતા.

[૨] તેને દેવકી અને રોહિણી નામની બે સ્ત્રીઓ હતી અને તે પૈકી રોહિણીને બલભદ્ર (બલદેવ) અને દેવકીને કૃષ્ણવાસુદેવ એવા બે મનોહર કુમારો હતા.

[૩] તેજ શૌર્યપુર નગરમાં બીજા પણ એક મહાન ઋદ્ધિમાન અને રાજલક્ષણોથી યુક્ત એવા સમુદ્રવિજય નામે રાજા હતા.

[૪] તેમને શિવા નામે પત્ની હતાં. અને તેની કૂખેથી જન્મેલો એક મહા યશસ્વી આખા લોકનો નાથ અને ઇંદ્રિયોને દમન કરનારાઓમાં શ્રેષ્ઠ એવો અરિષ્ટનેમિ નામનો ભાગ્યવંત પુત્ર હતો.

[૫] તે અરિષ્ટનેમિ શૌર્ય, ગાંભીર્ય આદિ ગુણોથી તેમજ સુસ્વરથી

યુક્ત અને ( સાથિઆ, શખ, ચક્ર, અને ગદા વગેરે ) એક હજારને આઠ ઉત્તમ લક્ષણોથી સહિત હતા તેમનું ગોત્ર ગૌતમ હતુ અને શરીરનો વર્ણ શ્યામ હતો

[૬] તેઓ વજ્રઋષભનારાચસઘયણ અને સમચતુરસ્ર સસ્થાન (ચારે બાજુથી જે શરીરની આકૃતિ સમાન હોય તે ) વાળા હતા તેનું પેટ મચ્છ સમાન રમણીય હતું તે નમીશ્વર સાથે પરણાવવા માટે કેશવ ( શ્રીકૃષ્ણ ) મહારાજાએ રાજીમતી નામની કન્યાનુ માગુ કર્યું

**નોધ**—સઘયણ એટલે શરીરનો બાધો તે બાધાઓ પાચ પ્રકારના હોય છે તે પૈકી વજ્રઋષભનારાચસઘયણ સર્વ શ્રેષ્ઠ છે તે શરીર એટલુ તો મજબુત હોય છે કે મહાપીડાને પણ તે સહજ રીતે સહી શકે છે નેમિરાજ બાલપણથીજ સુસસ્કારી હતા ગૃહસ્થાશ્રમ ભોગવવાની તેમને લેશમાત્ર ઈચ્છા ન હતી તે વૈરાગ્યમા તલ્લીન હતા પરતુ તેમના બધુ કૃષ્ણમહારાજની આજ્ઞાને આધીન બની તે મૌન રહ્યા તે મૌનનો લાભ લઈ કૃષ્ણમહારાજે ઉગ્રસેન મહારાજા પાસે રાજીમતીનુ માગુ કર્યું હતુ

[૭] તે રાજીમતી કન્યા પણ ઉત્તમકુળના રાજવી ઉગ્રસેનની પુત્રી હતી તે સુશીલા, સુનયના અને સ્ત્રીઓના સર્વોત્તમ લક્ષણોથી સપન્ન હતી, તેની કાન્તિ, સૌદામિની જેવી મનોહર અને વિદ્યુત જેવી તેજસ્વી હતી

[૮] ( જ્યારે કૃષ્ણમહારાજાએ તેની માગણી કરી ત્યારે ) તેના પિતાજીએ વિપુલ સમૃદ્ધિવાળા વાસુદેવને કહી મોકલાવ્યુ કે તે કુમાર શ્રી ( નેમિનાથ ) અહી પરણવા પધારે તો હુ કન્યા (અવશ્ય) આપી શકુ

**નોધ**—તે વખતે ક્ષત્રિયકુળોમા કન્યાના સ્નેહીજનો કન્યાને સાથે લઈ વરરાજાને સ્થાને આવતા અને ત્યા મડપ રચી મોટી ધામધૂમથી લગ્ન કરતા અને કેટલાક કુળોમા વરરાજાને બદલે તેમનુ (તરવાર

ચિહ્ન મોકલી કન્યાને તેની સાથે પરણાવી લાવતા. તેથીજ અહીં કમરોને આ નવી માગણી કરી હોય તેવું જણાય છે.

[૯] નેમિરાજને ઉચિત દિવસે ઉત્તમ પ્રકારની ઔષધિઓથી સ્નાન કરાવ્યુ અને કરેલાં મંગળ કાર્યો સાથે કપાળમા મંગળ તિલક પણ કર્યુ. ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો પહેરાવ્યા અને તેમને હાર વગેરે ઉત્તમ પ્રકારના અલંકારોથી વિભૂષિત કર્યા.

[૧૦] વાસુદેવ ગજના ( ૮૨ લાખ હાથીઓમાં ) સૌથી મોટા મદોન્મત્ત ગંધહસ્તી પર તે આરૂઢ થયા, અને જેમ મસ્તક ૫ર ચૂડામણિ શોભે તેમ શોભવા લાગ્યા.

[૧૧] તેના ઉપર ઉત્તમ છત્ર અને બે ચામરા ઢોળાઇ રહ્યાં હતાં અને તે દશ દશાર્હ વગેરે સર્વ યાદવોના પરિવારથી ચારે બાજુ વિંટળાઇ રહ્યા હતા.

[૧૨] તેની સાથે હસ્તી, ઘોડા, રથ અને પાયદળ એમ ચાર પ્રકારની સુવ્યવસ્થિત શણગારેલી સેના હતી. અને તે સમયે ભિન્નભિન્ન વાજિંત્રોના દિવ્ય અને ગગનસ્પર્શી અવાજે આકાશ ગજાવી મૂક્યું હતુ.

[૧૩] આવી સર્વોત્તમ સમૃદ્ધિ અને શરીરની ઉત્તમ કાન્તિથી ઓપતા તે યાદવકુળના આભૂષણરૂપ નેમીશ્વર પોતાના ભુવનથી ( પરણવા માટે ) બહાર નીકળ્યા.

[૧૪] પોતાના શ્વસુરગૃહે લગ્નમંડપમા પહોચે તે પહેલાંજ રસ્તામાં જતાં જતાં વાડામા અને પાંજરામાં પુરાએલાં, દુઃખિત અને મરણના ભયથી ત્રાસ પામેલાં પ્રાણીઓને તેણે નજરોનજર જોયાં

નોંધઃ—આ પ્રાણીઓ લગ્નનિમિત્તે ભોજન માટે રાખવામાં આવ્યાં હતાં કારણકે તે વખતે કેટલાક ક્ષત્રિય રાજાઓ કે જે જૈન ધર્મને પામી શક્યા ન હતા તે આવી અનર્થ હિંસાઓ કરતા હતા.

[૧૫] માંસભક્ષણ કરવા માટે રોકેલા અને તેથી મૃત્યુની સમીપ પહોંચેલાં એવાં પ્રાણીઓને જોઇને તે બુદ્ધિમાન નેમિનાથ સારથિને સંબોધીને આ પ્રમાણે બોલ્યાઃ—

[૧૬] સુખના ઇચ્છુક એવા આ પ્રાણીઓને શા સારુ વાડામાં અને આ પાંજરાઓમાં રૂંધી રાખ્યાં હશે?

[૧૭] આ સાંભળીને સારથિએ કહ્યુંઃ—એ બધા નિર્દોષ જીવો આપનાજ આ વિવાહકાર્યમાં આવેલા લોકોને જમાડવા માટે અહીં રોકી રાખ્યાં છે.

[૧૮] "તમારા લગ્ન નિમિત્તે ઘણા જીવોનો વિનાશ!" આ વચન સાંભળીને સર્વ જીવો પર અનુકંપા ધરાવનાર બુદ્ધિમાન નેમિરાજ ખૂબજ વિચારમાં પડી ગયા.

[૧૯] જો મારાજ કારણથી આવા અસંખ્ય નિર્દોષ જીવો હણાઇ જતા હોય તો તે વસ્તુ મારે માટે આ લોક - પરલોક ઉભયમાં લેશ માત્ર કલ્યાણકારી નથી

નોંધઃ—અનુકંપાશક્તિના દિવ્યપ્રભાવે તેના હૃદયને હલમલાવી મૂક્યું પ્રથમ તેણે વિચાર્યું કે લગ્નક્રિયા જેવી સામાન્ય ક્રિયામાં પણ આવી ઘોર હિંસા! લેશ રસાસ્વાદમાં આટલો અનર્થ! સંસારના પામર જીવો શું અન્યનાં દુઃખ પારખવાની લાગણી સાવ ખોઇ બેઠા હશે? આવો સામાન્ય વિચાર પણ તેમને કેમ સ્ફુરતો નહિ હોય? ખરેખર જ્યાં તે દૃષ્ટિજ નથી ત્યાં વિચાર શાના હોય? જ્યાં અંધ અનુકરણ છે ત્યાં વિવેક ક્યાંથી જન્મે? આવા અનર્થ સંયોગોથી શો લાભ? આવા સંબંધોમાં પતન સિવાય ઉન્નતિ ક્યાં હતી? આવા ગંભીર ચિંતનના પરિણામે તેને તીવ્ર નિર્વેદ થયો સંસારની આસક્તિ ઉડી ગઈ રમણીનાં કોમળ પ્રલોભનનો લેપ તેને લોભાવી ન શક્યો.

[૨૦] તુરતજ તે યશસ્વી નેમિનાથે પોતાના કાનના યુગલ (બન્ને)

કુંડલ, કમરનું ચિહ્નભૂત સૂત્ર તથા બધા આભૂષણો માગીને અર્પણ કર્યાં અને ત્યાંથીજ પાછા વળી ગયા

**નોંધ** —ઐતિહાસિક નોંધ મળે છે કે નમિનાથ તેજ સમયે ગાગર ન વધતા ઘર તરફ પાછા વળ્યા એમ મક ભારી બતના પરિવર્તન તેમના સ્નેહીજનોને અસહ્ય ખેદ કરાવનાર પણ તો બહુ બહુ કહેવા તા પાછા ન વળ્યા અને વૈરાગ્ય પ્રબળજ થતો ગયો વર્ષીદાન (પ્રત્યેક તીર્થકર દીક્ષા લીધા પહેલા એક વર્ષ સુધી મહામૂના દાન કરે છે તે) દઈ આખરે એક હજાર સાધકો સાથ દીક્ષિત થયા

[૨૧] નેમિનાથે ઘેર આવી જેવું ચારિત્ર લેવાનું મન કર્યું કે તેજ વખતે તેમના પૂર્વ પ્રભાવથી ત્રેસઠ દિવ્યઋદ્ધિ અને મોટી પરિષદ સાથે ઘણા (લોકાંતિક) દેવો ત્યાં ભગવાનનું નિષ્ક્રમણ કરાવવા માટે મનુષ્યલોકમાં ઉતર્યા

**નોંધઃ**—નેમિનાથ એ જૈનશાસનના ૨૪ તીર્થંકરો (સર્વોત્તમ ભગવાનો) પૈકીના બાવીસમા તીર્થંકર હતા ઘણા ભવોના તીવ્રતર પુરુષાર્થ પછીજ તીર્થંકર પદ પ્રાપ્ત થાય છે જે સમયે તીર્થંકર દેવ અભિનિષ્ક્રમણ કરે છે તે વખતે દેવગતિમાના જે પ્રશસ્ત દેવો ત્યાં આકર્ષાય છે તે લોકાંતિક દેવો તરીકે ઓળખાય છે

[૨૨] આવી રીતે અનેક દેવો અને અનેક મનુષ્યના પરિવારથી વિંટાયેલા તે નેમિશ્વર રત્નની પાલખી પર આરૂઢ થયા અને દ્વારકા (તેમના નિવાસસ્થાન) નગરીથી નીકળી રૈવતક (ગીરનાર) પર્વતમાં આવેલા ઉદ્યાનમાં ગયા

[૨૩] ઉદ્યાને પહોંચ્યા પછી તુરતજ દેવે બનાવેલી ઉત્તમ પાલખીમાંથી ઉતરી પડયા અને એક હજાર સાધકોની સાથે તેણે ચિત્રાનક્ષત્રમાં સાધુ પ્રવ્રજ્યા સ્વીકારી લીધી

**નોંધ** —શ્રી કૃષ્ણના આઠ પુત્રો, બળદેવના ૭૨ પુત્રો, શ્રી કૃષ્ણના ૫૬૩ ભાઈઓ, ઉગ્રસેન રાજાના આઠ પુત્રો, નેમનાથના ૨૮ ભાઈઓ, દેવસેનમુનિ વગેરે ૧૦૦ અને ૨૧૦ યાદવપુત્રો તથા આઠ મોટા રાજાઓ,

એક અશ્વાભ, બીજો તેનો પુત્ર અને ત્રીજા વરદત્ત એમ બધા મળી એકી સાથે એક હજાર પુરુષ સાથે ચિત્રાનક્ષત્રમાં ઘેરથી નેમિનાથ નીકળ્યા હતા.

[૨૪] ( પાલખીથી ઉતર્યાં પછી ) પ્રવ્રજ્યા લેતી વખતે શીઘ્ર તેણે સુગન્ધમય, સુકોમળ અને વાંકડિયા વળેલા કેશનું તુરતજ પોતાને હાથેજ પાંચ મુષ્ટિઓથી લુંચન કર્યું અને સમાધિપૂર્વક સાધુતા સ્વયં સ્વીકારી લીધી.

[૨૫] જિતેન્દ્રિય અને મુંડત થયેલા તે મુનીશ્વરને વાસુદેવે કહ્યું:– હે સંયતીશ્વર! આપના ઇચ્છિત શ્રેય ( મુક્તિ ) ને શીઘ્ર પામો.

[૨૬] અને જ્ઞાન, દર્શન તથા ચારિત્રવડે તેમજ ક્ષમા તથા નિર્લોભતાના ગુણો વડે આગળ અને આગળ વધો. ( આ કેવું સુંદર આશીર્વચન છે ! સાચો સંબંધ આનેજ કહેવાય. )

**નોંધઃ**—જ્ઞાન, દર્શન અને ચારિત્ર. એ ત્રણની પૂર્ણ સાધના થયેથી જૈનદર્શન મુક્તિ માને છે. જ્ઞાન એટલે આત્માની ઓળખાણ. દર્શન એટલે આત્મદર્શન અને ચારિત્ર એટલે આત્મરમણતા. આ ત્રિપુટીની તન્મયતા જેમ જેમ વૃદ્ધિગત થતી જાય તેમ તેમ કર્મનાં બંધનો શિથિલ થાય અને કર્મોથી સાવ મુક્ત થઈ જવાય તે સ્થિતિને મુક્તિ કહેવાય.

[૨૭] એ પ્રમાણે બળભદ્ર, કૃષ્ણ મહારાજ, યાદવો અને ઇતર નગરજનો અરિષ્ટનેમિને વંદન કરીને ત્યાંથી પાછા દ્વારકા નગરીમાં આવ્યા.

[૨૮] આ તરફ તે રાજકન્યા રાજીમતી; અરિષ્ટનેમિએ એકાએક દીક્ષા લીધી તે વાત સાંભળીને હાસ્ય અને આનંદથી રહિત થઇ અને શોકના ભારથી મૂર્છિત થઈ જમીન પર ઢળી પડી.

[૨૯] સ્વસ્થ થયા પછી રાજીમતી ચિંતવવા લાગી કે હું જેનાથી

તજ્યાં તે યુવાન રાજપાટ અને ભોગસુખને તજી યોગી બન્યા અને હું હજુએ અહીંજ છું માટે જીવનને ધિક્કાર છે. મારે દીક્ષા લેવી તેજ કલ્યાણકારી છે

[૩૦] ત્યારબાદ પૂર્ણ વૈરાગ્યથી પ્રેરિત થઈ ધીરજવાળી તે રાજીમતીએ કાળા ભમર જેવા અને નરમ દાંતીયાથી ઓળેલા વાળોનું પોતાની મેળેજ લુંચન કર્યું અને યોગિની બની ગઈ.

[૩૧] કૃષ્ણ વાસુદેવે મુંડિત અને જિતેન્દ્રિય રાજીમતીને કહ્યું કે હે પુત્રી ! આ ભયંકર એવા સંસાર સાગરને જલદી જલદી તરી જજે.

[૩૨] તે બ્રહ્મચારિણી અને વિદુષી રાજીમતી દીક્ષિત થઈ ત્યારે તેની સાથે ઘણી સાહેલીઓએ અને સેવિકાઓએ પ્રવજ્યા ગ્રહણ કરી હતી.

[૩૩] એકદા ગીરનાર પર્વતમાં જતા જતા માર્ગમા અત્યંત વૃષ્ટિ થવાથી રાજીમતીનાં ચીવરો ભીંજાયાં. અને અંધકાર થવાથી એક પાસેની ગુફામાં જઈને ઉભા રહ્યા.

**નોંધ:**—અકસ્માતથી જે ગુફામાં રાજીમતી આવી લાગ્યા તેજ ગુફામા સમુદ્રવિજયના અંગજાત રાજપુત્ર રથનેમિ કે જે યૌવનવયમા ત્યાગી બન્યા હતા તે ધ્યાન ધરી ઉભા હતા

[૩૪] ગુફામા કોઈ નથી તેમ અંધારામા જાણવાથી રાજીમતી માત્ર નગ્ન થઈ પોતાનાં ભીંજાયેલા ચીવરો મોકળાં કરવા લાગ્યા આ દ્રશ્યથી રથનેમિ ભગ્નચિત્ત ( વિષયાકુળ ) થઈ ગયા તેવામાજ એકાએક રાજીમતીએ પણ તેમને દીઠા.

**નોંધ:**—એકાંત અતિ ભયંકર વસ્તુ છે. બીજરૂપ રહેલો વિકાર એકાંતમા રાખવામા છુપાયેલા અગ્નિની માફક ઝળકી ઉઠે છે. સ્ત્રી અને પુરુષનો આકસ્મિક સહવાસ પણ અડોલ યોગીને ચલિત બનાવે છે.

ઊંચે ચડેલો રથનેમિ આવા લેશ નિમિત્તથી ક્ષણવારમાં નીચે પટકાઈ પડે છે.

[૩૫] ( રથનેમિને જોતાં વારજ ) એકાંતમાં તે સંયમીને જોઇને રાજીમતી ભયભીત બની ગઈ. ( અજાણતાં મુનિ સમક્ષ નગ્ન બની જવાયું એ ) ભયથી કંપવા લાગી. અને પોતાના બન્ને હાથથી ગોપન કરી બેસી ગઇ

**નોંધઃ**—વસ્ત્રો દૂર પહોળાં કર્યા હતાં. સ્થળ એકાંત હતું. અબળાજાતિગત લજ્જા અને ભયની લાગણીઓનું દ્વંદ્વ જાગ્યું હતું. આ વખતે તેણે બેસી જઇ પોતાના બન્ને હાથથી મર્કટબંધ આસન બનાવી પોતાનાં બધાં ગુહ્ય અંગો ગોપવી લીધાં-છુપાવ્યાં.

[૩૬] તે વખતે સમુદ્રવિજયના અંગજાત રાજપુત્ર રથનેમિ રાજીમતીને ભયભીત થયેલી જોઇ આ પ્રમાણે બોલ્યાઃ—

[૩૭] હે સરલે ! હું રથનેમિ છું. હે રૂપવતિ ! હે મંજુલ ભાષિણિ ! મારાથી લેશમાત્ર તમને દુઃખ નહિ થાય. હે કોમલાંગિ ! મને સેવો.

[૩૮] આ મનુષ્યભવ દુર્લભ છે. માટે આવો, આપણે ભોગોને ભોગવીએ. તેમાંથી તૃપ્તિ મેળવ્યા પછી ભુક્ત-ભોગી થઈ આપણે બન્ને જિનમાર્ગને આચરીશું. ( સંયમ ગ્રહણ કરીશું ).

[૩૯] આવી રીતે સંયમમાં કાયર અને વિકાર જીતવાના ઉદ્યોગમાં સાવ પરાભવ પામેલા તે રથનેમિને જોઇને રાજીમતી સ્વસ્થ થયાં. સ્ત્રીશક્તિથી પોતાના આત્માને ઉન્નત બનાવી તેજ વખતે પોતાનાં વસ્ત્રોને લઇ શરીર આચ્છાદિત કર્યું.

[૪૦] પોતાની પ્રતિજ્ઞા અને વ્રતમાં દૃઢ થતાં અને પોતાની જાતિ, કુળ અને શીયળનું રક્ષણ કરતાં તે રાજકન્યા રથનેમિને ઉદ્દેશી આ પ્રમાણે બોલ્યાં :—

[૪૧] અ કદાચ તુ રૂપમા સાક્ષાત કામદેવ હો, લીનામા સાક્ષાત નળકુબેર હો કે પ્રત્યક્ષ શક્રેન્દ્ર હો, તો પણ હુ તને ન ઇચ્છુ

[૪૧] બ અગધન કુળમા ઉત્પન્ન થયેના સર્પો ઝગઝગતી અગ્નિમા બળી મરવુ પસદ કરે છે પણ વમેનુ વિષ ફરીથી પીવાનુ ઇચ્છતા નથી

[૪૨] અપયશના આભનાષિન્ ' તને ધિક્કાર હો ' કે જે તુ વાસનામય જીવન માટે વમેના ભોગોને ભોગવવા ઇચ્છે છે. એવા પતિત જીવન કરતા તારુ મૃત્યુ વધારે ઉત્તમ છે

[૪૩] હુ ભોજકવિષ્ણુની પૌત્રી અને ઉગ્રસેન મહારાજાની પુત્રી છુ અને તુ અધકવિષ્ણુનો પૌત્ર અને સમુદ્રવિજય મહારાજાનો પુત્ર છે રખે આપણે ગધનકુળના સર્પ જેવા થઇએ ' ઓ સયમીશ્વર ' નિશ્ચળ થઈ સયમમા સ્થિર થા

**નોધ** —શ્રી હરિભદ્ર સૂરિના કથન પ્રમાણે ડૉ. હર્મન જેકોબી પોતાની પ્રસ્તાવનામા લખે છે કે ભોગરાજ એ અશુદ્ધ રૂપ છે પરતુ તેને બદલે ભોજરાજ જોઇએ આ ભોજરાજનુ અપર નામજ ઉગ્રસેન છે અને અધકવિષ્ણુનુ અપર નામજ સમુદ્રવિજય છે આથી તે બન્ને વ્યક્તિઓ ભિન્નભિન્ન નથી કિન્તુ એકજ છે

[૪૪] હે મુનિ ' જે જે સ્ત્રીઓને જોઇશ અને તે સ્ત્રીઓને જોયા પછી જો આમ કામભોગોની વાસના રાખ્યા કરીશ તો સમુદ્રકિનારે હડ નામનુ વૃક્ષ જેમ પવનથી ઉખડી જાય છે તેમ તારો આત્મા ઉચ્ચ ભૂમિકાથી પાતત થશે

[૪૫] જ જેમ ગોવાળ ગાયોને હાકતા છતા ગાયોનો ધણી નથી પણ લાકડીનો ધણી છે અને ભડારી દ્રવ્યનો ધણી નહિ પણ ચાવીનો ધણી છે તેમ તુ પણ જો વિષયાભિલાષી રહીશ તો સયમ પાળતા છતા ચારિત્રનો ધણી નહિ પણ વેશનોજ માત્ર ધણી રહીશ

[૪૫] વ. માટે હે રથનેમિ ! ક્રોધ, માન, માયા અને લોભને દબાવી તારી પાંચે ઇંદ્રિયોને વશ કરીને તારા આત્માને કામભોગોમાંથી પાછો વાળ.

[૪૬] બ્રહ્મચારિણી અને સાધ્વીના આ આત્મસ્પર્શી અને સચોટ વચનોને સાંભળી જેમ અંકુશ વડે મદોન્મત્ત હાથી વશ થાય તેમ રથનેમિ શીઘ્ર વશ થયા અને સંયમધર્મમાં બરાબર સ્થિર થયા.

**નોંધઃ**—ત્યાં હાથીરૂપ રથનેમિ, માવતરૂપ રાજીમતી અને અંકુશરૂપ વચનો હતાં. રથનેમિનો વિકાર ક્ષણવારમાં ઉપશાંત થયો અને પોતાનું ભાન થવાથી તે પશ્ચાત્તાપપૂર્વક પોતાના માર્ગમાં સ્થિર થયા. ચારિત્રનો પ્રભાવ શું ન કરે !

ધન્ય હો એ જગજ્જનની બ્રહ્મચારિણી મૈયાનો માતૃશક્તિનાં આ દિવ્ય આંદોલન આજે પણ સ્ત્રીશક્તિની ભવ્યતાની સાક્ષી પૂરી રહ્યાં છે.

[૪૭] રથનેમિ આજથી મન, વચન અને કાયાથી સુસંયમી અને સર્વોત્કૃષ્ટ જીતેન્દ્રિય બની ગયા. તથા જીવનપર્યંત પોતાના વ્રતમાં અખંડ દૃઢ રહ્યા અને ચારિત્રને મરણાંત સુધી અડગ નિભાવી રાખ્યું.

**નોંધઃ**—રાજીમતીના વચનના પ્રભાવે તેનાં રોમેરોમમાં વાસ કર્યો. તે ત્યાગી કદી ન પડે તેવા મેરુ સમાન નિષ્કંપાયમાન રહ્યા.

[૪૮] એ પ્રમાણે આખરે ઉગ્ર તપશ્ચર્યા કરીને એ બન્ને (રાજીમતી અને રથનેમિ) કેવળી (કેવળજ્ઞાનધારી) થયા અને સર્વ કર્મોનાં બંધન દૂર કરી ઉત્તમ એવી સિદ્ધગતિને પામ્યા.

[૪૯] જેમ તે પુરુષશ્રેષ્ઠ રથનેમિએ વચનયોગથી મનને શીઘ્ર વશ કરી લીધું તેમ વિચક્ષણ અને તત્ત્વજ્ઞ પુરુષો પણ વિષય ભોગોથી નિવૃત્ત થઈ પરમ પુરુષાર્થ કરે.

**નોંધઃ**—સ્ત્રીશક્તિ કોમળ છે. તેની ગતિ મંદ છે. તેનું ઐશ્વર્ય લજ્જાથી વીંટાયેલું છે. સ્ત્રીશક્તિનો સૂર્ય લજ્જાનાં વાદળોથી ઘેરાયેલો છે પણ તે ક્યાં સુધી ? સમય ન આવે ત્યાં સુધી.

સમય આવે ત્યારે લજ્જાનાં વાદળાં વિખરાઇ જાય છે. કોમળતા પ્રચંડતામાં પલટાઈ જાય છે અને તે તેજસ્વી સૂર્ય ઝળહળી ઉઠે છે. ત્યાં જગતનું સર્વબળ પરાસ્ત થાય છે. પુરુષ શક્તિનો આવેશ પૂરો થઈ ઓસરી જાય છે. અને આખરે એ શક્તિનો વિજય થાય છે.

રથનેમિ પૂર્વના યોગીશ્વર હતા. આત્મધ્યાનમાં મસ્ત રહેનારા હતા. પરંતુ વિકારનાં બીજ બાળવા માટે તો તેટલો અને તેવો પ્રયત્ન અપર્યાપ્ત હતો તેથીજ તેમ બનવા પામ્યું હતું.

આ પ્રસંગે રાજીમતીનું તીવ્ર તપોબળ અને નિર્વિકારતા સહજસિદ્ધ થાય છે. આવા કટોકટીના પ્રસંગમાં તેનું આ ધૈર્ય અને આ પરાક્રમ એ તેનાં આત્મઓજસની પ્રતીતિ છે.

રથનેમિ પણ પૂર્વયોગી હતા એટલેજ આત્મભાનમાં આવી શક્યા. અન્યથા પરિણામ શું આવત તે કલ્પના બહારની વસ્તુ છે. અહીં તેને માત્ર ટકોર જોઇતી હતી. તે મળી અહીં

ધન્ય હો–ધન્ય હો એ યોગિની અને યોગીશ્વરને !!! પ્રલોભનના પ્રબળ નિમિત્તમાં સપડાવા છતાં એ બન્ને આત્માઓ અડગ રહ્યા, અને સાધનો સાધી આત્મજ્યોતિમાં સ્થિર થયા.

એમ કહું છું :—

એ પ્રમાણે રથનેમિ સંબંધીનું બાવીસમું અધ્યયન સમાપ્ત થયું.



# કેશિગૌતમીય

## કેશીમુનિ તથા ગૌતમનો સંવાદ

### ૨૩

પાંચ મહાવ્રતો એ મૂળગુણ કહેવાય છે. તેજ આત્મોન્નતિના સાચાં સાધન છે બાકીની ઇતર ક્રિયાઓ ઉત્તરગુણો કહેવાય છે અને તે મૂળગુણની પુષ્ટિ માટે યોજાયેલી છે.

મૂળ ધ્યેય કર્મબંધનથી મુક્ત થવું કે મુક્તિ મેળવવી તે છે અને તે માર્ગે જવાનાં મૂળભૂત તત્ત્વોનો કોઇ પણ કાળે, કોઇ પણ સમયે, કોઇ પણ સ્થિતિમાં પલટો થઇ શકે નહિ. તે સત્ય તો ત્રિકાલાબાધિત હોય છે. તેને કોઇ પણ પલટાવી શકેજ નહિ.

પરંતુ ઉત્તરગુણો અને ક્રિયાનાં વિધિવિધાનોમાં કાળ કે સમય પ્રમાણે પલટા થયા છે, થાય છે અને થવાના. સમયધર્મનો સાદ સાંભળ્યા વિના ગતિ કર્યા કરવામાં ભય અને હાનિ રહેલાં છે સમયધર્મને ઓળખી સરળમાર્ગથી કેવળ આત્મલક્ષ્ય રાખી ચાલવામાં સત્યની, ધર્મની અને શાસનની રક્ષા સમાયેલી છે

આજથી ૨૫૦૦ વર્ષ પહેલાં ભગવાન મહાવીરના સમયની આ વાત છે ભગવાન મહાવીરે સમયધર્મને ઓળખી સાધુજીવનની ચર્યામાં મહાન પલટો કર્યો હતો. પૂર્વથી ચાલી આવતી પાર્શ્વનાથની પરંપરા કરતાં નૂતનતા લાવી મૂકી હતી. અને કડક વિધિવિધાનો સ્થાપી જૈન શાસનનો પુનરુદ્ધાર કર્યો હતો સમયધર્મને ઓળખવાથી જૈનશાસનની ધર્મધ્વજા તે સમયના વેદ અને બૌદ્ધ શાસનના શિરપર ફરકવા લાગી હતી.

ભગવાન પાર્શ્વનાથની પરંપરાને માનતા કેશી શ્રમણ સપરિવાર વિહરતા વિહરતા શ્રાવસ્તીમાં પધારેલા. તેજ વખતે ભગવાન મહાવીરના ગણધર ગૌતમ પણ સપરિવાર ત્યાં પધાર્યા. બન્ને સમુદાયો મળ્યા, પરસ્પરના શિષ્યોને ધર્મ એક અને ક્રિયા ભિન્ન જોઇ આશ્ચર્ય થયું. શિષ્યોની શંકા નિવારવા બન્ને ઋષિપુંગવો મળ્યા, ભેટયા, વિચારોનો સમન્વય કર્યો અને આખરે ત્યાં પણ કેશી મુનીશ્વરે મહાવીરના પંચમહાવ્રતધર્મને સ્વીકારી લીધો અને ભગવાન મહાવીરની પરંપરામાં જૈનશાસનનો જયજયકાર બોલાવ્યો.

ભગવાન બોલ્યા:—

[૧] સર્વજ્ઞ (સર્વ પદાર્થો અને તત્ત્વોના સંપૂર્ણ જ્ઞાતા), અર્દ્-ધર્મરૂપ તીર્થના સ્થાપક અને આખા લોકના પૂજનીય એવા પાર્શ્વનામે અર્હન્ જિનેશ્વર થઈ ગયા હતા.

**નોંધઃ**—આ વાર્તા પ્રસંગે ભગવાન મહાવીરનું શાસન પ્રવર્તતું હતું મહાવીર પહેલાં ત્રેવીશ તીર્થંકરો ધર્મના પુનરુદ્ધારક પુરુષો થઈ ગયા. તે પૈકી ત્રેવીશમા પ્રભુ પાર્શ્વ થયા હતા. પાર્શ્વપ્રભુનો આત્મા તો સિદ્ધ થયો હતો. આ વખતે માત્ર તેમનાં દિવ્ય આંદોલનો અને તેમનું અનુયાયીમંડળ અહીં હસ્તી ધરાવતું હતું.

[૨] લોકાલોકની સર્વ વસ્તુપર જ્ઞાનપ્રદીપ (જ્યોતિ) ના પ્રકાશનાર તે મહાપ્રભુના શિષ્ય મહા યશસ્વી અને જ્ઞાન તેમજ ચારિત્રના પારગામી એવા કેશીકુમાર નામના શ્રમણ તે સમયે વિદ્યમાન હતા.

[૩] તે કેશીકુમાર મુનિ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અને અવધિજ્ઞાન એ ત્રણે જ્ઞાનથી ભરપૂર હતા. એકદા બહોળા શિષ્યસમુદાય સાથે ગામોગામ વિચરતા વિચરતા શ્રાવસ્તી નગરીમાં પધાર્યા.

**નોંધઃ**—જૈનદર્શનમાં જ્ઞાનની પાંચ ભૂમિકાઓ છેઃ-(૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિજ્ઞાન (૪) મનઃપર્યાય જ્ઞાન અને (૫) કેવળજ્ઞાન. મતિજ્ઞાન

કે મતિઅજ્ઞાન અને શ્રુતજ્ઞાન કે શ્રુતઅજ્ઞાન આખા સંસારના જીવોમાં તરતમ ભાવે હોય છે જ્ઞાન શુદ્ધ હોય તોજ સજ્જ્ઞાન કહેવાય છે ને જ્ઞાન અશુદ્ધ કે વિપર્યાસવાળુ હોય તેને અજ્ઞાન કહે છે સમ્યક્ અવબોધ તે મતિજ્ઞાન અને તેનાથી વિશિષ્ટ જ્ઞાન તે શ્રુતજ્ઞાન આ જ્ઞાન જેટલુ વિપુલ તેટલો બુદ્ધિવૈભવ વધુ હોવાનો અવધિજ્ઞાન ઉચ્ચ કોટિના મનુષ્યોને અને દેવોને હોય છે અને તે દ્વારા સુદૂર રહેલા પદાર્થોના પૂર્વ, વર્તમાન અને ભાવિ ભાવોને પણ જાણી શકાય છે આ ત્રણે જ્ઞાનો અશુદ્ધ પણ હોઇ શકે છે અને જો અશુદ્ધ હોય તો અનુક્રમે મતિઅજ્ઞાન શ્રુત અજ્ઞાન અને વિભંગજ્ઞાન તરીકે ઓળખાય છે મનપર્યાય એ શુદ્ધજ જ્ઞાન છે અને તે જ્ઞાન ઉચ્ચ ભૂમિકાના સંયમી યોગીનેજ થાય છે તે દ્વારા તે બીજાના મનની વાત બરાબર જાણી શકે છે સર્વથી વિશુદ્ધ અને કેવળ આત્મભાનજ હોય છે તેને કેવળજ્ઞાન કહેવાય છે આ જ્ઞાન તો કર્મના આવરણો સંપૂર્ણ બળ્યા પછીજ ઉત્પન્ન થાય છે આ જ્ઞાન ઉત્પન્ન થનારનેજ સર્વજ્ઞ કહેવાય છે તેવા સર્વજ્ઞ પુરુષોને સંસારમા ફરીવાર જન્મ લેવો પડતો નથી (જ્ઞાનના પ્રકારોનુ વિસ્તૃત વર્ણન નંદીજી વગેરે સૂત્રોમાં જોઈ લેવુ)

[૪] તે શ્રાવસ્તી નગરીમા નગર મ[illegible]ની બહાર એક તિન્દુ-નામનુ એકાંત (ધ્યાનયોગ્ય ભૂમિ) ઉદ્યાન હતુ ત્યા પવિત્ર અને જીવરહિત ધામની શય્યા અને આસનો વાચી તે વિશુદ્ધ ભૂમિમા તેણે વાસ કર્યો

[૫] તે સમયમા વર્તમાન ઉદ્ધારક અને ધર્મતીર્થના સંસ્થાપક એવા જીનેશ્વર ભગવાન વર્ધમાન આખા વિશ્વમા [illegible] રૂપે પ્રસિદ્ધ થઇ ચુકયા હતા

[૬] લમ્બા જ્ઞાનપ્રદ્યોતથી પ્ર[illegible]ના પ્ર[illegible] ને [illegible] શિષ્ય જ્ઞાન તથા ચારિત્રના પા[illegible] [illegible] ગૌતમ હતા

[૭] [illegible] અંગોના પ્રખ[illegible] [illegible]

સમુદાય સાથે ગામોગામ વિચરતા વિચરતા શ્રાવસ્તી નગરી મા પધાર્યા

**નોંધઃ**—અત્યારે તે બાર અંગોમાનાં અગિયાર વિદ્યમાન છે અને એક દ્રષ્ટિવાદ નામનું અંગ ઉપલબ્ધ થતુ નથી. તે અંગોમા પૂર્વ તીર્થંકરોના અને ભગવાન મહાવીરના અનુભવી વચનામૃતો છે

[૮] તે નગર નજીકની સમીપ એક કોષ્ટક નામનુ ઉદ્યાન હતુ ત્યા વિશુદ્ધ સ્થાન અને તૃણાદિની આચત્ત શય્યા યાચી નિવાસ કર્યો.

[૯] એ પ્રમાણે શ્રાવસ્તી નગરીમા કુમાર શ્રમણ કેશી મુનિ અને મહાયશસ્વી ગૌતમ મુનિ એ બન્ને જણ સુખપૂર્વક અને ધ્યાનમગ્ન સમાધિપૂર્વક રહેતા હતા.

**નોંધઃ**—તે સમયે ગામની બહારના ઉદ્યાનોમાં ત્યાગી પુરુષો નિવાસ કરતા. ગામમા જઈ ભિક્ષા માગી સંયમી જીવન ગુજારતા

[૧૦] એકદા (ભિક્ષાચરી કરવા નીકળેલા) તે બન્નેના શિષ્ય સમુદાય કે જે પૂર્ણ સંયમી, તપસ્વી, ગુણી અને 'છકાયરક્ષક' (પૂર્ણ અહિંસક) હતા. તેમને પરસ્પરના એકજ માર્ગ હોવા છતા વેશ અને બાહ્યક્રિયા ભિન્ન જોવાથી પરસ્પર વિચાર ઉદ્ભવ્યો.

[૧૧] આ ધર્મ વળી કેવો ? અને અમે પાળીએ છીએ તે ધર્મ કેવો ? આ આચાર ધર્મની ક્રિયા કેવી અને અમે પાળીએ છીએ તે કેવી ?

**નોંધઃ**—ભગવાન પાર્શ્વનાથનો કાળ ઋજુ અને પ્રાજ્ઞ કાળ હતો. તે વખતના મનુષ્યો સરળ અને બુદ્ધિમાન હતાં અને તેથી તે પ્રકારની ધર્મ રચના પ્રવર્તતી હતી તે વખતે માત્ર ચાર વ્રતો હતા. વસ્ત્રો પણ રંગીન મનોહર વપરાતા. કારણ કે સુંદર વસ્ત્રપરિધાનમા કે જીર્ણ વસ્ત્ર પરિધાનમાં મુક્તિ નથી. મુક્તિ તો નિરાસક્તિમા છે તેમ ધારી તે

વખતે તે પ્રણાલિકા ચલી હતી અને આજ સુધી વિદ્યમાન હતી એમ જિનધર્મને માનવા છતા બાહ્યક્રિયામા આટઆટલુ અંતર શાથી? તે શંકા થવી સ્વાભાવિક જ છે એ બન્ને ગણધરો તો જ્ઞાની જ હતા તેને આ વસ્તુમા કંઈ મહત્ત્વ કે નિકૃષ્ટત્વ નહોતુ લાગતુ પરતુ આવી શંકા શિષ્યવર્ગને થાય તે સ્વાભાવિક હતુ તેનુ સમાધાન કરવા માટે પરસ્પર મિલન કરી સમન્વય કરી લેવો તે પણ મહાપુરુષોની ઉદારતા અને સમયસૂચકતાજ સૂચવે છે

[૧૨] ચાર મહાનતરૂપ ધર્મ કે જે ભગવાન પાર્શ્વનાથે કહ્યો છે અને પાચ મહાનતરૂપ ધર્મ ભગવાન મહાવીરે કહ્યો છે તો તે બેન્નો હેતુ શો?

[૧૩] વળી અ પોપધિ (શ્વેત વસ્ત્ર અને અવસ્ત્ર) વાળા આ સાધુ આચાર કે જે ભગવાન મહાવીરે ફરમાવ્યા છે, અને આ પચરંગી વસ્ત્રો પહેરવાનો સાધુ આચાર કે જે ભગવાન પાર્શ્વનાથે બતાવ્યો છે તે બન્નેમા તત્ત્વ શુ? આવુ અતર શા માટે? જો બન્નેના એકજ ધ્યેય છે તો ક્રિયાભેદ પણ શા માટે?

**નોધ**—તે વખતે બન્ને પ્રકારના મુનિવરો હતા જેમાના એક જિનકલ્પી અને બીજા સ્થવિર કલ્પી કહેવાતા જિનકલ્પી સાધુઓ દેહાધ્યાસ છોડી કેવળ આત્મપરાયણ રહેતા સ્થવિર કલ્પીઓનું કામ તેથી વિશેષ કપરુ હતુ તેમને સમાજના સગમા રહેવા છતા નિરાસક્તપણે કામ કરવાનું હતુ અને આત્મકલ્યાણ અને પરકલ્યાણ બન્ને હેતુ જાળવી આગળ વધવાનુ હતુ તેઓ સ્વલ્પ પરિગ્રહ રાખતા પણ તેમા મમત્વ ન રાખતા તે પરિગ્રહ રાખીને પણ જિનકલ્પીનો મહાન આદર પામે તેવી આત્માની ઉજ્જ્વલતા અને જાગૃતિ સતત રાખતા

[૧૪] કેશીમુનિ અને ગૌતમમુનિ એ બન્ને મહાપુરુષોએ પોતાના શિષ્યોનો આ સશય જાણીને તેનુ નિવારણ કરવા માટે મમુદાય સહિત પરસ્પર સમાગમ કરવાની ઈચ્છા વ્યક્ત કરી

**નોંધ:**—ગૌતમ કેશીમુનિ કરતાં વયે નાના હતા. પરંતુ જ્ઞાનમાં મોટા હતા. તે સમયે ગૌતમમુનિને ચાર જ્ઞાન હતા (૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિજ્ઞાન (૪) મનઃપર્યાવજ્ઞાન

[૧૫] વિનય, ભક્ત તથા અવસરના જાણ ગૌતમસ્વામી શિષ્ય-સમુદાય સાથે કેશીમુનિ ( પાર્શ્વનાથના અનુયાયી છે માટે ) નુ વડીલ કુળ જાણી તેમની પાસે તિન્દુક વનમા પોતે જાતે આવ્યા

**નોંધ:**—ભગવાન પાર્શ્વનાથ, ભગવાન મહાવીર પહેલાં થયા છે માટે તેના અનુયાયી પણ વડીલ ગણાય. તે વિનય જાળવવા પોતે જ્ઞાની હોવા છતા ત્યા પધાર્યા આજ નમ્રતા અને જ્ઞાનપાચનનુ ચિહ્ન છે.

[૧૬] શિષ્ય સમુદાય સાથે ગૌતમ સ્વામીને સ્વયં આવતા જોઇને કેશીકુમાર હર્ષઘેલા થઈ ગયા અને તેમનુ આતિથ્ય સુન્દર રીતે કરવા લાગ્યા.

**નોંધ:**—વેશ અને સમાચારી ભિન્ન છતા સંભોગ-સાપ્રદાયિક વ્યવહારનાં ભૂત ત્યાં નડયાં નહિ જ્યાં વિશુદ્ધ પ્રેમ ઉછળતો હોય અને સંપ્રદાયનો કદાગ્રહ ન હોય ત્યા તેનું વિષવાતાવરણ હોયજ શાનું ? વાહ ! તે ક્ષણ કેવી અપૂર્વ છે ? આવા સંતસમાગમની એકજ ક્ષણ કરોડો જન્મોનાં પાતકને લય કરી નાખે છે.

[૧૭] કેશીકુમાર શ્રમણ ગૌતમ ભગવાનને આવતા દેખી ઉત્સાહથી તેમને અનુરૂપ અને પ્રાસુક ( જીવરહિત શાલીનુ, વ્રીહિનુ, કોદરીનુ અને ગળ નામે વનસ્પતિનુ એમ ) ચારે જાતના પરાળ (ઘાસ) અને પાચમુ ડાભ અને તૃણના આસનો લઇ લઇને કેશીમુનિ તથા તેમના શિષ્ય સમુદાય ગૌતમમુનિ અને તેમના શિષ્ય સમુદાયને તે પર બેસાડે છે

[૧૮] તે વખતનુ દ્રશ્ય અનુપમ લાગતુ હતું. કુમાર કેશીશ્રમણ અને મહા યશસ્વી ગૌતમમુનિ બન્ને જણ ત્યાં બેઠા બેઠા

જાણે સૂર્ય અને ચન્દ્રજ ન ગેના હોય ! તેવી રીતે શોભી રહ્યા હતા

[૧૯] આ પરસ્પરના વિચારવાદનુ કુતૂહલ જોવા માટે મૃગના જેમ ઉંડ અગ્ન સાધુઓ અને કુતૂહલી જનો તથા પાખંડીઓ પણ હાજર થઇ ગયા હતા તેમજ લાખોની સંખ્યામા ગૃહસ્થો પણ ત્યા એકઠા થયા હતા

[૨૦] (ગગનમાર્ગે અદ્રશ્ય રૂપે) દેવો, દાનવો, ગાંધર્વો, યક્ષો, રાક્ષસો, કિનરો તથા અદ્રશ્ય રહેલા અનેક ભૂતો પણ ત્યા આ દ્રશ્ય જોવા માટે એકઠા થયા હતા

[૨૧] તે વખતે પ્રથમજ કેશીમુનિએ ગૌતમને ઉદ્દેશીને કહ્યુ — હે ભાગ્યવંત ! તમને પ્રશ્નો પૂછવા ઇચ્છુ છુ આ પ્રમાણે બોલતા કેશીમહારાજર્ષિને સંબોધીને ભગવાન ગૌતમ આ પ્રમાણે બોલ્યા —

[૨૨] હે ભગવન્ ! આપની ઇચ્છા હોય (આપને યોગ્ય લાગે) તે આપ ભલે પૂછો આ પ્રમાણે જ્યારે ગૌતમમુનિએ કેશીમુનિને ઉદારતા પૂર્વક કહ્યુ ત્યારે અનુજ્ઞા પામેલા કેશી ભગવાને ગૌતમમુનિને આ પ્રમાણે કહ્યુ —

[૨૩] હે મુને ! ચાર મહાવ્રતરૂપ ધર્મ ભગવાન પાર્શ્વનાથે કહ્યો છે, પરંતુ ભગવાન મહાવીર તો પાચ મહાવ્રત રૂપે ધર્મને કહે છે

નોંધ—યામનો અર્થ અહીં મહાવ્રત લીધા છે

[૨૪ તો એક કાર્ય (મોક્ષના હેતુ) મા પહોંચવાને યોજાયેલા એ બન્નેના આ ભિન્નભિન્ન વેશ અને જુદા જુદા આચારનુ પ્રયોજન શુ હશે ? હે બુદ્ધિમાન ગૌતમ ! આ એકજ માર્ગ-

માં બે પ્રકારના વિવિધ ધર્મ કેમ પ્રવર્તે છે ? ( તેમાં શું આપને સંશય કે આશ્ચર્ય નથી થતું ? )

[૨૫] આ પ્રમાણે બોલતા કેશી શ્રમણને ઉદ્દેશીને ગૌતમમુનિએ આ પ્રમાણે કહ્યું :—શુદ્ધ બુદ્ધિ વડેજ ધર્મતત્ત્વનો તથા પરમાર્થનો નિશ્ચય કરી શકાય છે.

**નોંધ:**—જ્યાં સુધી તેવી શુદ્ધ અને ઉદાર બુદ્ધિ હોતી નથી ત્યાં સુધી સાધ્ય કરતાં સાધન તરફજ તે વધુ ઢળે છે. એટલે મહાપુરુષોએ કાળ જોઇનેજ તેવી સખત ક્રિયાઓ યોજેલી છે.

[૨૬] ( ચોવીસ તીર્થંકર પૈકી ) પ્રથમ તીર્થંકર ( ઋષભ પ્રભુ ) ના સમયના મનુષ્યો બુદ્ધિમાં જડ છતાં પ્રકૃતિના સરળ હતા. અને છેલ્લા તીર્થંકર ( ભગવાન મહાવીર ) ના સમયના મનુષ્યો જડ ( બુદ્ધિનો દુરુપયોગ કરનારા ) અને વાંકા ( કુવિકલ્પ કરનારા ) હતા. વચ્ચેના બાવીસ તીર્થંકરોના સમયના જીવો સરળબુદ્ધિવાળા અને પ્રાજ્ઞ હતા. તેથીજ અવસર જોઈ ભગવાન મહાવીરે કડક વિધિવિધાનો કહ્યાં છે.

[૨૭] ઋષભ પ્રભુના અનુયાયીઓને ધર્મ સમજવો કઠિન પડતો. પરંતુ સમજ્યા પછી આચરવામાં તે સમર્થ હોઈ પાર ઉતરતા. અને આ છેલ્લા ( ભગવાન મહાવીર ) તીર્થંકરના અનુયાયીઓને ધર્મ સમજવામાં સહેલ છે. પણ પાળવામાં કઠિન છે. તેથીજ તે બન્નેના કાળમાં પાંચ મહાવ્રતરૂપ યતિધર્મ સમજાવ્યો છે. અને વચ્ચેના બાવીસ તીર્થંકરોના સમયમાં ચાર મહાવ્રતરૂપ ધર્મ સમજાવ્યો છે.

**નોંધ:**—સમજવામાં કઠિન હોવાનું કારણ બુદ્ધિની જડતા; અને આચરવામાં કઠિન હોવાનું કારણ એ છે કે સમયના પ્રવાહમાં મનુષ્યોની શિથિલતા વધી ગઈ હતી.

[૨૮] આ સ્પષ્ટ વસ્તુ સાભળીને કેશી સ્વામી બો યા —હે ગૌતમ ! આપની બુદ્ધિ સુન્દર છે અમારા સશયનુ સમાધાન થઇ ગયુ હવે બીજો સશય (પ્રશ્ન) રજુ કરુ છુ હે ગૌતમ ! તેન સમાધાન કરો

[૨૯] હે મહામુને ! સાધુ સમુદાયને પ્રમાણપૂર્વક અને સફેદ વસ્ત્ર વાપરવાનો ધર્મ શ્રી ભગવાન મહાવીરે કહ્યો છે અને પાર્શ્વનાથે તો વિવિધ રગવાળા વસ્ત્રો વાપરવાની પણ છૂટ આપી સાધુધર્મ ફરમાવ્યો છે

**નોંધ**—અચેલકનો અર્થ કેટલાક અવસ્ત્ર કરે છે જો કે સામાન્ય રીતે આપણે નઞ સમાસનો અર્થ નકારવાચી ગણીએ છીએ એ દ્રષ્ટિબિંદુએ તેમ થઈ શકે પરતુ તે કાળમા પણ આખો સમુદાય નિર્વસ્ત્ર ન રહેતો કેટલાક વસ્ત્રરહિત રહેતા અને કેટલાક વસ્ત્રસહિત રહેતા કારણ કે વસ્ત્ર વાપરવા કરતા તેની મૂર્છા પર ભગવાન મહાવીરે ખૂબ ભાર આપ્યો છે એટલે આ સ્થળે નઞ સમાસના છ અર્થો પૈકી અલ્પનો ઉપયોગ કરવો તે વધુ સગત લાગે છે

[૩૦] તે બન્ને એકજ ધ્યેયમા જોડાયેલા હોવા છતા આ પ્રમાણે ખરેખર બન્ને પ્રકારના વેશચિહ્નનો ધારણ કરવાનુ અતર કેમ રાખ્યુ હશે ? હે બુદ્ધિમન્ ! આપને અહીં સશય થતો નથી ?

[૩૧] આ પ્રમાણે બોલતા કેશીમુનિને ઉદ્દેશીને ગૌતમ આ પ્રમાણે બો યા —ખૂબ વિજ્ઞાનપૂર્વક સમય અને સાધુઓના માનસ જોઇને તે મહપુરુષોએ આ પ્રમાણે ભિન્નભિન્ન ધર્મસાધનો રાખવાનુ વિધાન કરેલુ છે

**નોંધ**—ભગવાન પાર્શ્વનાથના શિષ્યો સરલ અને બુદ્ધિમાન હતા તેથી તે વિવિધ વસ્ત્રો પણ શરીરના આચ્છાદન માટે છે, વિભૂષા અર્થે નથી તેમ માની અનાસક્ત ભાવે ઉપયોગ કરી શક્તા હતા પરતુ

ભગવાન મહાવીરે જોયું કે આ તીર્થમાં પુષ્કળ નિમિત્તો મળવા છતાં આસક્તિ ન થવી તે અતિ અતિ કઠણ વસ્તુ છે. માટેજ પ્રમાણપૂર્વક અને સાદો વેશ રાખવા માટે ફરમાવ્યું અર્થાત્ એ બધુંએ મહાપુરુષોએ વિચાર પૂર્વકજ અવસર જોઈને કર્યું છે.

[૩૨] આવો સાદો વેશ રાખવાનું કારણ—(૧) લોકમાં ભિન્નભિન્ન પ્રકારના વિકલ્પો અને વેશો પ્રવર્તી રહ્યા છે તેમાં આ વેશ પરથી લોકોને પ્રતીતિ થાય કે આ જૈન સાધુ હશે. (૨) "હું સાધુ છું" તેવું પોતાને વેશથી ધ્યાન રહે માટે. (૩) સંયમનો નિર્વાહ તે દ્વારા થાય. એવા કારણોથીજ લોકમાં વેશ ધારણ કરવાનું પ્રયોજન છે.

**નોંધઃ**—વેશ એ કંઈ સાધ્ય નથી. માત્ર બાહ્ય સાધન છે. તે બાહ્ય સાધન આતરિક સાધનની પુષ્ટિમાં અને આત્મવિકાસમાં મદદરૂપ થાય તેટલા પુરતુ તેનું પ્રયોજન છે

[૩૩] વળી સાધુનો વેશ તો દુરાચાર ન થવા પામે તેવી સતત જાગૃતિ રાખવા માટે માત્ર વ્યવહારનયથી સાધન છે. નિશ્ચયનયે તો જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણજ મોક્ષનાં સાધન છે આ વાસ્તવિક સાધનોમાં તો ભગવાન પાર્શ્વનાથ અને ભગવાન મહાવીર બન્ને મળતાજ છે. (મૌલિકતામાં વેશમાત્ર ભેદ નથી)

**નોંધ**—વેશ ભલે ભિન્ન હોય પરંતુ તત્ત્વમાં ભેદ કશો છેજ નહિ ભિન્ન વેશ રાખવાનું પણ ઉપર કહ્યું તેજ પ્રયોજન છે

[૩૪] કેશીસ્વામીએ કહ્યું:—હે ગૌતમ! તમારી બુદ્ધિ ઉત્તમ છે (તમો બહુ સમન્વય કરી શકો છો), તમે મારો સંશય દૂર કર્યો છે. હવે એક બીજો સંશય (પ્રશ્ન) કરું છું તેનું હે ગૌતમ! તમે સમાધાન કરો.

[૩૫] હે ગૌતમ ! હજારો વૈરીની વચ્ચે તમે વસી રહ્યા છો, વળી તે તમારી સામે ઝઝુમી રહ્યા છે છતા તે બધાને તમે શી રીતે જીતી શકો છો ?

[૩૬] ( ગૌતમે કહ્યું:–) હુ માત્ર એક ( આત્મા ) ને જીતવા સતત પ્રયત્ન કરુ છુ. કારણ કે તે એકને જીતવાથી પાચ અને પાચને જીતવાથી દસ અને દસને જીતવાથી સર્વ શત્રુઓ સ્વય જીતાઈ જાય છે.

[૩૭] કેશીમુનિએ ગૌતમને કહ્યું :—કે તે શત્રુઓ કયા ? આ પ્રમાણે બોલતા કેશીમુનિને ઉદ્દેશીને ગૌતમ મુનિએ આ પ્રમાણે કહ્યું:—

[૩૮] હે મુને ! એક ( મનની દુષ્ટ પ્રવૃત્તિને વશ થયેલો ) જીવાત્મા જો ન જીતાય તો તે શત્રુ છે. ( આત્માને ન જીતવાથી કષાયો ઉત્પન્ન થાય છે ) અને એ શત્રુના પ્રતાપે ચાર કષાયો પણ શત્રુ છે અને પાચે ઇદ્રિયો તે પણ શત્રુ છે એમ આખી શત્રુની પરપરાને જૈન શાસનના ન્યાય પ્રમાણે જીતીને શાંતિપૂર્વક હું વિહાર કર્યા કરું છુ.

**નોંધ**—ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો કહેવાય છે. તેના તરતમ ભાવે સોળ ભેદો છે. દુષ્ટ મન એ પણ શત્રુ છે પાંચ ઇંદ્રિયોનો અસદ્ઉપયોગ થવાથી એ પણ શત્રુઓ જેવું કાર્ય કરે છે. પરંતુ બધાનું મૂળ એક માત્ર દુરાત્માજ છે. તેથી તેને જીતવાથી બધુ જીતાય છે. જૈનશાસ્ત્રનો ન્યાય એ છે કે બહારના યુદ્ધ કરવા કરતા આત્મયુદ્ધ કરવું તે ઉત્તમ છે. અને ક્ષમા, દયા, તપશ્ચર્યા અને ત્યાગ એ તેમને હણવાના શસ્ત્રો છે તે શસ્ત્રોદ્વારાજ કર્મ હણાઈ જાય છે.

[૩૯ હે ગૌતમ ! તમારી બુદ્ધિ સુંદર છે. તમે મારા સંશયનુ સમાધાન સુંદર કર્યું. હવે બીજો પ્રશ્ન પૂછુ છું તેનુ સમાધાન કરો.

[૪૦] આ લોકમા ઘણા જીવો સિવાય કર્મરૂપી જાળથી જકડા-યેલા દેખાય છે. ત્યા હે મુનિ ! તમે શી રીતે બંધનથી રહિત થઈ વાયુની પેરે હળવા થઈ અપ્રતિબંધપણે વિહરી શકો છો ?

[૪૧] ( કેશી મહારાજને ગૌતમે કહ્યુ.– ) હે મુને ! શુદ્ધ ઉપાયોથી તે પાશલાઓને છેદીને બંધન રહિત થઈ વાયુની માફક અપ્રતિબંધ રીતે વિચરી શકુ છુ

[૪૨] ત્યારે કેશીમુનિએ ગૌતમને કહ્યું–તે બંધનો ક્યા ? તે તમે મને કહેશો ? આ પ્રમાણે બોલતા કેશીમુનિને ઉદ્દેશીને ગૌતમ કહેવા લાગ્યા.

[૪૩] રાગ, દ્વેષ, મોહ, પરિગ્રહ અને સ્વજનો પરની આસક્તિ એ છે તેજ તીવ્ર, ઘાટા અને ભયંકર સ્નેહબંધનો છે. તેને છેદીને યથાન્યાયે ક્રમપૂર્વક જૈનશાસનમાં રહી મારો વિકાસ સાધુ છુ અને વિચરી રહ્યો છુ.

[૪૪] કેશીસ્વામીએ કહ્યુ.–હે ગૌતમ ! તમારી બુદ્ધિ ઉત્તમ છે તમે મારો સંશય દૂર કર્યો છે. હવે બીજી વાતને પૂછુ છું તેનો જવાબ આપો

[૪૫] હે ગૌતમ ! હૃદયના ઊંડાણ ભાગરૂપ જમીનમા એક વેલડી ઉગી છે. કે જે વેલડીમા વિષ જેવા ઝેરી ફળો લાગે છે. તે વેલ તમે શી રીતે ઉખેડી નાખી ? ( કેશી બોલ્યા )

[૪૬] ( આ સાંભળીને ગૌતમ બોલ્યા– ) તે વિષવેલડીને તો મે મૂળ સહિત ઉખેડી નાખી છે. અને તેથીજ એ વિષવેલના વિષફળોથી હુ મુક્ત થઈ જિનેશ્વરોના ન્યાયમયશાસનમા આનંદપૂર્વક વિચરી રહ્યો છુ

[૪૭] તે વેલ કઈ? તે મને કહેશો? આ પ્રમાણે કેશીમુનિએ ગૌતમને કહ્યું ત્યારે આ પ્રમાણે બોલતા કેશીમુનિને ગૌતમ કહેવા લાગ્યા—

[૪૮] હે મુનીશ્વર! આ સંસારમા મહાપુરુષોએ સંસારને વધારનારી તૃષ્ણાને જ વિષવેલ કહી છે. તે વેલ ભયંકર અને ઝેરી ફળોને આપી જીવોને જન્મમરણ કરાવી રહી છે. તેને બરાબર જાણી મે ઉખેડી નાખી છે. તે ઉખેડી નાખી હવે હું જિનેશ્વરના ન્યાયશાસનમા સુખપૂર્વક ચાલી શકું છુ

[૪૯] કેશીમુનિએ કહ્યુ હે ગૌતમ! તમારી બુદ્ધિ ઉત્તમ છે. તમે મારો તે સંશય છેદી નાખ્યો. હવે બીજા સંશયને મૂકુ છુ તેનુ સમાધાન કરો.

[૫૦] હે ગૌતમ! હૃદયમા ખૂબ જાજ્વલ્યમાન અને ભયંકર એક અગ્નિ સળગી રહી છે. કે જે શરીરમા રહીને તેને જ બાળી રહી છે. તે અગ્નિને તમે શી રીતે બુઝાવી નાખી?

[૫૧] (આ સાંભળી ગૌતમે કહ્યુ:—) મહામેઘ (મોટા વાદળા)માથી ઉત્પન્ન થયેલા પાણીના પ્રવાહમાથી તે ઉત્તમ પાણી લઈ સતત હુ તે અગ્નિને ઠારી નાખુ છુ. અને તેથી તે ઠરેલી અગ્નિ મને લેશમાત્ર બાળી શકતી નથી.

[૫૨] કેશીમુનિએ ગૌતમને કહ્યુ—તે અગ્નિ કઈ? તે મને કહેશો? આ પ્રમાણે કેશીમુનિને બોલતા સાંભળી ગૌતમે પ્રત્યુત્તર આપતાં કહ્યુ:—

[૫૩] કષાયો એજ અગ્નિ છે (કે જે શરીર, મન અને આત્માને સતત બાળી રહી છે.) અને (તીર્થંકર રૂપી મહામેઘથી વરસેલી) જ્ઞાન, આચાર અને તપશ્ચર્યારૂપી જળની ધારાઓ છે. સત્યજ્ઞાનની ધારાઓથી હણાયેલી તે કષાયોરૂપ અગ્નિ મને

ઠરી જાય છે. મને ( મારા આત્માને ) લેશમાત્ર બાળી શકતી નથી.

[૫૪] હે ગૌતમ ! તમારી બુદ્ધિ સુંદર છે. તમે મારા સંશયને છેદી નાખ્યો છે. હજુપણ હું બીજો સંશય પ્રકટ કરું છું તેનું સમાધાન કરો.

[૫૫] ( કેશીમુનિએ કહ્યું:— ) હે ગૌતમ ! આ મહા સાહસિક, ભયંકર અને દુષ્ટ ( માલિકને ખાડામાં ધકેલી દે તેવો ) ઘોડો ખૂબ દોડી રહ્યો છે. તે ઘોડા પર બેઠેલા તમે સીધે માર્ગે શી રીતે જઈ શકો છો ? તેનાથી કેમ ઉન્માર્ગે ચાલ્યા જતા નથી ?

નોંધ—દુષ્ટ સ્વભાવવાળો ઘોડો માલિકને કોઈને કોઈ વખતે દગો આપ્યા વિના રહેતો નથી પરંતુ તમે તો તેના પર બેસવા છતાં સીધા માર્ગેજ ચાલ્યા જાઓ છો તેનું કારણ શું ?

[૫૬] ( કેશી મહારાજને ગૌતમે કહ્યું:— ) તે વેગભર દોડતા ઘોડાને શાસ્ત્રરૂપ લગામથી બાંધી રાખું છું. જ્ઞાનલગામથી વશ થઈ તે ઉન્માર્ગે ન જતાં સન્માર્ગેજ મને દોરી જાય છે.

[૫૭] કેશીમુનિએ ગૌતમને કહ્યું—તે ઘોડો કયો ? તે તમે જાણો છો ? આ પ્રમાણે બોલતા કેશીમુનિને ગૌતમે આ પ્રમાણે કહ્યું:—

[૫૮] મન એજ સાહસિક, ભયંકર અને દુષ્ટ ઘોડો છે તે સંસારના વિવિધ વિષયો તરફ આમતેમ દોડી રહ્યો છે. ધર્મશિક્ષારૂપી લગામ વડે જાતિમાન ઘોડાની માફક તેનો બરાબર નિગ્રહ કરું છું.

[૫૯] હે ગૌતમ ! તમારી બુદ્ધિ ઉત્તમ છે. તમે મારો આ સંશય દૂર કર્યો. હવે બીજા સંશયને પણ રજુ કરું છું. તેનો ઉત્તર મને કહો.

[૬૦] આ સંસારમાં ખોટા રસ્તાઓ ઘણા છે કે જે રસ્તાઓમાં જઈ દષ્ટિવિપર્યાસને કારણે જીવો સાચા માર્ગને ઓળખી શકતા નથી. અને તેથી ઉન્માર્ગે જઈ દુઃખી થાય છે. તો હે ગૌતમ ! આપ એ ઉન્માર્ગે ન દોરવાઈ જતાં સન્માર્ગમાં શી રીતે રહી શકો છો ?

[૬૧] જે કોઈ સન્માર્ગે ચાલ્યા જાય છે તે અને કુમાર્ગે જાય છે તે સૌને મેં બરાબર જાણ્યા છે. અને (સન્માર્ગ કુમાર્ગનું મને બરાબર ધ્યાન છે) તેથી હું મારા માર્ગમાં બરાબર ચાલી શકું છું. નષ્ટ ભ્રષ્ટ થતો નથી.

[૬૨] કેશીમુનિએ ગૌતમને કહ્યું:–તે માર્ગ કયો ? એ પ્રમાણે બોલતાં કેશીમુનિને ગૌતમે આ પ્રમાણે કહ્યું:—

[૬૩] સ્વકલ્પિત મતોમાં જે સ્વચ્છંદથી વર્તે છે તે પાખંડીઓ બધા ખોટા માર્ગમાં ભ્રમણ કરી ગોથા ખાય છે. સંસારના બંધનથી સર્વથા મુક્ત થયેલા જિનેશ્વરોએ સત્યનો જે માર્ગ બતાવ્યો તે ઉત્તમ છે.

[૬૪] હે ગૌતમ ! તમારી બુદ્ધિ બહુ ઉત્તમ છે. મારો સંશય તમે છેદી નાખ્યો. હવે એક બીજો પણ સંશય છે. તેનું સમાધાન કરો.

[૬૫] જળના મોટા પ્રવાહમાં તણાતાં પ્રાણીઓને તે દુઃખમાંથી બચાવનાર કયું શરણ, કયું સ્થાન, કયી ગતિ અને કયો આધારરૂપ દ્વીપ તમે માનો છો ?

[૬૬] તે જળના વેગમાં પણ એક વિસ્તીર્ણ મોટો દ્વીપ છે કે જ્યાં એ પાણીના મહાનવેગનું આવવું જવું થતું નથી.

[૬૭] કેશીમુનિએ ગૌતમને કહ્યું–તે દ્વીપ કયો ? આ પ્રમાણે બોલતા કેશીમુનિને ગૌતમે કહ્યું :—

[૬૮] જરા અને મરણરૂપી વેગથી આ સંસારના પ્રાણીઓ તણાઈ રહ્યાં છે. તેનું શરણ, તેનુ સ્થાન તેની ગતિ અને તેનો આધારરૂપ દ્વીપ જે કહો તે એકજ ધર્મ છે

[૬૯] હે ગૌતમ ! તમારી બુદ્ધિ સુદર છે. મારો તે સંશય તમે છેદી નાખ્યો. હવે બીજો સંશય પણ રજુ કરુ છુ તેનો પ્રત્યુત્તર મને કહો.

[૭૦] એક મહા પ્રવાહવાળા સમુદ્રમા એક નાવ ચારેતરફ ઘૂમી રહી છે. હે ગૌતમ ! અને આપ તે ઉપર ચડેલા છો તો તમે પાર શી રીતે પામશો ?

[૭૧] જે છિદ્રવાળી નાવ છે તે પાર ન પહોચાડતાં વચમા ડૂબી જાય છે અને ડૂબાડે છે. છિદ્રવિનાની હોય છે તેજ પાર ઉતારે છે.

[૭૨] હે ગૌતમ ! તે નાવ આપ કોને કહો છો ? એ પ્રમાણે બોલતા કેશીમુનિને ગૌતમે જવાબ આપ્યો

[૭૩] શરીર એજ નાવ છે. આ સસાર પોતેજ સમુદ્ર છે. અને જીવ એજ નાવિક છે. તે સંસાર સમુદ્રને શરીર દ્વારા મહર્ષિ પુરુષોજ તરી જાય છે.

**નોંધઃ**—શરીર એ નાવ છે. તે કોઈ બાજુથી સેલય નહિ. તેવી કાળજી રાખવી અને સંયમપૂર્વક નાવિકને પાર ઉતારવો—એ મહર્ષિ પુરુષોનું કર્તવ્ય છે.

[૭૪] હે ગૌતમ ! તમારી બુદ્ધિ ઉત્તમ છે. આ મારો સંશય છેદાઈ ગયો. હવે મને બીજો સંશય થયો છે તેનો મને ઉત્તર આપો.

[૭૫] આ સમગ્ર લોકમાં પ્રવર્તતા ઘોર અધકારમા બહુ પ્રાણીઓ રુંધાઈ રહ્યા છે. તે બધા પ્રાણીઓને પ્રકાશ કોણ આપશે ?

[૭૬] આ લોકમા પ્રકાશ કરનાર જે ભાનુ ઉગેલો છે તે સકળ લોકમા સકળ જીવોને પ્રકાશ આપશે.

[૭૭] વળી હે ગૌતમ! તે સૂર્ય આપ કોને કહો છો? આ પ્રમાણે બોલતા કેશી મુનિને ગૌતમે કહ્યું.

[૭૮] સંસારના સમગ્ર અંધકારને વિખેરી પોતાની અનંત જ્યોતિથી પ્રકાશેલો સર્વજ્ઞરૂપી તે સૂર્યજ આ આખા લોકના પ્રાણીઓને પ્રકાશ આપશે.

નોંધઃ—જે પ્રબળ આત્માનો સર્વ અંધકાર દૂર થયો હોય, જે સંસારના બંધનથી સર્વથા મુક્ત થયા હોય તેજ પોતાના અનુભવનો માર્ગ જગતને બતાવી સર્વ દુઃખથી મુકાવી શકે.

[૭૯] હે ગૌતમ! તમારી બુદ્ધિ ઉત્તમ છે. મારો સંશય નષ્ટ થયો. મને એક બીજો પણ સંશય થયો છે તેનો ઉત્તર મને કહો.

[૮૦] હે મુને! સંસારના જીવો શારીરિક અને માનસિક દુઃખથી પીડાઈ રહ્યા છે. તેને માટે કલ્યાણકારી નિર્ભય, ઉપદ્રવ અને પીડા રહિત કયું સ્થાન? તે આપના જાણવામાં છે?

[૮૧] હું તો માનું છું કે જ્યાં જવું બહુ દુર્લભ છે એવું લોકના અગ્રભાગ પર એક એવું સુંદર અને નિશ્ચલ સ્થાન છે કે જ્યાં આગળ જરા, મૃત્યુ, વ્યાધિ કે વેદના, તેમાંનું કશુંજ નથી.

[૮૨] પણ તે સ્થાન કયું છે તે તમે જાણો છો? એ પ્રમાણે બોલતાં કેશીમુનિને ગૌતમે કહ્યુ.

[૮૩] જરા–મરણની પીડાથી રહિત અને પરમ કલ્યાણકારી લોકના અગ્રભાગ પર આવેલું તે સ્થાન સિદ્ધિસ્થાન કે નિર્વાણસ્થાન કહેવાય છે. અને ત્યાં મહર્ષિઓજ જઈ શકે છે.

[૮૪] હે મુને! તે સ્થાન લોકના અગ્રભાગમાં દુઃખથી પહોંચી શકાય તેવું, નિશ્ચલ અને પરમસુખદસ્થાન છે. સંસારરૂપી

સમુદ્રનો અંત કરનાર શક્તિશાળી પુરુષો ત્યાં પહોંચી શકે છે. ત્યાં પહોંચ્યા પછી ક્લેશ, શોક કે દુઃખ એવું કશું હોતું નથી. અને ત્યાં ગયા પછી પુનરાગતિ થતી નથી.

[૮૫] હે ગૌતમ! તમારી બુદ્ધિ સુંદર છે. તમે મારા બધાય સંશયોનું બહુ સુંદર સમાધાન કર્યું. હે સંશયાતીત! હે સર્વ સિદ્ધાંતના પારગામી ગૌતમ! તમને નમસ્કાર હો!

[૮૬] પ્રબળ પુરુષાર્થી કેશીમુનીશ્વર આ પ્રમાણે (શિષ્યોના) સંશયનું સમાધાન થયા પછી મહા યશસ્વી ગૌતમ મુનિરાજને શિરસાવંદન કરીને—

[૮૭] તે સ્થાને (ભગવાન મહાવીરના) પાંચ મહાવ્રતરૂપ ધર્મને ભાવપૂર્વક સ્વીકારે છે. અને તે સુખ માર્ગમાં ગમન કરે છે. કે જે માર્ગની પ્રથમ અને અંતિમ તીર્થંકરે પ્રરૂપણા કરી હતી.

[૮૮] પછી પણ જ્યાંસુધી શ્રાવસ્તીમાં રહ્યા ત્યાંસુધી આ પ્રમાણે કેશી અને ગૌતમનો સમાગમ નિત્ય થતો રહ્યો અને શાસ્ત્ર દૃષ્ટિએ કરેલો શિક્ષાવ્રતાદિનો નિર્ણય જ્ઞાન અને ચારિત્ર બન્ને અંગમાં વૃદ્ધિ કરનાર નીવડ્યો.

**નોંધઃ**—કેશી અને ગૌતમ બન્ને ગણના શિષ્યોને તે શાસ્ત્રાર્થ અને તે સમાગમ બહુ લાભદાયક થયો. કારણ કે શાસ્ત્રાર્થ કરવામાં તે બન્નેની ઉદાર દૃષ્ટિ હતી. એકેને કદાગ્રહ ન હતો. અને તેથી જ શાસ્ત્રાર્થ પણ સત્યસાધક બન્યો. કદાગ્રહ હોત તો શાસ્ત્રને ઓઠે અનર્થ પણ થવાનો સંભવ હતો. પરંતુ સાચા જ્ઞાની પુરુષો કદાગ્રહથી પર હોય છે. અને સત્ય વસ્તુને સર્વભોગે સ્વીકાર્યા વિના રહી શકતા નથી.

[૮૯] આખી પરિષદ આથી સંતુષ્ટ બની ગઈ. બધાને સત્યમાર્ગની ઝાંખી થઇ. શ્રોતાઓ પણ સાચા માર્ગને પામ્યા અને તે બન્ને મહેશ્વરોની મંગળસ્તુતિ કરી ભગવાન કેશી

અને ભગવાન ગૌતમ સદા પ્રસન્ન રહો તેમ કહેતા સર્વ દેવો, દાનવો અને મનુષ્યો સ્વસ્થાને ગયા.

નોંધઃ—સમયધર્મ એટલે આ કાળે આ સમયે આ સ્થિતિમાં શાસનની ઉન્નતિ શી રીતે થાય ? તેની હૃદયસ્પર્શી વિચારણાપૂર્વક ઉન્નતિ કરવી એ અબાધિત સત્ય છે. તે પલટી શકેજ નહિ. પણ શાથી કરવી તે સાધનિકા સમયધર્મના હાથમાં છે. તેનાં પરિવર્તન સંભવિત છે.

સમયધર્મની હાકલ સૌ કોઈને માટે છે. સમાજ સમયધર્મથી સંકળાએલો છે. શ્રમણવર્ગ અને શ્રાવકસમૂહ એ બધાં સમાજનાં અંગો છે, કોઈ પણ અંગ તે તરફ ઉપેક્ષા ન રાખતાં શાસ્ત્રમાં કહેલાં અબાધિત સત્યને ઓળખી સંગીન પુરુષાર્થ કરે અને સુવ્યવસ્થિત રહી જૈનસાસનની ઉન્નતિ કરે તેજ અભીષ્ટ છે.

એમ કહું છું :

એ પ્રમાણે કેશિગૌતમીય નામનું ત્રેવીસમું અધ્યયન સમાપ્ત થયું.



# સમિતિઓ



૨૪

સંયમ, ત્યાગ અને તપ, આ ત્રણે મુક્તિનાં ક્રિયાત્મક સાધનો છે. ભવબંધનોથી મુક્ત કરવા માટે તેજ સમર્થ છે. મુક્તિએ પહોંચવાના આપણે સૌ કોઈ ઉમેદવાર છીએ. સૌ કોઇને મોક્ષમાર્ગમાં જવાનો સમાન હક છે. માત્ર ત્યાં જવાની તૈયારી હોવી જોઇએ.

આ અધ્યયનમાં મુનિવરોની સંયમજીવનને પોષનારી માતાઓનું વર્ણન છે. છતાં તેનું અવલંબન તો સૌ કોઈ મુમુક્ષુઓને એક સરખુંજ ઉપકારી છે. પોતાનું સ્થાન, યોગ્યતા અને સમય જોઈ વિવેકપૂર્વક તેનો ઉપયોગ કરી શકાય છે.

ભગવાન બોલ્યા :—

[૧] જિનેશ્વર દેવોએ જે પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓ વર્ણવેલી છે તે આઠે પ્રવચન માતાઓ કહેવાય છે.

નોંધઃ—જેમ માતા પુત્ર પર વાત્સલ્ય ધરાવે છે, તેની કલ્યાણકારિણી છે તેમ આ આઠ વસ્તુ સાધુજીવનની કલ્યાણકારી હોવાથી જિનેશ્વરોએ તેમને શ્રમણની માતાઓ તરીકે કહેલી છે.

[૨] ઇર્યા, ભાષા, એષણા, આદાનભંડનિક્ષેપણ અને ઉચ્ચારાદિ પ્રતિષ્ઠાપન આ પ્રમાણે પાંચ સમિતિઓ, તેમજ મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિઓ કહેવાય.

નોંધઃ—(૧) ઇર્યાઃ—માર્ગમાં બરાબર ઉપયોગપૂર્વક જોઇને ચાલવું

(૨) ભાષા:–વિચારથી ગળીને સત્ય, નિર્દોષ અને ઉપયોગી વચન બોલવું. (૩) એષણા :–નિર્દોષ તથા પરિમિત ભિક્ષા તથા અલ્પ વસ્ત્રાદિ ઉપકરણ લેવાં. (૪) આદાનભંડનિક્ષેપણ :–વસ્ત્ર, પાત્રાદિ ઉપકરણ (સંયમી જીવનને ઉપયોગી સાધનો ) વ્યવસ્થિત લેવાં મૂકવાં. (૫) મળ, મૂત્ર શ્લેષ્મ કે એવી કોઈપણ ત્યાજ્ય વસ્તુ કોઈને દુઃખરૂપ ન થાય તેવું સ્થાન જોઈ ઉપયોગપૂર્વક નાખવી.

(૧) મનોગુપ્તિઃ–દુષ્ટ ચિંતનમાં પ્રવર્તતા મનને રોકી લેવાના પ્રયોગ. (૨) વચનગુપ્તિઃ–વચનનો અશુભ વ્યાપાર ન કરવો. (૩) કાયગુપ્તિઃ–ખોટે રસ્તે જતાં શરીરને રોકી લેવાની ક્રિયા.

[૩] જે આ આઠ પ્રવચન માતાઓ સંક્ષેપથી ફરમાવી તેમાં, જિનેશ્વરદેવ કથિત બાર અંગોનો સમાવેશ થઇ જાય છે. ( બધાય પ્રવચનો આ માતાઓમાં અંતર્ભૂતજ થઇ જાય છે ).

**નોંધ:**—બારે અંગો ( અંગભૂત શાસ્ત્રો ) નાં પ્રવચનો ઉચ્ચ વર્તનનાં સૂચક છે. અને આ આઠ વસ્તુઓ બરાબર ક્રિયામાં આવે તો તે ઉચ્ચ વર્તન સાધ્ય થયું ગણાય. સાધ્ય હાથ લાગે એટલે સાધન તેમાં સમાઈ ગયું કે સરળ થયું ગણાય. જે જ્ઞાન ક્રિયામાં પરિણમે તે જ્ઞાન સફળ.

## ઈર્યા સમિતિ વગેરેની સ્પષ્ટતા

[૪] (૧) આલંબન, (૨) કાળ, (૩) માર્ગ અને (૪) ઉપયોગ. એ ચાર કારણોથી પરિશુદ્ધ થયેલી ઇર્યા સમિતિમાં સંયમીએ ગમન કરવું.

[૫] જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ સાધનો ઇર્યા સમિતિનાં અવલંબન છે. દિવસ એ ઈર્યાનો કાળ છે (રાત્રિએ ઈર્યા શુદ્ધ ન હોવાથી સંયમીને પોતાના સ્થાનથી બહાર નીકળવાની મનાઈ છે) આડા અવળે માર્ગે ન જતાં સીધા માર્ગે જવું

એ ઇર્યા સમિતિનો માર્ગ છે. (ઉન્માર્ગે જવામાં સંયમની વિરાધના થવાનો સંભવ છે.)

[૬] ઇર્યા સમિતિનું ચોથું કારણ (ચોથો ભેદ) ઉપયોગ છે. તે ઉપયોગના પણ ચાર ભેદ છે. તે હું આગળ વિસ્તારથી કહીશ. તમે મને સાંભળો.

[૭] દૃષ્ટિથી ઉદ્યોગપૂર્વક જોવું તે દ્રવ્ય ઉપયોગ, માર્ગે ચાલતાં ચાર હાથ પ્રમાણ સુધીજ દૂર જોવું એ ક્ષેત્ર ઉપયોગ, દિવસ હોય ત્યાં સુધીજ ચાલવું તે કાળ ઉપયોગ અને ચાલવામાં બરાબર ઉપયોગ (જ્ઞાન વ્યાપાર) રાખવો તે ભાવ ઉપયોગ કહેવાય છે.

**નોંધઃ**—ચાલવામાં કોઈ સૂક્ષ્મ જીવ પણ પગથી ન કચરાઈ જાય કે બીજું કંઇ નુકસાન ન થાય તે માટે બહુ સંભાળપૂર્વક ચાલવાનું હોય છે. આ ઇર્યા સમિતિ અહિંસાધર્મની ખૂબ ઝીણવટ સિદ્ધ કરે છે.

[૮] ચાલતી વખતે પાંચ ઇંદ્રિયોના વિષયને તથા પાંચ પ્રકારના સ્વાધ્યાયોને છોડી માત્ર ચાલવાની ક્રિયાનેજ મુખ્ય ગણી ચાલવામાંજ ઉપયોગ રાખી ગમન કરવું.

**નોંધ**—શબ્દ, રૂપ, ગંધ કે કોઈપણ ઇંદ્રિયોના અર્થમાં મન ગયું એટલે ચાલવામાં તેટલો ઉપયોગ ચૂકી જવાય માટે તેમ ન કરવું. તેમ ચાલતાં ચાલતાં સ્વાધ્યાય (ચિંતન) પણ ન કરવો. યદ્યપિ તે ઉત્તમ ક્રિયા છે તથાપિ તેમ કરવામાં મનનો વ્યાપાર ક્રિયામાં રોકાય તો ચાલવાનો ઉપયોગ ચૂકાય. આ સૂચવી તે પ્રતિપાદન કર્યું છે કે તમો જે વખતે જે કાર્ય કરતા હો તે વખતે તેમાંજ લીન રહો. જૈનદર્શન કહે છે કે ઉપયોગ એજ ધર્મ અને પ્રમાદ એજ પાપ (ઉપયોગ એટલે સાવધાનતા.)

[૯] ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, .ભય, નિદ્રા તથા અનુપયોગી કથા—

[૧૦] એ આઠે દોષોને બુદ્ધિમાન સાધકે છોડી દેવા અને તે સિવાયની નિર્દોષ, પરિમિત અને ઉપયોગીજ ભાષા બોલવી. (તે ભાષા-સમિતિ કહેવાય છે.)

[૧૧] આહાર, અધિકરણ (વસ્ત્ર, પાત્ર વગેરે સાથે રાખવાની વસ્તુઓ) અને શય્યા (સ્થાનક કે પાટ, પાટલા) એ ત્રણે વસ્તુઓને શોધવામાં, સ્વીકારવામા અને ભોગવવા (વાપરવા)માં સંયમધર્મને સંભાળી ઉપયોગ રાખવો તે એષણા સમિતિ છે.

[૧૨] ઉપરની પ્રથમ ગવેષણા એટલે ઉદ્દગમન અને ઉત્પાદન (ભિક્ષા મેળવવા)મા તથા બીજી ગ્રહણૈષણામાં તેમજ ત્રીજી ભોગવવાની એષણામાં લાગતા દોષોથી સંયમીએ ઉપયોગપૂર્વક વિરમી જવું.

**નોંધઃ**—ઉદ્દગમનના સોળ દોષો દાતાર ગૃહસ્થને લગતા છે. તેણે તેવા દોષોથી રહિત દાન કરવું. ઉત્પાદનના સોળ દોષો માત્ર સાધુના છે. ભિક્ષુએ તેવા દોષથી રહિત ભિક્ષા મેળવવી અને દસ દોષો ગ્રહણૈષણાના છે, તે ગૃહસ્થ અને ભિક્ષુ બન્નેને લાગે છે. માટે તે દોષોથી રહિત થઈ ભિક્ષા લેવી. ઉપરાંત ચાર દોષો ભિક્ષા ભોગવવાના છે તે દોષોને છોડી ભિક્ષુએ ભોજન કરવું.

[૧૩] ઔધિક અને ઔપગ્રહિક બન્ને પ્રકારના ઉપકરણો કે પાત્ર વગેરે સંયમી જીવનનાં ઉપયોગી સાધનો લેતા કે મૂકતા ભિક્ષુએ આ વિધિનો ઉપયોગ કરવો.

**નોંધઃ**—ઔધિક એટલે જે વસ્તુ ભોગવ્યા પછી કે લીધા પછી પાછી આપવાની હોય તેવી વસ્તુ જેવી કે ઉપાશ્રયનું સ્થાન, પાટ, પાટલા ઈત્યાદિ તથા ઔપગ્રહિક એટલે શાસ્ત્રોક્ત લીધા પછી પાછી આપવાની ન હોય તેવી વસ્તુ જેમ કે વસ્ત્ર, પાત્ર ઈત્યાદિ સંયમીનાં ઉપકરણો

[૧૪] આંખેથી બરાબર તે વસ્તુઓને જુએ, પછી પુંજે, ત્યારબાદજ તેને લે, મૂકે અને વાપરે.

**નોંધઃ**—નાનો ગોચ્છો કે જે સંયમીનું પુંજવાનું ઉપકરણ ગણાય છે. જેનાથી સૂક્ષ્મ જીવો પણ ન હણાય તેવી રીતે પાત્રો વગેરે સાફ કરવાની ક્રિયાને પરિમાર્જન (પુંજવું) કહેવાય છે.

[૧૫] મળ, મૂત્ર, બળખો, નાસિકાનો મેલ કે શરીરના અવયવોનો મેલ તથા અપથ્ય આહાર, ન પહેરી શકાય તેવું જીર્ણ થયેલું વસ્ત્ર અને કોઇ ભિક્ષુનું મૃત શરીર કે તે સિવાયની બીજી ક્ષેપણીય (ફેંકી દેવા યોગ્ય નકામી) વસ્તુઓ હોય તેને (જ્યાં ત્યાં ન ફેંકતા) ઉચિત જગ્યાએજ નાખવી.

**નોંધઃ**—પરિહાર્ય ચીજ અસ્થાને ફેંકવાથી ગંદકી, રોગ અને ઉપદ્રવ થાય, જીવજંતુઓની હિંસા થાય અને એવા ઘણા મહાદોષો બને તેથીજ જૈનદર્શન વૈજ્ઞાનિક, વૈદિક અને ધાર્મિક દ્રષ્ટિનો અપૂર્વ સમન્વય કરી બતાવે છે.

[૧૬] તે સ્થાન દસ પ્રકારનાં વિશેષણોથી યુક્ત હોવું જોઇએ. તેમાં પ્રથમ વિશેષણના ચાર ભેદ કહે છેઃ—(૧) તે વખતે કોઈપણ મનુષ્ય આવતું જતું ન હોય અને કોઇ દેખતું પણ ન હોય તેવું સ્થાન. (૨) કોઇ મનુષ્ય પાસે આવતું નથી પણ દૂરથી જુએ છે. (૩) કોઈ મનુષ્ય આવે છે પણ તે દેખતું નથી. (૪) કોઇ મનુષ્ય આવે પણ છે અને દેખે પણ છે.

[૧૭] (૧) ઉપરના ચાર ભેદ પૈકી પહેલા ભેદવાળું સ્થાન જોઇ (અર્થાત્ કોઈ આવતું નથી ને દેખતુ પણ નથી) ત્યાંજ તે ક્રિયા કરવી. વળી સ્થાન (૨) પોતાને કે પરને દુઃખ ઉપજાવે નહિ તેવું હોય. (૩) તે ભૂમિ પણ સમ હોય.

[૧૮] (૪) તે સ્થાન ઘાસ, પાંદડાં કે વનસ્પતિ રહિત હોય (૫) તે ભૂમિ અચિત્ત (કીડી, કુંથવા વગેરે જીવો રહિત) હોય. (૬) તે સ્થાન સાવ સાંકડું નહિ પણ પહોળું હોય. (૭) તેની નીચે પણ અચિત્ત ભૂમિ હોય. (૮) પોતે જે સ્થાને હોય ત્યાથી સાવ નજીક નહિ પણ દૂર હોય. (૯) જ્યાં ઉંદર વગેરેનાં દર

ન હોય. (૧૦) ત્રસપ્રાણીઓ કે બીજ ન વેરાયાં હોય તેવા શુદ્ધ સ્થાનમાંજ મળમૂત્રાદિ ક્રિયાઓ કરવી જોઈએ.

[૧૯] એ પાંચે સમિતિઓ બહુ સંક્ષેપમાં કહી હવે ત્રણ ગુપ્તિઓને અનુક્રમે કહીશ (આ પ્રમાણે જંબૂ પ્રત્યે સુધર્મસ્વામી બોલ્યા.)

**નોંધ:**—સમિતિઓનો અધિક વિસ્તાર આચારાંગ દિ સૂત્રોમાં જોઈ લેવો.

[૨૦] મનોગુપ્તિના ચાર ભેદ છેઃ—(૧) સત્ય મનોગુપ્તિ. (૨) અસત્ય મનોગુપ્તિ. (૩) સત્યામૃષા (મિશ્ર) મનોગુપ્તિ અને (૪) અસત્યા અને અમૃષા (વ્યવહાર) મનોગુપ્તિ.

**નોંધ:**—સત્ય તત્ત્વ તરફજ મનનો વેગ રહે તે સત્યમનોગુપ્તિ, અસત્ય વસ્તુ તરફ ઢળે તે અસત્યમનોગુપ્તિ, ઘડીમાં સત્ય ઘડીમાં અસત્ય એ બન્નેની રુચિ જાગે અથવા સત્યમાં થોડું અસત્ય હોય તે બધાંને સત્ય પ્રકારે માની ચિંતવવું તે મિશ્ર મનોગુપ્તિ કહેવાય. અને સાંસારિક શુભાશુભ વ્યવહારમાં મનનો વેગ ઢળે તે વ્યવહાર મનોગુપ્તિ કહેવાય.

[૨૧] સંરંભ, સમારંભ અને આરંભ એ ત્રણે ક્રિયામાં જતા મનને રોકી શુદ્ધ ક્રિયામાં પ્રવર્તાવવું તે મનોગુપ્તિ છે. માટે સંયમીએ તેવી દૂષિત ક્રિયાઓમાં જતાં મનને રોકી રાખી મનોગુપ્તિની સાધના કરવી.

**નોંધ:**—સંરંભ, સમારંભ અને આરંભ એ ત્રણે હિંસક ક્રિયા છે. પ્રમાદી જીવાત્માને હિંસાદિ કાર્યના પ્રયત્નનો આવેશ ઉત્પન્ન થાય છે તેને સંરંભ કહેવાય છે. પછી એ કાર્યો માટે સાધનોને એકઠાં કરાય છે તેને સમારંભ કહેવાય છે અને છેવટે તે કાર્ય પ્રયોગમાં મૂકાય છે તેને આરંભ કહેવાય છે. કાર્યના સંકલ્પથી માંડીને તે પૂર્ણ થયા સુધીમાં આ ત્રણ અવસ્થાઓ અનુક્રમે થાય છે.

[૨૨] વચનગુપ્તિ પણ તેજ ચાર પ્રકારની છેઃ—(૧) સત્ય વચનગુપ્તિ.

(૨) અસત્ય વચનગુપ્તિ (૩) સત્યમૃષા (મિશ્ર) વચનગુપ્તિ અને (૪) અસત્ય અને અમૃષા (વ્યવહાર) વચનગુપ્તિ.

[૨૩] સંરંભ, સમારંભ કે આરંભની ક્રિયા માટે બોલાતા વચનને ઉપયોગપૂર્વક સંયમીએ નિવૃત્ત કરી લેવું જોઈએ.

[૨૪] હવે કાયગુપ્તિના ભેદો બતાવે છે કે (૧) ઉભા રહેવામાં (૨) બેસવામાં (૩) સૂવામાં (૪) ખાડ વગેરે ઉલ્લંઘવામાં અને (૫) પાંચે ઇંદ્રિયોના વ્યાપારમાં—

[૨૫] સંરંભ, સમારંભ કે આરંભની ક્રિયા થઈ જતી હોય તો ત્યાં સંયમીએ કાયાને રોકી લેવી, તેને કાયગુપ્તિ કહેવાય છે.

**નોંધઃ**—મન, વચન અને કાયાનું કેવળ આત્મલક્ષી પ્રવર્તન થાય અનેબાહ્ય વ્યવહારમાં પણ તેજ સ્મરણ રહે તેમજ પાપ કાર્યોમાંથી મન, વચન અને કાયા નિવર્તી જાય, આવી સ્થિતિ થઈ જાય તેને મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયાગુપ્તિ કહેવાય છે

[૨૬] ઉપર કહેલી પાંચ સમિતિઓ ચારિત્ર (સંયમી જીવન) ને અંગે થતી પ્રવૃત્તિમાં ઉપયોગી છે. અને ત્રણ ગુપ્તિ અશુભ વ્યાપારોથી સર્વથા નિવૃત્ત થવા માટે ઉપયોગી છે

[૨૭] આ પ્રમાણે આ આઠે પ્રવચનમાતાને સાચા હૃદયથી સમજીને તેની જે કોઈ ઉપાસના કરશે તે બુદ્ધિમાન સાધકમુનિ શીઘ્ર આ સંસારના બંધનથી મુક્ત થશે

**નોંધઃ**—આવતા પાપોના પ્રવાહથી દૂર રહેવું અને એકઠા થયેલા પાપોને પ્રજાળવાનો પ્રયત્ન કરવો એ બન્ને ક્રિયાન્તેનુંજ નામ સંયમ. આવા સંયમને માટેજ ત્યાગીજીવન સરજાયેલું છે અને તેજ દૃષ્ટિએ ત્યાગની ઉત્તમતા વર્ણવાયેલી છે.

આવી યોગ્યતા પ્રાપ્ત કરવા માટે બુદ્ધિની સ્થિરતા સૌથી પહેલાં

અપેક્ષિત છે. બુદ્ધિને સ્થિર કરવાનો અભ્યાસ અને વૈરાગ્ય એ સર્વોત્તમ સાધન છે. જો કે તે બન્ને શક્તિઓ અંતઃકરણમાં છે. પરંતુ તેને જાગ્રત કરવા માટે શાસ્ત્રો અને મહાપુરુષોના સંગની પણ આવશ્યકતા છે.

જો પાપોના પ્રવાહથી દૂર રહેવાય અને સંચિત પાપોને બાળવાની તાલાવેલી જાગે તો પછી બીજું શું જોઈએ ? એટલુંજ બસ છે, પછી તો આગળનો માર્ગ સહેજે સમજાઇ રહે છે.

એમ કહું છું:—

એ પ્રમાણે સમિતિઓ સંબંધીનું ચોવીસમું અધ્યયન સમાપ્ત થયું.



## યજ્ઞીય

### યજ્ઞ સંબંધી

૧૮

વેદોમાં ઠેરઠેર યજ્ઞોનાં નિરૂપણ છે. તેમ જૈન શાસ્ત્રોમાં પણ છે

પરંતુ સંસારમાં સાચા યજ્ઞને સમજનારા કોઇ વિરલજ હોય છે.

બહારનો યજ્ઞ એ દ્રવ્ય યજ્ઞ છે. અંતરનો યજ્ઞ એ સાચો (ભાવ) યજ્ઞ છે. બહારનો યજ્ઞ કદાચ હિંસક પણ હોય પરંતુ આંતરિક યજ્ઞમાં હિંસાનાં વિષ નથી કેવળ અહિંસાનાં અમૃત છે.

બહારના યજ્ઞથી થતી વિશુદ્ધિ ક્ષણિક અને ખંડિત છે. પણ આંતરિક યજ્ઞની પવિત્રતા અખંડ અને નિત્ય છે પરંતુ સાચો યજ્ઞ કરવામાં યાજકને યોગ્યતા પ્રાપ્ત કરવી પડે છે.

વિજયઘોષ અને જયઘોષ બન્ને બ્રાહ્મણકુળમાં જન્મ્યા હતા. (કેટલાક ઇતિહાસકારો બન્નેને સગાભાઇ માને છે.) બન્ને પર બ્રાહ્મણ સંસ્કૃતિની અસર હતી. પરંતુ સંસ્કૃતિ બે પ્રકારની હોય છે. એક કુળગત અને બીજી આત્મગત. કુળગત સંસ્કૃતિની છાપ ઘણીવાર ભૂલાવો ખવરાવે છે. વાસ્તવિક રહસ્ય સમજવા દેતી નથી. જીવાત્માને સત્યથી વેગળો પડેલવામાં સહાયક નીવડે છે. પરંતુ જે જીવાત્માની આત્મગત સંસ્કૃતિનું બળ અધિક હોય છે તેજ આગળ વધે છે, તેજ સત્ય

પામે છે. ત્યાં સંપ્રદાય, મત, વાદો અને દર્શનના ઝઘડા રહી શકતા નથી.

જયઘોષ વેદોના પારગામી હતા. વેદમાન્ય યજ્ઞોનો તેમને નાદ લાગ્યો હતો. પરંતુ તે યજ્ઞોથી મેળવેલી પવિત્રતા તેમને ક્ષણિક લાગી.જે ફળ વેદ વર્ણવે છે તે સ્વર્ગ કે મુક્તિની તેમને આવા યજ્ઞમાં અસ્વાભાવિકતા દેખાવા માંડી. આત્મગત સંસ્કૃતિના બળે કુળગત સંસ્કૃતિનાં પડળ ઉખેડી નાંખ્યાં. તરતજ તે વીર બ્રાહ્મણે સાચું બ્રાહ્મણત્વ અંગીકાર કર્યું અને સાચા યજ્ઞમાં ગી સાચી પવિત્રતા પ્રાપ્ત કરી.

વિજયઘોષ યજ્ઞવાડામાં કુળપરંપરાગત યજ્ઞ કરી રહ્યા હતા. એકદા જયઘોષ યાજક ત્યાં આગળ આવી લાગ્યા. પૂર્વના પ્રબળ ઋણાનુબંધોજ જાણે તેને ખેંચી ન ગયાં હોય!

જયઘોષનો ત્યાગ, જયઘોષની તપશ્ચર્યા, જયઘોષની સાધુતા, જયઘોષનો પ્રભાવ અને જયઘોષની પવિત્રતા ઇત્યાદિ સદ્ગુણોએ અનેક બ્રાહ્મણોને આકર્ષ્યા અને યજ્ઞનો શુદ્ધ માર્ગ સમજાવ્યો.

ભગવાન બોલ્યા:-

[૧] પૂર્વે વણારસી નગરીમાં બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન થયેલા છતાં પાંચ મહાવ્રતરૂપ ભાવયજ્ઞના કરનાર એક મહાયશસ્વી જયઘોષ નામના મુનિ થઈ ગયા હતા.

[૨] પાંચે ઇંદ્રિયોના સર્વ વિષયોમાં નિગ્રહ કરનાર અને મોક્ષ-માર્ગમાંજ ચાલનાર (મુમુક્ષુ) તે મહામુનિ ગામોગામ વિચરતા વિચરતા ફરી એકદા તેજ વણારસી (પોતાની જન્મભૂમિ) નગરીમાં આવી પહોંચ્યા.

[૩] અને તે વણારસીની બહાર મનોરમ નામના ઉદ્યાનમાં નિર્દોષ સ્થાન, શય્યાદિ યાચી નિવાસ કર્યો.

[૪] તે કાળમાં તેજ વણારસી નગરીમાં ચાર વેદનો જાણકાર વિજયઘોષ નામનો બ્રાહ્મણ યજ્ઞ કરી રહ્યો હતો.

[૫] ઉપર્યુક્ત જયઘોષમુનિ માસખમણની મહાતપશ્ચર્યાને પારણે તે વિજયઘોષ બ્રાહ્મણના યજ્ઞવાડામાં (તેજ સ્થળે) ભિક્ષાર્થે આવીને ઉભા રહ્યા.

[૬] મુનિશ્રીને ત્યાં આવતા જોઇ તે યાજક દૂરથીજ અટકાવે છે. અને કહે છે કે હે ભિક્ષુ ! તને હું ભિક્ષા નહિ આપી શકું. કોઈ બીજે સ્થળેથી યાચના કરી લે.

[૭] હે મુનિ ! જે બ્રાહ્મણો ધર્મશાસ્ત્રના તથા ચારવેદના પારગામી, યજ્ઞાર્થી તથા જ્યોતિષશાસ્ત્ર સુદ્ધાં છ અંગને જાણનાર અને જે જિતેંદ્રિય હોય તેને

[૮] તથા પોતાના આત્માનો તથા પરના આત્માનો (આ સંસાર સમુદ્રમાંથી) ઉદ્ધાર કરવા સમર્થ હોય તેનેજ પડ્રસ સંયુક્ત મનોવાંછિત આ ભોજન આપવાનું છે.

[૯] ઉત્તમ અર્થની ગવેષણા કરનાર તે મહામુનિ આ પ્રમાણે ત્યાં નિષેધ કરાયા છતાં ન રાજી થયા, કે ન નારાજ થયા.

[૧૦] અન્ન, પાણી, વસ્ત્ર કે તેવા કોઇપણ સ્વાર્થને માટે નહિ પણ માત્ર વિજયઘોષની અજ્ઞાન મુક્તિને માટે તે મુનિએ આ વચન કહ્યાં:

[૧૧] હે વિપ્ર ! વેદના મુખને, યજ્ઞોના મુખને અને નક્ષત્રો તથા ધર્મોના મુખને તું જાણતો જ નથી.

નોંધ—અહીં મુખનો અર્થ રહસ્ય સમજવો.

[૧૨] જે પોતાના અને પરના આત્માનો (આ સંસારથી) ઉદ્ધાર કરવાને સમર્થ છે તેને પણ તું જાણી શક્યો નથી. જો જાણતો હો તો કહે.

**મહાતપસ્વી અને ઓજસ્વી મુનિના પ્રભાવશાળી પ્રશ્નોથી બ્રાહ્મણોની આખી સભા નિરુત્તર થઈ ગઈ.**

[૧૩] મુનિના પ્રશ્નનો ઊહાપોહ કે ઉત્તર આપવાને માટે અસમર્થ

થયેલો બ્રાહ્મણ તથા ત્યાં રહેલી આખી સભા બે હાથ જોડીને તે મહામુનિને પૂછવા લાગ્યાં.

[૧૪] આપજ વેદોનું, યજ્ઞોનું, નક્ષત્રોનું અને ધર્મોનું મુખ કહો

[૧૫] પોતાનો તથા પરના આત્માનો ઉદ્ધાર કરવા જે સમર્થ છે તે કોણ ? આ બધા અમને સંશયો છે. માટે (અમારાથી) પૂછાયેલા આપજ તેનો સુંદર રીતે જવાબ આપો.

[૧૬] મુનિએ કહ્યું–વેદોનું મુખ અગ્નિહોત્ર છે (અર્થાત્ અગ્નિહો. યજ્ઞ જે વેદમાં મુખ્ય છે તેજ વેદ–મુખ છે.) યજ્ઞોનું મુખ યજ્ઞાર્થી (સંયમરૂપી યજ્ઞના કરનાર સાધુ), નક્ષત્રોનું મુખ ચંદ્રમા છે. અને ધર્મના પ્રરૂપકોમાં ભગવાન ઋષભદેવ વીતરાગ હોવાથી તેમણે બતાવેલો સત્ય ધર્મ એજ સર્વ ધર્મમાં શ્રેષ્ઠ છે.

નોંધ—અગ્નિહોત્ર યજ્ઞમાં જીવરૂપ કુંડ, તપરૂપ વેદિકા, કર્મરૂપ ઇંધન, ધ્યાનરૂપ અગ્નિ, શુભ યોગરૂપી ચાટવા, શરીર રૂપી ગોર (યાજક) અને શુદ્ધ ભાવનારૂપ આહુતિ જાણવી. જે શાસ્ત્રોમા આવા યજ્ઞોનુ વિધાન હોય છે તે વેદ કહેવાય છે અને આવા યજ્ઞો કરે છે તેજ યાજકોમા શ્રેષ્ઠ ગણાય છે

[૧૭] જેમ ચંદ્ર આગળ ગ્રહ, નક્ષત્ર, તારાઓ વગેરે હાથ જોડી ઉભા રહે છે અને મનોહર રીતે સ્તુતિપૂર્વક વંદન કરે છે તેમ તે ઉત્તમ કાસ્યપને (ભગવાન ઋષભને) ઈંદ્રાદિ નમસ્કાર કરે છે

[૧૮] સાચું જ્ઞાન અને બ્રાહ્મણની સાચી પ્રતિજ્ઞાને નહિ જાણનાર મૂઢ પુરુષો કેવળ યજ્ઞ યજ્ઞ કર્યા કરે છે, પણ યજ્ઞનું રહસ્ય જાણી શકતા નથી. અને જે કેવળ વેદનું અધ્યયન અને શુષ્ક તપશ્ચર્યા કરતા હોય છે તે બધા બ્રાહ્મણ નથી પરંતુ રાખથી ઢંકાયેલા અગ્નિ જેવા છે.

## સાચા બ્રાહ્મણ કોણ ?

[૧૯] આ લોકમાં જે શુદ્ધ અગ્નિની માફક પાપથી રહિત થઇ પુજાયેલો છે તેનેજ કુશળ પુરુષો બ્રાહ્મણ માને છે. અને તેથીજ અમે પણ તેને બ્રાહ્મણ કહીએ છીએ.

[૨૦] જે સ્વજનાદિમાં આસક્ત થતો નથી અને સંયમી થઇ (કષ્ટથી) શોક કરતો નથી અને મહાપુરુષોનાં વચનામૃતોમાં આનંદ પામે છે તેનેજ અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[૨૧] જેમ શુદ્ધ થયેલું સોનું મેલરહિત હોય છે તેમ જે મળ અને પાપથી રહિત અને રાગ, દ્વેષ અને ભયથી પર હોય છે તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[૨૨] જે સદાચારી, તપસ્વી, દમિતેન્દ્રિય અને તપશ્ચર્યાદ્વારા માંસ અને લોહી શોષવી નાંખ્યા હોય, કૃશ શરીરવાળો ( દુર્બળ ) અને કષાય જવાથી શાંતિને પામેલો હોય છે તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[૨૩] જે હાલતા ચાલતા જીવોને અને સ્થાવર ( પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ ) જીવોને પણ મનથી, વચનથી કે કાયાથી હણતો નથી તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[૨૪] જે ક્રોધથી, હાસ્યથી, લોભથી કે ભયથી ખોટું બોલતો નથી, તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[૨૫] જે સચિત ( ચેતનવાળા જીવો, પશુ ઇત્યાદિ ) કે અચિત્ત (સુવર્ણ ઇત્યાદિ) થોડું કે બહુ અણદીધેલું કે અણઘટતું લેતો નથી તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[૨૬] જે દેવતા, મનુષ્ય કે તિર્યંચ સંબંધી મન, વચન, અને કાયાએ કરી મૈથુન સેવતો નથી—

[૨૭] જેમ કમળ પાણીમાં ઉત્પન્ન થવા છતાં પાણીથી લેપાતું નથી, તેમ કામ ભોગોથી જે અલિપ્ત થાય તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[૨૮] જે રસલોલુપી ન હોય, માત્ર ધર્મ નિમિત્તેજ ભિક્ષાજીવી હોય અને ગૃહસ્થોમાં આસક્ત ન હોય તેવા અકિંચન ત્યાગીનેજ અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[૨૯] જે પૂર્વસંયોગ (માતા, પિતા, ભાઈ વગેરેના સંયોગ જ્ઞાતિજનોના સંગ અને બંધુવર્ગને છોડીને પછીથી તેના રાગમાં કે ભોગોમાં જે આસક્ત થતો નથી તેનેજ અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[૩૦] હે વિજયઘોષ ! જે વેદો પશુવધને નિરૂપનારા છે તે અને પાપ કર્મો કરી હોમાયેલી આહૂતિઓ તે યજ્ઞ કરનાર દુરાચારીનેજ શરણભૂત થતાં નથી. કારણ કે કર્મો ફળ આપવામાં બળવાન હોય છે.

[૩૧] હે વિજયઘોષ ! મસ્તક મુંડન કરવાથી સાધુ થવાતું નથી. ૐકારના ઉચ્ચારણથી બ્રાહ્મણ થવાતું નથી, તેમ અરણ્યવાસથી મુનિ કે ભગવાં વસ્ત્ર પહેરવાથી તાપસ થવાતું નથી.

[૩૨] સમભાવથી સાધુ થવાય છે. બ્રહ્મચર્યપાલનથી બ્રાહ્મણ થવાય છે અને જ્ઞાન હોય તે મુનિ તથા તપસ્વી હોય તેજ તાપસ કહેવાય છે.

[૩૩] વાસ્તવિક રીતે વર્ણવ્યવસ્થા જન્મગત નથી, પણ કર્મગત છે. કર્મથીજ બ્રાહ્મણ થવાય છે. કર્મથીજ ક્ષત્રિય થવાય છે, કર્મથીજ વૈશ્ય અને કર્મથીજ શૂદ્ર થવાય છે.

[૩૪] આ વસ્તુઓને ભગવાને ખુલ્લી રીતે કહી બતાવી ! સ્નાતક ( ઉચ્ચ બ્રાહ્મણ ) પણ તેવાજ ગુણોથી થઈ શકાય

મારેજ બધાં કર્મોથી મુક્ત હોય, અથવા મુક્ત થવાનો પ્રયત્ન કરે તેનેજ અમે બ્રાહ્મણ કહીએ છીએ.

[૩૫] ઉપરના ગુણોથી યુક્ત જે ઉત્તમ બ્રાહ્મણો હોય છે તેઓજ પોતાના અને પરના આત્માનો ઉદ્ધાર કરવાને માટે સમર્થ છે.

[૩૬] આ પ્રકારે સંશયનુ સમાધાન થયા પછી તે વિજયઘોષ બ્રાહ્મણ તે પવિત્ર વચનોને હૃદયમાં ઉતારીને પછી જયઘોષ મુનિને સંબોધીને—

[૩૭] સંતુષ્ટ થયેલો તે વિજયઘોષ હાથ જોડીને આ પ્રમાણે કહેવા લાગ્યો :—હે ભગવન્ ! આપે યથાર્થ બ્રાહ્મણપણું મને સમજાવ્યું.

[૩૮] ખરેખર આપજ યજ્ઞોના યાજક (કરનાર) છો. આપજ વેદોના જાણ છો. આપજ જ્યોતિષશાસ્ત્રાદિ અંગોના જાણકાર વિદ્વાન છો અને આપજ ધર્મોના પારગામી છો.

[૩૯] આપ આપના અને પરના આત્માનો ઉદ્ધાર કરવાને સમર્થ છો. માટે હે ભિક્ષૂત્તમ ! ભિક્ષા ગ્રહણ કરવાની અમારા પર કૃપા કરો.

[૪૦] હે દ્વિજ ! મને તારી ભિક્ષાથી કશું પ્રયોજન નથી. જલદી સંયમમાર્ગની આરાધના કર. જન્મ, જરા, મૃત્યુ, રોગ એવા એવા ભયોથી ઘેરાયલા આ સંસાર સાગરમાં પરિભ્રમણ ન કર.

[૪૧] કામભોગોથી કર્મબંધન થઈ જીવાત્મા મલિન થાય છે. ભોગરહિત જીવાત્મા શુદ્ધ થઇ કર્મથી લેપાતો નથી. ભોગી-સંસારમાં ભમે છે ભોગમુક્ત સંસારથી મુક્ત થાય છે.

[૪૨] સૂકો અને લીલો એવા બે માટીના ગોળાઓ ભીંતમાં અથડાવા છતાં જે લીલો હોય છે તેજ ચોંટે છે, સૂકો ચોંટતો નથી.

[૪૩] એજ પ્રમાણે કામભોગમાં આસક્ત, દુષ્ટ બુદ્ધિવાળા પાપકર્મ કરી સંસારમાં ચોંટે છે. જે વિરક્ત પુરુષો હોય છે તે સૂકા ગોળાની માફક સંસારમાં ચોંટતા નથી.

[૪૪] આ પ્રમાણે જયઘોષ મુનિવર પાસે શ્રેષ્ઠ ધર્મ સાંભળીને સંસારની આસક્તિથી રહિત થઈ પ્રવ્રજિત થયો.

[૪૪] એ પ્રમાણે સંયમ તથા તપશ્ચર્યા દ્વારા પોતાનાં સકળ પૂર્વ-કર્મોનો ક્ષય કરી જયઘોષ અને વિજયઘોષ એ બન્ને ત્યાગીઓ સર્વશ્રેષ્ઠ સિદ્ધિને પામ્યા.

**નોંધ:**—જન્મથી સૌએ જીવો સમાન છે. સમાન જીવી, સમાન લક્ષી અને સમાન પ્રયત્નશીલ છે. જન્મથી સૌએ શૂદ્ર છે, સંસ્કારથીજ દ્વિજ બને છે. સારાંશ; પતન કે વિકાસ એજ નીચ અને ઉચ્ચનાં સૂચક છે. જન્મગત ઉચ્ચ નીચના ભેદો માની લેવા એ તો કેવળ ભ્રમ છે.

જાતિથી કોઈ ચાંડાલ, કોઈ બ્રાહ્મણ, કોઇ વૈશ્ય કે કોઈ ક્ષત્રિય નથી. ઘણા જાતિના ચાંડાલ બ્રાહ્મણો જેવા હોય છે. ઘણા જાતિના બ્રાહ્મણો ચાંડાલ જેવા હોય છે. ઘણા જાતિના ક્ષત્રિય વૈશ્યો સમાન હોય છે. ઘણા જાતિના વૈશ્ય ક્ષત્રિય સમાન હોય છે. માટે કર્મથીજ બ્રાહ્મણ, કર્મથીજ ક્ષત્રિય, કર્મથીજ વૈશ્ય અને કર્મથીજ શૂદ્ર કહેવાય છે. ગુણોથીજ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે ચાંડાલ થવાય છે.

બ્રહ્મચર્ય, અહિંસા, ત્યાગ અને તપશ્ચર્યાદિ ગુણોના વિકાસમાં બ્રાહ્મણત્વનો વિકાસ છે. સાચું બ્રાહ્મણત્વ સાધી બ્રહ્મ (આત્મસ્વરૂપ) ને કે આત્મજ્યોતિને પામવી એજ સૌનું લક્ષ્ય છે. જાતિપાંતિના કલેશો છોડી બ્રાહ્મણત્વની આરાધના કરવી એ સૌને માટે આવશ્યક છે.

એમ કહું છું.

એ પ્રમાણે યજ્ઞ સંબંધીનું પચીસમું અધ્યયન સમાપ્ત થયું.



# સમાચારી



૨૬

સમાચારી એટલે સમ્યક્ દિનચર્યા. દેહ, ઇન્દ્રિય અને મન; આ બધાં સાધનો જે ઉદ્દેશથી મળ્યાં છે, તે ઉદ્દેશને લક્ષ્યમાં રાખી તે સાધનોનો સદુપયોગ કરી લેવો એજ ચર્યા.

• અહોરાત્ર મનને ઉચિત પ્રસંગમાં જોડી દેવું અને સતત એકને એક કાર્યમાં પરાયણ રહેવું. તે સાધકની દિનચર્યા ગણાય.

આમ કરવાથી પૂર્વ જીવનગત દુષ્ટ પ્રકૃતિઓને વેગ મળતો નથી. અને નવીન પવિત્રતા પ્રાપ્ત થતી જવાથી પૂર્વની દુષ્ટ વાસનાઓ નિર્બળ થઈ આખરે ખરી પડે છે અને તેમ તેમ મોક્ષાર્થી સાધક પોતાના આત્મરસના ઘુંટડા વધુ ને વધુ પીતો પીતો અમર બની જાય છે.

અહીં ત્યાગજીવનની સમાચારી વર્ણવેલી છે. ત્યાગી જીવન સામાન્ય ગૃહસ્થ સાધક જીવન કરતાં વધારે ઉચ્ચ, સુંદર અને પવિત્ર હોય છે. તેથી તેની દિનચર્યા પણ તેટલીજ શુદ્ધ અને કડક હોય તે સ્વાભાવિક છે

પોતાના આવશ્યક કાર્ય સિવાય પોતાનું સ્થાન ન છોડવાની વૃત્તિ (સ્થાનસ્થિરતા), પ્રશ્નચર્યા અને ચિંતનમાં લીનતા, દોષોનું નિવારણ, સેવા, નમ્રતા અને જ્ઞાનપ્રાપ્તિ. આ બધા અંગોનો સમાવેશ સમાચારીમાં થાય છે.

**સમાચારી તો સંયમી જીવનની વ્યાપક ક્રિયા છે. પ્રાણ અને જીવનનો જેટલો સહભાવ છે તેટલોજ સહભાવ સમાચારી અને સંયમી જીવનનો છે**

ભગવાન બોલ્યા—

[૧] હે શિષ્ય ! સંસારના સર્વ દુઃખથી છોડાવનારી સમાચારી (દસ પ્રકારની સાધુ સમાચારી) ને કહીશ કે જે સમાચારીને આચરીને નિર્ગ્રંથ સાધુઓ આ સંસાર સમુદ્રને તરી ગયા છે

[૨] પહેલી આવશ્યકી, બીજી નૈષેધિકી, ત્રીજી આપૃચ્છના અને ચોથી પ્રતિપૃચ્છના છે

[૩] અને પાંચમી છંદના, છઠ્ઠી ઈચ્છાકાર, સાતમી મિથ્યાકાર અને આઠમી તથ્યેતિકાર છે

[૪] વળી નવમી અભ્યુત્થાન અને દશમી ઉપસંપદા આ પ્રમાણે દશ પ્રકારની સાધુ સમાચારી મહાપુરુષોએ કહી છે

[૫] (તે દશ પ્રકારની સમાચારીને વિસ્તારપૂર્વક કહે છે –) (૧) ગમન (ઉપાશ્રય, ગુરુકુળસ્થાનની બહાર જવું) વખતે આવશ્યકી સમાચારી આચરવી અર્થાત્ આવશ્યક કાર્ય માટે બહાર જવું (૨) નૈષેધિકીક્રિયા ઉપાશ્રયમાં આવ્યા પછી કરવી અર્થાત્ હવે હું બહારના કાર્યથી નિવર્તી ઉપાશ્રયમાં દાખલ થયો છું હવે બહાર જવાનો આવશ્યક કાર્ય સિવાય નિષેધ છે એમ માની વર્તવું (૩) આપૃચ્છના ક્રિયા એટલે કોઈપણ પોતાના કાર્ય કરવામાં ગુરુને કે વડીલ સાધક મુનિ વરને પૂછીનેજ કરવું (૪) પ્રતિપૃચ્છના એટલે બીજાના કાર્ય માટે ફરીથી ગુરુને પૂછવું

નોંધ—પહેલી અને બીજી ક્રિયામાં કોઈપણ આવશ્યક ક્રિયા સિવાય ગુરુકુળવાસ છોડવો નહિ તેમ બતાવી સાધકની જવાબદારી સમજાવી છે

ત્રીજીમાં વિનય એ સાધકનું પરમ કર્તવ્ય છે. તે અને ચોથીમા અન્ય મુનિઓની સેવા તથા વિચારોનો ઊહાપોહ બતાવ્યા છે.

[૬] (૫) પદાર્થ નમૂહોમા છંદના—એટલે પોતાની સાથે રહેલા દરેક ભક્ષુઓને વસ્તુઓનું નિમંત્રણ કરવુ. જેમકે ભિક્ષાદિ લાવ્યા બાદ બીજા મુનિઓને આમંત્રણ કરે કે કૃપાકરી આપ પણ આમાથી કંઈ ગ્રહણ કરી મને લાભ આપો. આવા વર્તનને છંદના કહે છે. (૬) ઇચ્છાકાર—એટલે પોતાની કે પરની ઇચ્છા પરસ્પર જાણી જણાવી અનુકૂળ વર્તવું. (૭) મિથ્યાકાર—એટલે ગફલતથી થયેલી પોતાની ભૂલોનું ખૂબ ચિંતન કરી તેનું પ્રાયશ્ચિત કરી તેને મિથ્યા (નિષ્ફળ) બનાવવું તે જાતની ક્રિયા. (૮) પ્રતિશ્રુતેતથ્યેતિકાર એટલે કે ગુરુજન કે વડીલ ભિક્ષુઓની આજ્ઞાનો સ્વીકાર કરી તેમનું કહેલું યથાર્થ છે, તેમ જાણી આદર કરવો તે જાતની ક્રિયા.

**નોંધ:**—પાંચમીમાં એકલપેટાપણુ છોડી હૃદયની ઉદારતા, છઠ્ઠીમાં સાથે વસના ભિક્ષુકોનો પારસ્પરિક પ્રેમ, સાતમીમાં સૂક્ષ્મત્રુટિનું પણ નિવારણુ અને આઠમી સમાચારીમા આજ્ઞાની આધીનતા બતાવ્યાં છે.

[૭] (૯) ગુરુ પૂજામાં અભ્યુત્થાન—એટલે ઉઠવા બેસવામા કે બીજી બધી ક્રિયાઓમાં ગુરુ ઇત્યાદિની અનન્યભાવે ભક્તિ બતાવવાની અને તેમના ગુણોની પૂજા કરવાની ક્રિયા. (૧૦) અવસ્થાને ઉપસંપદા એટલે પોતાની સાથે રહેલા આચાર્ય ઉપાધ્યાય કે અન્ય વિદ્યાગુરુઓ પાસે વિદ્યા મેળવવા માટે વિવેકપૂર્વક રહેવું અને વિનમ્ર ભાવથી વર્તવુ તે ક્રિયા. આ પ્રમાણે દશ સમાચારીઓ કહેવાય છે.

[૮] (દશમી સમાચારીમા જે સ્થળે ભિક્ષુ રહ્યો હોય છે તે ગુરુકુળ વાસમાં તેણે રાત્રિ અને દિવસની શી ચર્યા કરવી તે વિસ્તાર-પૂર્વક બતાવે છે.) દિવસના ચાર પ્રહર પૈકી સૂર્ય ઉગ્યા બાદ

પહેના પ્રહરને ચોથે ભાગે (તેટલા કાળ સુધીમા) વસ્ત્રપાનાદિ ( સયમીના ઉપકરણો ) નુ પ્રતિલેખન કરવુ અને તે ક્રિયા કર્યા બાદ ગુરુને વદન કરીને–

**નોંધ.**—દિવસના ચાર પ્રહર હોય છે તેથી જો ૩૨ ઘડીનો દિવસ હોય તો આઠ ઘડીનો પ્રહર ગણાય તેનો ચોથો ભાગ બે ઘડી (૪૮ મિનિટ) ગણાય જૈન ભિક્ષુઓને હમેશા વસ્ત્રપાત્રાદિ જે સયમ નિર્વાહના ઉપયોગી સાધનો હોય તેનુ દિવસમાં બેવાર પ્રતિલેખન (ઝીણી નજર સપૂર્ણ નિરીક્ષણ) કરવુ જોઈએ

[૯] બે હાથ જોડીને પૂછવુ જોઈએ : હે પૂજ્ય ! હવે હુ શુ કરુ ? વૈયાવૃત્ય (સેવા) કે સ્વાધ્યાય (અભ્યાસ) એ બે પૈકી આપ કઇ વસ્તુમા મારી યોજના કરવા ઇચ્છો છો ? હે પૂજ્ય ! મને આજ્ઞા કરો.

[૧૦] જો ગુરુજી વૈયાવૃત્ય (કાઇપણ જાતની સેવા) મા જોડાવાનુ કહે તો અગ્લાન (ખેદ રહિત) પણે સેવા કરવી અને જો શાસ્ત્રોના સ્વાધ્યાયમા યોજે તો સર્વ દુ ખથી છોડાવનાર અભ્યાસમા શાતિપૂર્વક લીન થવુ

**નોંધ.**—(૧) વાચના (શિક્ષણ લેવુ ), (૨) પૃચ્છના (પ્રશ્નો પૂછી સમાધાન કરવુ), (૩) પરિવર્તના (શીખેલાનુ પુનરાવર્તન કરવુ), (૪) અનુપ્રેક્ષા (ચિતન) અને (૫) ધર્મકથા આ પાચે સ્વાધ્યાયના ભેદો છે

[૧૧] વિચક્ષણ મુનિવરે આખા દિવસના ચાર ભાગો પાડવા અને એ ચાર વિભાગોમા ઉત્તર ગુણ ( કર્તવ્ય કર્મ )ની ખીલવટ ( વૃદ્ધિ ) કરવી

[૧૨] (ચાર પ્રહરના સામાન્ય કર્તવ્યો કહે છે—) પહેલે પ્રહરે સ્વાધ્યાય (અભ્યાસ), બીજે પ્રહર ધ્યાન, ત્રીજે પ્રહરે ભિક્ષાચરી અને વળી ચોથ પ્રહરે સ્વાધ્યાયાદિ કર

**નોંધઃ**—પહેલા અને છેલ્લા પ્રહરમાં પ્રતિલેખન અને શારીરિક હાજત નિવારવાની ક્રિયા પણ આદિ શબ્દથી સમજી લેવી.

[૧૩] આષાઢ માસમાં બે પગલે, પોષ માસમાં ચાર પગલે અને ચૈત્ર તથા આસો માસમાં ત્રણ પગલે પોરસી થાય.

**નોંધઃ**—પોરસી એટલે પ્રહર, સુર્યના છાયા પરથી કાળનું પ્રમાણ મળે તે માટે આ વિધાન કરેલું છે.

[૧૪] ઉપર કહ્યા તે સિવાય બીજા આઠ મહિનાને વિષે પ્રત્યેક સાત અહોરાત્રિએ ( સાત દિવસે ) એકેક અંગુલ અને પખવાડીએ બબ્બે અંગુલ અને મહિને ચાર ચાર અંગુલ છાયા પોરસીમાં વધે ઘટે છે.

**નોંધઃ**—શ્રાવણ વદી । ૧ । થી પોષ સુદી । ૧૫ । સુધી છાયા વધે અને મહા વદી । ૧ । થી તે આષાઢ સુદી । ૧૫ । સુધી છાયા ઘટે.

**જે માસમાં તિથિ ઘટે છે તે કહે છેઃ—**

[૧૫] અષાઢ, ભાદરવો, કાર્તિક, પોષ, ફાગણ અને વૈશાખ એ બધાના કૃષ્ણ પક્ષમાં એકેક તિથિ ઘટે છે.

**નોંધઃ**—ઉપરના છએ માસ ૨૯ દિવસના હોય છે તે સિવાયના બધા માસ ૩૦ દિવસના હોય છે. એ હિસાબે ચંદ્ર વર્ષ ૩૫૪ દિવસનું ગણાય.

[૧૬] (પોણી• પોરસીના પગની છાયાનું માપ કહે છેઃ—) જેઠ, અષાઢ અને શ્રાવણ આ ત્રણ મહિનામાં જે પોરસી માટે પગના છાયાનું માપ કહ્યું છે તે પગલા ઉપર ૭ આંગળ વધારી દેવાથી તે મહિનાની પોણી પોરસી થાય; અને ભાદરવો, આસો અને કાર્તિક એ ત્રણ મહિનામાં ઉપર જે માપ કહેલ છે તેમાં આઠ આંગળ વધારવાથી પોણી પોરસી

થાય. અને માગશર, પોષ અને મહા આ ત્રણ મહિનામાં કહેલ માપથી દશ આંગળ વધારવાથી પોણી પોરસીનું માપ થાય. ફાગણ, ચૈત્ર અને વૈશાખ, આ ત્રણ મહિનામાં જે માપ કહેલ છે તેનાથી ૮ આંગળ છાયા વધારવાથી પોણી પોરસી થાય. આ વખતે વસ્ત્ર, પાત્રાદિકનું પ્રતિલેખન કરવું.

[૧૭] વિચક્ષણ સાધુ રાત્રિના પણ ચાર ભાગ કરે અને રાત્રિના ચાર ભાગને વિષે પ્રત્યેક પોરસીને યોગ્ય કર્તવ્ય પ્રમાણે ગુણોની વૃદ્ધિ કરે.

[૧૮] રાત્રિમાં પહેલે પ્રહરે સ્વાધ્યાય, બીજે પ્રહરે ધ્યાન, ત્રીજા પ્રહરે નિદ્રા અને ચોથા પ્રહરે પાછો સ્વાધ્યાય કરવો.

[૧૯] (રાત્રિની પોરસીનું માપ શી રીતે કાઢવું તે કહે છે:–) જે કાળને વિષે જે જે નક્ષત્રો આખી રાત્રિ પૂર્ણ કરતાં હોય તે નક્ષત્ર આકાશના ચોથે ભાગે પહોંચે ત્યારે રાત્રિનો પહેલો પ્રહર પૂરો થયો જાણી સ્વાધ્યાયથી વિરમવું.

[૨૦] અને તેજ નક્ષત્ર, આકાશનો ચોથો ભાગ બાકી રહે તેટલે સુધી આવે અર્થાત્ કે ચોથી પોરસીમાં આવે ત્યારે સ્વાધ્યાય શરુ કરવો. અને તે પોરસીના ચોથે ભાગે ( બે ઘડી રાત્રિ બાકી રહે ત્યારે ) કાળ જોઈ મુનિએ પ્રતિક્રમણ કરવું.

[૨૧] (હવે દિવસનું વિસ્તાર પૂર્વક કર્તવ્ય કહે છે–) પહેલા પ્રહરને ચોથે ભાગે ( સૂર્યોદયથી બે ઘડી સુધી ) વસ્ત્રપાત્રનું પ્રતિલેખન કરવું અને પછી ગુરુને વંદન કરીને સર્વ દુઃખથી મૂકાવનાર એવો સ્વાધ્યાય કરવો.

[૨૨] પછી દિવસના છેલ્લા પ્રહરના ચોથે ભાગે ગુરુને વંદન કરીને સ્વાધ્યાય કાળનો અતિક્રમ ( ઉલ્લંઘન ) કર્યા સિવાય વસ્ત્રપાત્રાદિનું પ્રતિલેખન કરવું.

[૨૩] પહેલા મુખપત્રિકાનુ પ્રતિલેખન કરી પછી ગુચ્છકનું પ્રતિલેખન કરે પછી ગુચ્છાને હાથમા લઇને મુનિ વસ્ત્રોનુ પ્રતિલેખન કરે.

[૨૪] (વસ્ત્ર પ્રતિલેખનની વિધિ કહે છે–) (૧) વસ્ત્ર જમીનથી ઊંચુ રાખવું, (૨) મજબુત પકડવું (૩) ઉતાવળુ પ્રતિલેખન ન કરવું, (૪) આદિથી માંડીને અંત સુધી અનાગર વસ્ત્રને જોવુ. (આ માત્ર દૃષ્ટિની પ્રતિલેખના થઇ.) (૫) વસ્ત્રને થોડું ખંખેરવુ, (૬) ખંખેરતાં જીવ ન ઉતરે તો ગુચ્છાથી તેને પુજવુ.

[૨૫] (૭) પ્રતિલેખન કરતી વખતે વસ્ત્ર કે શરીરને નચાવવું નહિ અને (૮) વાળવુ પણ નહિ. (૯) થોડો ભાગ પણ પ્રતિલેખન કર્યા વગરનો ન રાખવો. (૧૦) વસ્ત્રને ઊંચુ નીચુ કે ભીંત પર અફળાવવું નહિ. (૧૧) ઝાટકવું નહિ. (૧૨) વસ્ત્રાદિકને વિષે જીવ દેખાય તો તે જીવ હથેળી પર ઉતારી તેનું રક્ષણ કરવુ.

**નોંધઃ**—કેટલાક નવ ખોડાનો અર્થ પડિલેહણ કરતાં નવ વાર જોવું એવો પણ કરે છે

[૨૬] (હવે છ પ્રકારની અપ્રશસ્ત પ્રતિલેખના કહે છે–) (૧) આરભટા (પ્રતિલેખના વિપરીત રીતે કરવી), (૨) સંમર્દા (વસ્ત્રને ચોળવું કે મર્દવું), મોશલી (ઊંચી, નીચી કે આડી ધરતીએ વસ્ત્રને લગાડવુ), (૪) પ્રસ્ફોટના (પ્રતિલેખન કરતા વારંવાર ઝાટકવું), (૫) વિક્ષિપ્તા (પ્રતિલેખન કર્યા વિના આઘાપાછા સરકાવી દેવા), (૬) વેદિકા (ઘુંટણ કે હાથમાં રાખના જવું)

[૨૭] (તે સિવાય બીજી સાત અપ્રશસ્ત પ્રતિલેખનાઓ કહે છે–)

(૧) પ્રશિથિલ ( વસ્ત્રને મજબુત ન પકડવું ), (૨) પ્રલંબ (વસ્ત્ર લાંબુ રાખી પડિલેહણા કરવી ), (૩) લોલ ( ધરતી સાથે વસ્ત્રને રગદોળવું), (૪) એકામર્ષા (એકી વખતે આખું વસ્ત્ર એક દ્રષ્ટિમાં જોઈ લેવું) (૫) અનેક રૂપ ધૂના (પ્રતિલેખન કરતાં શરીર તથા વસ્ત્રને હલાવવું), (૬) પ્રમાદપૂર્વક પ્રતિલેખન કરવું, (૭) પ્રતિલેખન કરતા શંકા ઉપજે તો આગળીઓથી ગણતાં ઉપયોગ ચૂકી જવો તે આમ તેર પ્રકારની અપ્રશસ્ત પ્રતિલેખના કહી છે.

[૨૮] વધારે ઓછી કે વિપરીત પ્રતિલેખના ન કરવી તેજ પ્ર (પ્રકાર) પ્રશસ્ત છે અને બીજા બધા પ્રકારો અપ્રશસ્ત સમજવા.

**નોંધઃ**—પ્રતિલેખનના આઠ ભેદો છે તે પૈકી ઉપર કહેલો પહેલોજ ભેદ આચરવો. બાકીના છોડી દેવા.

[૨૯] પ્રતિલેખના કરતા કરતાં જો (૧) પરસ્પર વાર્તાલાપ કરે (૨) કોઈ દેશની કથા કરે, (૩) કોઇને પ્રત્યાખ્યાન આપે, (૪) કોઇને વાચના આપે કે (૫) પશ્ન પૂછે તો—

[૩૦] પ્રતિલેખનામા પ્રમાદ કરીને તે ભિક્ષુ પૃથ્વી, પાણી, અગ્નિ વાયુ, વનસ્પતિ કે હાલતા ચાલતા જીવોનો વિરોધક બને છે.

[૩૧] અને જો પ્રતિલેખનમા બરાબર ઉપયોગ રાખે તો તે ભિક્ષુ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ કે હાલતા ચાલતા જીવોનો રક્ષક બની શકે છે.

**નોંધઃ**—જો કે વસ્ત્રપાત્રાદિના પ્રતિલેખનમાં પ્રમાદ કરવાથી માત્ર હાલતા ચાલતા જીવોનો કે વાયુકાયના જીવોનો ઘાત સંભવે છે પરંતુ પ્રમાદ એ વસ્તુજ એવી છે કે તે જીવનમા વ્યાપક થઇ ભિક્ષુકના ઉદ્દેશને ભૂલાવી છકાયની રક્ષામાં હાનિ ઉત્પન્ન કરે છે

[૩૨] ત્રીજી પોરસીમાં નીચેનાં ૭ પૈકી કોઇ પણ એક કારણ ઉત્પન્ન થાય ત્યારે આહારપાણીની ગવેષણા કરવી.

**નોંધઃ**—બીજે પ્રહરે ભિક્ષાચરી માટે જવાનું વિધાન કાળ અને ક્ષેત્ર જોઈને કહેવાયલું છે. તેનો આશય સમજી વિવેકપૂર્વક શોધન કરવું.

[૩૩] ક્ષુધાવેદનાની શાંતિ માટે, (૨) સેવા માટે ( શક્ત શરીર હોય તો સેવા કરી શકે તે સારૂ), (૩) ઇર્યાર્થને માટે (ખાધા વિના આંખે અંધારા આવતા હોય તો તે મટાડી ગમન કરી શકાય તે માટે), (૪) સંયમ પાળવાને માટે, (૫) જીવન નિભાવવા માટે અને (૬) ધર્મધ્યાન અને ચિંતન માટે. આ પ્રમાણે ૭ કારણોથી નિર્ગ્રંથ આહાર પાણી ભોગવે.

[૩૪] ધૈર્યવાન સાધુ કે સાધ્વી નીચેનાં ૭ કારણે આહાર ન કરે તો તે અસંયમી ન ગણાય. ( એટલે કે સંયમના સાધક ગણાય. ) .

[૩૫] (૧) રોગી સ્થિતિમા, (૨) ઉપસર્ગ ( પશુ, મનુષ્ય કે દેવનું કષ્ટ) આવે તે સહન કરવામાં, (૩) બ્રહ્મચર્ય પાળવાને માટે, (૪) નાના જીવોની ઉત્પત્તિ જાણીને તેની દયા પાળવાને માટે, (૫) તપ કરવાને અર્થે અને (૬) શરીરનો અંતકાળ જાણીને અંતિમ સંથારા માટે. (આ ૭ કારણોથી આહાર ન કરે તો સંયમપાલન થયું ગણાય. )

નોંધઃ—સંયમીજીવન પાળવા માટેજ આહારનો ઉપયોગ કરવો અને સંયમીજીવન હણાતું હોય તો તેની રક્ષા માટે આહાર ન કરવો તેમ જણાવી સંયમીજીવનનીજ મુખ્યતા બતાવી છે. સંયમીજીવન માટે ખાવું, ખાવા માટે સંયમીજીવન નહિ.

[૩૬] આહાર પાણી લેવા જતી વખતે ભિક્ષુએ સર્વ પાત્રો અને ઉપકરણો બરાબર પુંજી લઇ ભિક્ષાર્થે જવું. ભિક્ષા માટે વધુમાં વધુ અર્ધા યોજન સુધી જવું.

[૩૭] આહાર કર્યા પછી ચોથી પોરસીમાં ભાજનોને બાંધી સર્વભાવ ( પદાર્થ ) નો પ્રકાશ કરનાર (એવો) સ્વાધ્યાય કરે.

[૩૮] ચોથી પોરસીના ચોથા ભાગે સ્વાધ્યાય કાળથી નિવૃત્ત થઇ ગુરુને વંદન કરીને વસ્ત્ર, પાત્ર ઇત્યાદિની ભિક્ષુ પડિલેહણા કરે.

નોંધઃ—ચોથી પોરસીનો ચોથો ભાગ એટલે સૂર્યાસ્ત થવા પહેલા બે ઘડી.

[૩૯] મળ, મૂત્ર ત્યાગ કરવાની ભૂમિકાને જોઇ આવી (પાછા આવ્યા બાદ ઇરિયા વહિયા ક્રિયા કરીને) સર્વ દુઃખથી મૂકાવનાર એવો ક્રમપૂર્વક કાયોત્સર્ગ કરે.

નોંધઃ—જૈન દર્શનમા ભિક્ષુ માટે અવશ્ય સવાર અને સાંજ એમ બે વાર પ્રતિક્રમણ કરવાનાં હોય છે. તે પ્રતિક્રમણમાં થયેલા દોષોની આલોચના અને ભવિષ્યમા ન થાય તેવો સંકલ્પ કરવાનો હોય છે.

[૪૦] તે કાયોત્સર્ગમાં દિવસ સંબંધીનાં જ્ઞાન, દર્શન કે ચારિત્રમા થયેલા દોષોને ક્રમપૂર્વક ભિક્ષુએ ચિંતવવા

[૪૧] કાયોત્સર્ગ પાળીને પછી ગુરુ પાસે આવી વંદન કરે. વંદન કર્યા પછી ભિક્ષુ દિવસમા થયેલા અતિચાર (દોષ) ને ક્રમપૂર્વક ગુરુ પાસે કહે

[૪૨] એ પ્રમાણે દોષના શલ્યથી રહિત થઈ (બધા જીવોની ક્ષમાપના લે ) ત્યારબાદ ગુરુને નમસ્કાર કરીને સર્વદુઃખથી છોડાવનાર કાયોત્સર્ગને કરે.

[૪૩] કાયોત્સર્ગને પાળીને ફરીવાર ગુરુને વંદન કરી ( પ્રત્યાખ્યાન કરી ) ત્યારબાદ પંચપરમેષ્ઠીના સ્તુતિમંગલ કરીને સ્વાધ્યાયકાળની અપેક્ષા રાખે.

**નોંધઃ**–પ્રતિક્રમણના છ આવશ્યક (વિભાગ) હોય છે. તે બધી વિધિ ઉપર કહેલ છે.

[૪૪] (હવે રાત્રિની વિધિ કહે છે) પહેલે સ્વાધ્યાય, બીજે ધ્યાન, ત્રીજે નિદ્રા અને ચોથે પ્રહરે મુનિ પુનઃ સ્વાધ્યાય કરે.

[૪૫] ચોથી પોરસીનો આવેલો કાળ જાણીને (ચોથી પોરસીનો કાળ સમજીને) પોતાના અવાજથી ગૃહસ્થીઓ ન જાગે તેવી રીતે સ્વાધ્યાય કરે.

[૪૬] ચોથી પોરસીનો ચોથો ભાગ બાકી રહે (સૂર્યોદયથી બે ઘડી પહેલાં સ્વાધ્યાય કાલથી નિવૃત્ત થઇને) ત્યારે આવશ્યક કાળનું પ્રતિલેખન કરી (પ્રતિક્રમણનો કાળ જાણીને) પછી ગુરુને વંદન કરે.

[૪૭] (દૈવસી પ્રતિક્રમણની વિધિ કહી છે તે પ્રમાણે બધી વિધિ થયા પછી—) સર્વ દુઃખથી મૂકાવનાર કાયોત્સર્ગ આવે ત્યારે પ્રથમ કાયોત્સર્ગ કરે.

[૪૮] તે કાયોત્સર્ગમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ સંબંધી જે અતિચાર લાગ્યા તે અનુક્રમે ચિંતવે.

[૪૯] કાયોત્સર્ગ પાળ્યા પછી ગુરુને વંદન કરીને રાત્રિ સંબધી થયેલા અતિચારને ક્રમપૂર્વક પ્રકટ કરી આલોચના લે.

[૫૦] દોષ રહિત થઇને અને ક્ષમા યાચીને ગુરુને વંદન કર્યા બાદ ફરીથી સર્વ દુઃખોથી મૂકાવનાર કાયોત્સર્ગ કરે.

**નોંધઃ**–કાયોત્સર્ગ એટલે દેહભાવથી મુક્ત થઇ ધ્યાનમાં રહેવાની ક્રિયા.

[૫૧] કાયોત્સર્ગમાં ચિંતન કરે કે હવે હું કઇ જાતની તપશ્ચર્યા આદરું ? પછી નિશ્ચય કરીને કાયોત્સર્ગથી નિવૃત્ત થઇ ગુરુને વંદન કરે.

[૫૨] ઉપર પ્રમાણે કાયોત્સર્ગથી નિવૃત્ત થઇ ગુરુને વંદન કરી તેમની પાસેથી તપશ્ચર્યાના પચ્ચક્ખાણ (પ્રત્યાખ્યાન) વઇ સિદ્ધો (પરમેષ્ટી) નું સંસ્તવન કરે.

**નોંધઃ**–એ પ્રમાણે રાત્રિપ્રતિક્રમણના છ આવશ્યક (વિભાગો)ની ક્રિયા પૂર્ણ થઇ.

[૫૩] આ પ્રમાણે દશ પ્રકારની સમાચારી સંક્ષેપથી કહી. જેને આચરીને આ સંસારસાગરને ઘણા જીવો તરી ગયા.

અસાવધાનતા વિકાસની રોધક છે ગમે તેવી સુંદર ક્રિયા હોય, પરંતુ અવ્યવસ્થિત હોય તો તેના કશાએ મૂલ્ય નથી. વ્યવસ્થા અને સાવધાનતા એ બન્ને ગુણોથી માનસિક સંકલ્પના બળો વધે છે. સંકલ્પ બળ વધવાથી આવી પડેલા સંકટો કે વિરોધક બળો પરાસ્ત થાય છે અને ધારેલું ઇષ્ટ પાર પડે છે

એમ કહું છું

એમ સમાચારી સબંધીનું છવીસમું અધ્યયન સમાપ્ત થયું.



.

# ખલુંકીય

ગળિયા બળદ સંબંધી

૨૭

સાધકને સદ્‌ગુરુ જેમ સહાયક છે, જેટલા અવલંબનરૂપ છે. તેટલાજ સદ્‌ગુરુને શિષ્યો પણ સહાયક બને છે.

પૂર્ણતા પામ્યા પહેલાં સૌ કોઈને સહાયક અને સાધનોની આવશ્યકતા છે. પરંતુ તેજ સહાયક કે સાધનો બાધક બને તો પોતાનું અને પરનું (બન્નેનું) હિત હણાય છે.

ગાર્ગ્યાચાર્ય સમર્થ હતા. ગણધર (ગુરુકુળપતિ) હતા. તેમની પાસે સેંકડો શિષ્યોનો પરિવાર હતો. પરંતુ જ્યારે તે સમુદાય સ્વચ્છંદી બન્યો, સંયમમાર્ગમાં હાનિ પહોંચાડવા લાગ્યો ત્યારે તેણે પોતાનો આત્મધર્મ જાળવી–પોતાનું કર્તવ્ય સમજી સુધારવાના ખૂબ પ્રયત્નો કરી જોયા. પણ આખરે તેમાં તે નિષ્ફળ ગયા.

શિષ્યોનો, મોહ શિષ્યોપરની આસક્તિ અને સંપ્રદાયનું મમત્વ તે મહાપુરુષને સહજ પણ ન હતું. તે પોતાનું જાળવી એકાંતમાં જઈ વસ્યા અને સ્વાવલંબનની પ્રબળ શક્તિના સહચારી થઈ આત્મહિત સાધ્યું

## ભગવાન બોલ્યા :—

[૧] સર્વ શાસ્ત્રસંપન્ન એક ગાર્ગ્ય નામના ગણધર અને સ્થવિર મુનિ હતા તે ગણિભાવથી યુક્ત રહી હમેશા સમાધિભાવ સાધી રહ્યા હતા

**નોંધ**—અન્ય જીવોને ધર્મ વિષે સ્થિર કરે અર્થાત્ જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ અને પ્રવ્રજ્યાવૃદ્ધ હોય તે સ્થવિર ભિક્ષુ ગણાય છે અને ભિક્ષુગણના વ્યવસ્થાપક હોય તે ગણધર કહેવાય છે

[૨] જેમ વાહનને યોગ્ય વહન (બળદ) જોડવાથી જેમ ગાડીવાન અટવીને ઓળંગી જાય છે તેમ યોગ (સંયમ) માર્ગમાં વહન કરતા શિષ્યસાધકો અને તેને દોરનાર ગુરુ બન્ને સંસારરૂપ અટવીને ઓળંગી જાય છે

[૩] પરંતુ જે ગળિયા બળદોને ગાડીમાં જોડી હાંકે છે, (તે ન ચાલવાથી) તે તેને મારી મારીને થાકી જાય છે અને અંતે દુઃખ પામે છે, તેમ જ અશાંતિ અનુભવે છે મારતા મારતા ગાડીવાનનો પરોણો પણ ભાંગી જાય છે

[૪] તેવા બળદને ક્યારેક ગાડીવાનો પૂંછડે બટકું ભરે છે ક્યારેક વારંવાર પરોણાની આરાથી વીંધી નાખે છે પરંતુ તે ગળિયા બળદો ચાલતા નથી ચાલતા છતાં કેટલાક ધોંસરી ભાંગી નાખે છે, અને કેટલાક કુમાર્ગે ચઢી જાય છે

[૫] કેટલાક ચાલતા ચાલતા પાસાભેર પડી જાય છે, કેટલાક બેસી જાય છે આ કેટલાક સૂઈ જાય છે ને મારવા છતાં ઊઠતા નથી કોઈ ઊછળે કૂદે છે, કોઈ દેડકાની માફક ઠેકડા મારવા મંડે છે તો કોઈ વળી ધૂર્ત બળદ તરુણ ગાયને જોઈ તેની પાછળ દોડે છે

[૬] કેટલાક માયાવી બળદ માથું નીચું રાખી પડી જાય છે, તેને તથી મારથી હાંકી જે બાજુ જવું હોય ત્યાં ન જતાં ગમે તે માર્ગે ચાલવા માંડે છે કોઇક ગળિયો બળદ ઢોંગ કરી જાણે મરી ન ગયો હોય તેમ બેસી રહે છે તો વળી કોઈ ખૂબ વેગભર નાસવાજ માંડે છે.

[૭] કોઇ દુષ્ટ બળદ રાસડીને તોડી નાખે છે, કોઈ સ્વચ્છંદી બળદ ધોંસરૂ ભાંગી નાખે છે. વળી કોઇ ગળિયો બળદ તો સુસવાટા ને ફુંફાડા મારી ખેડૂતના હાથમાંથી છટકી ઝટ પલાયન થઈ જાય છે.

[૮] જેમ ગાડીમાં જોડેલા ગળિયા બળદો ગાડીને ભાંગી નાખી ધણીને હેરાન કરી ભાગી જાય છે તેજ પ્રકારે તેવા સ્વચ્છંદી કુશિષ્યો પણ ખરેખર ધર્મ (સંયમધર્મ) રૂપ ગાડીમાં જોડાવા છતાં ધૈર્યથી રહિત થઈ તે સંયમધર્મને ભાંગી નાખે છે. ( સાચા મનપૂર્વક સંયમ પાળતા નથી )

[૯] (મારી પાસેના) કેટલાક કુશિષ્યો વિદ્યાની ઋદ્ધિના ગર્વથી મદમાતા અને અહંકારી થઇ ફરે છે. કેટલાક રસના લોલુપી છે કેટલાક સાતાશીલીયા (શરીર સુખનેજ ઇચ્છનારા) છે. અને કેટલાક પ્રચંડ ક્રોધી છે.

[૧૦] કેટલાક ભિક્ષા (લેવા જવા) ના આળસુ છે, કેટલાક અહંકારીઓ ભિક્ષાએ જતાં અપમાન થાય માટે બીરુ થઇ એકસ્થાને બેઠા રહે છે. કેટલાક મદોન્મત્ત શિષ્યો એવા છે કે જ્યારે હું પ્રયોજન પૂર્વક (સંયમમાર્ગને ઉચિત) શિખામણ આપું છું—

[૧૧] તો વચ્ચેજ સામું બોલીને દોષોજ પ્રગટ કરી બતાવે છે. અને કેટલાક તો આચાર્યોનાં વચન (શિક્ષા) થી વારંવાર વિરૂદ્ધજ વર્તે છે

[૧૨] ૪ટલાકને ભિક્ષાર્થે મોકલવા છતા જતા નથી અથવા બહાના કર છે કે) "તે બાઈ (શ્રાવિકા) મને ઓળખતીજ નથી તે મને નહિ આપે તે ઘેરજ નહિ હોય, હુ માનુ છુ કે ત્યા બીજા ભિક્ષુને મોકલો તો ઠીક હુ શુ એકલોજ છુ ?" આ પ્રમાણે ગુરુને સામો જવાબ આપીને ભિક્ષાર્થે જતા જ નથી

[૧૩] અથવા કોઇ પ્રયોજને મોકલ્યા હોય તો તે કાય કરી આવતા નથી અને જૂઠ બોલે છે કા તો ગુરુ કાર્ય બતાવે છે માટે આશ્રમસ્થાનની બહાર આમતેમ ભમવામા સમય ગાળે છે અને કદાચ કાર્ય કરે તો પણ રાજવેઠની માફક તેને માને છે અને ગેસથી કપાળની ભમરો ઊચી કરી મોઢુ ચડાવે છે

[૧૪] તે બધા કુશિષ્યો, ભણાવ્યા, ગણાવ્યા દીક્ષિત કર્યા તથા ભાત પાણીથી પોષ્યા પછી જેમ પાખ આવ્યા પછી હસ-લાઓ દિશાવિદિશામા સ્વેચ્છાથી ગમન કરે છે તેમ, ગુરુને છોડી એકના સ્વચ્છદતાથી ગમન કરે છે

[૧૫] જેમ ગળિયા બળદની સાથ રહેલો સારથિ (ખેડુત) ખેદ કરે-છે તેમ ગાર્ગ્યાચાર્ય પોતાના આવા કુશિષ્યો હોવાથી આમ ખેદ કરે છે અને કહે છે - જે શિષ્યોથી મારો પોતાનો આત્મા દણાય તેવા દુષ્ટ શિષ્યોથી શુ ?

[૧૬] જેવા ગળિયા ગધેડા હોય તેવા મારા શિષ્યો છે એમ વિચારી ગાર્ગ્યાચાર્ય મુનીશ્વર તે ગળિયા ગધેડાઓને તજીને તપ આચરે છે

[૧૭] ત્યારબાદ સુકોમળ, નમ્રતાયુક્ત, ગભીર, સમાધિવત અને સદાચારમય વર્તનથી તે ગાર્ગ્ય મહાત્મા આ વસુધામા વિચરતા હતા

**નોંધઃ**—ગળિયો બળદ ગાડાને ભાગી નાખે છે, ગાડીવાનને રઝાડે છે અને સ્વચ્છંદથી દુઃખી થાય છે તેમ સ્વચ્છંદી સાધક સંયમથી પતિત થાય છે આલંબન ( સહાયક સદ્‌ગુરુ ઈત્યાદિ )નો લાભ લઈ શકતો નથી અને પોતાના આત્માને પણ કલુષિત કરે છે સ્વતંત્રતાના ઓઠા નીચે ઘણો ભાગ બહુજનો સ્વચ્છંદતાનેજ પોષતા હોય છે સ્વચ્છંદતા પણ વાસ્તવિક રીતે તો પરતંત્રતાજ છે અને મહાપુરુષો પ્રત્યેની અર્પણતા ઉપરથી પરતંત્રતા જણાય છે પરંતુ વાસ્તવિક સ્વતંત્રતા છે આવી સ્વતંત્રતાનો ઉપાસકજ આગળ વધી શકે છે.

એમ કહું છું :

એ પ્રમાણે ખલુકીય નામનું સત્તાવીસમું અધ્યયન સમાપ્ત થયું



# મોક્ષમાર્ગગતિ

## મોક્ષમાર્ગનુ ગમન

૨૮

સર્વ જીવોનું લક્ષ્ય એક માત્ર મોક્ષ, નિર્વાણ કે મુક્તિજ છે. દુઃખથી કે કષાયોથી મૂકાવું તે મોક્ષ. કર્મબંધનથી મૂકાવું તે મુક્તિ. શાંતિસ્થાન પ્રાપ્ત કરવું તે નિર્વાણ. તે સ્થિતિમાંજ સર્વ સુખ સમાયાં છે. જૈનદર્શન આખા સંસારને ચેતન અને જડ-જીવ અને અજીવ-માં વિભક્ત કરે છે. અને તે બન્ને તત્ત્વોનાં સહાયક તેમજ આધારભૂત તત્ત્વો જેવાં કે ધર્મ, અધર્મ, આકાશ અને કાળને ઉમેરીને એ છ પદાર્થોમાં આ આખા લોકને સમાવી દે છે.

એટલે જીવની ઓળખાણ-જીવનું યથાર્થ ભાન-એ સૌથી પ્રથમ આવશ્યક છે. આ સ્થિતિ એજ સમ્યગ્દર્શન, આવી સ્થિતિ થયા પછી આત્માના અનુપમ જ્ઞાનની જે ચિનગારી ફૂટી નીકળે તેજ સાચું જ્ઞાન.

આવી સ્થિતિ પ્રાપ્ત કરવામાં શાસ્ત્રશ્રવણ, આત્મચિંતન સત્સંગ અને સદ્વાંચન એ બધાં ઉપકારક અંગો છે. આ નિમિત્તોદ્વારા સત્યને જાણી, વિચારી તથા અનુભવી આગળ વધવું એજ એક હેતુ હોવો જોઈએ.

ભગવાન બોલ્યા:—

[૧] યથાર્થ મોક્ષનો માર્ગ જે જિનેશ્વરોએ કહેલો છે તેને સાંભળો. તે માર્ગ ચાર કરણોથી સંયુક્ત અને જ્ઞાનદર્શન (ચારિત્ર અને તપ) ના લક્ષણરૂપ છે.

**નોંધ:**—અહીં "જ્ઞાનદર્શન લક્ષણ", વિશેષણ આપવાનું પ્રયોજન એ છે કે મોક્ષ માર્ગમાં તે બન્નેનીજ પ્રથમ આવશ્યકતા છે.

[૨] (૧) જ્ઞાન (પદાર્થની યથાર્થ સમજ), (૨) દર્શન (યથાર્થ શ્રદ્ધા). (૩) ચારિત્ર (વ્રતાદિનું આચરણ) અને (૪) તપ. આ ચાર પ્રકારથી યુક્ત મોક્ષનો માર્ગ કેવળજ્ઞાની જિનેન્દ્રોએ ફરમાવ્યો છે.

**નોંધ:**—ચારિત્રથી નવા કર્મોનું બંધન થતું નથી અને તપથી પૂર્વ-કર્મનો ક્ષય થાય છે.

[૩] જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપથી સંયુક્ત એવા આ માર્ગને પામેલા જીવો સદ્‌ગતિમાં જાય છે.

[૪] તે પૈકી પહેલા પ્રકારમાં કહેલું જ્ઞાન પાંચ પ્રકારનું છે. (૧) મતિજ્ઞાન, (૨) શ્રુતજ્ઞાન, (૩) અવધિજ્ઞાન, (૪) મનઃપર્યાય જ્ઞાન અને (૫) કેવલજ્ઞાન.

**નોંધ:**—આ બધાં જ્ઞાનનો વિશેષ અધિકાર નંદી વગેરે આગમોમાં છે.

[૫] જ્ઞાની પુરુષોએ દ્રવ્ય, ગુણ અને તેના સર્વ પર્યાયોને સમજવા માટે આ પ્રમાણે પાંચ પ્રકારનું જ્ઞાન બતાવ્યું છે.

**નોંધ:**—પર્યાય એટલે પલટાતી અવસ્થા. તે પદાર્થ અથવા ગુણ માત્રમાં હોય છે.

[૬] ગુણો જેને આશ્રયે રહેલા હોય છે તેને દ્રવ્ય કહેવાય છે. અને એક દ્રવ્યમા વર્ણ, રસ, ગંધ, સ્પર્શ કે જ્ઞાનાદિ જે ધર્મો રહેલા છે તે ગુણો કહેવાય છે. અને દ્રવ્ય તથા ગુણ બન્નેને આશ્રિત થઇ રહે છે તેને પર્યાયો કહેવાય છે.

**નોંધ:**—જેમકે આત્મા એ દ્રવ્ય છે જ્ઞાનાદિ એ તેના ગુણો છે. અને કર્મવશાત્ ભિન્ન ભિન્ન રીતે રૂપાંતર થાય છે તે તેના પર્યાયો છે.

[૭] ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાલાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય એ છ દ્રવ્યરૂપ લોક જ્ઞાનીની જિનેશ્વરોએ બતાવ્યો છે ( અસ્તિકાય એ જૈન દર્શનનો સમૂહવાચી પારિભાષિક શબ્દ છે )

[૮] ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણે એક-દ્રવ્ય છે અને કાળ પુદ્ગલ તથા જીવો સખ્યામા અનત છે

**નોંધ**—સમય ગણનાની અપેક્ષાએ અહી કાળની અનતતા બતાવી છે

[૯] ગતિમા સહાય કરવી તે ધર્માસ્તિકાયનુ લક્ષણ છે અને સ્થિરતામા મદદ કરવી તે અધર્માસ્તિકાયનુ લક્ષણ છે આકાશ એ બધાય દ્રવ્યોનુ ભાજન છે અને સ્થાન અવકાશ આપવો તે તેનુ લક્ષણ છે

[૧૦] પદાર્થની ક્રિયાઓના પરિવર્તન પરથી સમયની જે ગણતરી થાય છે તેજ કાળનુ લક્ષણ છે ઉપયોગ ( જ્ઞાનાદિવ્યાપાર ) જીવનુ લક્ષણ છે અને તે જ્ઞાન, દર્શન, સુખ અને દુખથી વ્યક્ત થાય છે

[૧૧] જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ જીવના વિશિષ્ટ લક્ષણો છે

[૧૨] શબ્દ, અધકાર, પ્રકાશ, કાતિ, છાયા, તાપ, વર્ણ ( પીળા, ધોળા વગેરે રગ ) ગધ, રસ અને સ્પર્શ એ બધા પુદ્ગલોના લક્ષણ છે

**નોંધ**—પુદ્ગલ એ જૈનદર્શનમા જડ પદાર્થમાં વપરાતો પારિભાષિક શબ્દ છે

[૧૩] એકઠું થવું, વિખરાવું, સંખ્યા, આકાર ( વર્ણાદિનો ) સંયોગ તથા વિભાગ એ બધી ક્રિયાઓ પર્યાયોની બોધક છે. માટે તેજ તેનું લક્ષણ ધારવું

[૧૪] જીવ, અજીવ પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વો છે.

[૧૫] સ્વાભાવિક રીતે ( જાતિસ્મરણ જ્ઞાન ઇત્યાદિથી ) કે કોઈના ઉપદેશથી ભાવપૂર્વક તે બધા પદાર્થોની યથાર્થ શ્રદ્ધા થવી તે સ્થિતિને મહાપુરુષોએ સમકિત કહ્યું છે.

**નોંધઃ**—સમકિત એટલે સમ્યક્ત્વ યથાર્થ આત્મજ્ઞાન. જૈન દર્શનમાં વર્ણવેલાં ૧૪ ગુણસ્થાનકોમાં ચોથે ગુણસ્થાનકેથીજ આત્મવિકાસ શરુ થાય છે. તે શરૂઆતને સમકિત કહેવાય છે

[૧૬] (૧) નિસર્ગરુચિ, (૨) ઉપદેશરુચિ, (૩) આજ્ઞારુચિ, (૪) સૂત્ર રુચિ, (૫) બીજરુચિ, (૬) અભિગમરુચિ, (૭) વિસ્તારરુચિ, (૮) ક્રિયારુચિ, (૯) સક્ષેપરુચિ અને (૧) ધર્મરુચિ. આ દસ રુચિઓથી સમકિત તરતમ ભાવે પમાય છે.

[૧૭] જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ. એ નવ પદાર્થોને યથાર્થ રીતે જાતિસ્મરણાદિ જ્ઞાને કરીને જાણ્યા પછી તે પર શ્રદ્ધા થાય તે નિસર્ગરુચિ કહેવાય છે.

[૧૮] જે પુરુષ જિનેશ્વરોએ યથાર્થ અનુભવેલા ભાવોનો દ્રવ્યથી ક્ષેત્રથી, કાળથી અને ભાવથી પોતાની મેળેજ જાતિસ્મરણાદિ જ્ઞાન ( નિમિત્ત )થી જાણીને તે એમજ છે, બીજી રીતે નથી એવી અડગ શ્રદ્ધા રાખી શકે છે તે નિસર્ગરુચિવાળો સમકિતી જાણવો.

[૧૯] ઉપર્યુક્ત ભાવો કે જે કેવળી કે છદ્મસ્થગુરુઓ વડે કહેવાયેલા

છે તેના ઉપર શ્રદ્ધા રાખી શકે છે તે ઉપદેશરુચિ વાળો સમકિતી જાણવો.

[૨૦] જેના રાગ, દ્વેષ, મોહ અને અજ્ઞાન નીકળી ગયાં છે તેવા મહાપુરુષની આજ્ઞાથી તત્ત્વ પર રુચિપૂર્વક શ્રદ્ધા ધરાવે છે તે આજ્ઞારુચિવાળો સમકિતી કહેવાય છે.

[૨૧] જે અંગપ્રવિષ્ટ કે અંગબાહ્યથી સૂત્રને ભણીને તે સૂત્ર વડે સમકિત પામે છે તે શ્રુતરુચિવાળો સમકિતી જાણવો.

**નોંધઃ**—આચારાંગાદિ અંગો અંગપ્રવિષ્ટ કહેવાય છે અને તે સિવાયના બીજાં સૂત્રો અંગબાહ્ય કહેવાય છે

[૨૨] જેમ પાણીમા તેલનુ બિંદુ વિસ્તાર પામે અને એક બીજ વાવ્યેથી અનેક બીજ ઉત્પન થાય તેમ એક પદથી કે એક હેતુથી ઘણા પદ, ઘણાં દૃષ્ટાન્ત અને ઘણા હેતુ સે પદાર્થ પર શ્રદ્ધા વધે અને સમકિત પામે તેવા પુરુષને બીજરુચિ સમકિતી જાણવો.

[૨૩] જેણે અગિયાર અંગ અને બારમો દૃષ્ટિવાદ તથા બીજા ઈતર સિદ્ધાંતોના અર્થને બરાબર જાણીને સમકિત પ્રાપ્ત કર્યું છે તેને અભિગમરુચિ જાણવો.

[૨૪] છ દ્રવ્યના સર્વ ભાવો, સર્વ પ્રમાણો અને સર્વ નયોથી જેણે જાણીને સમકિત પ્રાપ્ત કર્યું છે તેને વિસ્તારરુચિ સમકિતી જાણવો.

**નોંધઃ**—નય એ પ્રમાણનો અંશ છે. નય એટલે વિચારોનું વર્ગીકરણ તેના સાત પ્રકાર છે. (૧) નૈગમ (૨) સંગ્રહ (૩) વ્યવહાર (૪) ઋજુસૂત્ર (૫) શબ્દ (૬) સમભિરૂઢ (૭) એવંભૂત. પ્રમાણ ચાર છે. (૧) પ્રત્યક્ષ (૨) અનુમાન (૩) ઉપમાન (૪) આગમ. બધા પદાર્થોના જ્ઞાનમાં નય અને પ્રમાણની આવશ્યકતા રહે છે.

[૨૫] સમ્યક્દર્શન અને જ્ઞાન પૂર્વક, ચારિત્ર, તપ, વિનય, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ ઇત્યાદિ શુદ્ધ ક્રિયાઓ કરતાં સમકિત પામે તે ક્રિયારુચિવાળો જાણવો.

[૨૬] જે અસત, મત, વાદ કે દર્શનોમાં સપડાયો નથી કે સત્ય સિવાયના બીજા કોઇ પણ વાદને માનતો નથી છતાં વીતરાગના પ્રવચનમાં અતિ નિપુણ નથી ( અર્થાત વીતરાગ માર્ગની શ્રદ્ધા શુદ્ધ છે પણ વિશેષ ભણેલો નથી ) તે સંક્ષેપરુચિ સમકિતી જાણવો.

[૨૭] જે અસ્તિકાય ( દ્રવ્યસ્વરૂપ ), શ્રુત ( શાસ્ત્ર ) ધર્મ અને ચારિત્રધર્મને જિનેશ્વરોએ કહેલ છે તે રીતે શ્રદ્ધા રાખે છે તેને ધર્મરુચિ સમકિતી જાણવો.

[૨૮] (૧) પરમાર્થ (તત્ત્વ) નુ ગુણકીર્તન કરવુ. (૨) જે પુરુષો પરમઅર્થ–તત્ત્વને પામ્યા છે તેઓની સેવા કરવી. (૩) જે માર્ગથી પતિત થયા હોય કે અસત્ય દર્શન કે વાદમાં માનતા હોય તેનાથી દૂર રહેવું એ ત્રણ ગુણોથી સમકિતની શ્રદ્ધા પ્રગટે છે. ( એ ત્રણ ગુણો જાળવી રાખવાથી સમકિત શ્રદ્ધાપૂર્વક જળવાઇ રહે છે.)

[૨૯] સમકિત વિના ચારિત્ર હોઇ શકે જ નહિ અને સમકિત હોય ત્યાં તો ચારિત્ર હોય અને ન પણ હોય. જો એકી સાથે સમ્યક્ત્વ અને ચારિત્ર ઉત્પન્ન થાય તો ત્યાં પહેલાં સમકિત જાણવું.

**નોંધ**—સમકિત એ ચારિત્રની પૂર્વવર્તી સ્થિતિ છે. યથાર્થ લક્ષ્ય વિનાનું આચરેલું અર્થવિનાનું છે

[૩૦] દર્શન વિના (સમકિત રહિત) જ્ઞાન ન હોય, જ્ઞાન વિના

ચારિત્રના ગુણો ન હોય અને ચારિત્રના ગુણ વિના (કર્મથી) મુક્તિ ન મળે અને કર્મમુક્તિ વિના નિર્વાણગતિ (સિદ્ધપદ) થાય નહિ

[૩૧] નિઃશંકિત (જિનેશ્વરના વચન વિષે શંકા રહિત થવું), નિઃકાંક્ષિત (અસત્ય મતોમાં વાંચ્છા રહિત થવું,) નિર્વિચિકિત્સ્ય (ધર્મફળમાં સંશય રહિત થવું), અમૂઢ દ્રષ્ટિ (ઘણાં મતમતાંતરો જોઇને મુંઝાવું નહિ તે અર્થાત્ અડગ શ્રદ્ધાવાળું થવું), ઉપબૃંહા (સત્યધર્મ પામીને જે ગુણી પુરુષો હોય તેમની પ્રશંસા કરે અને ગુણવૃદ્ધિ કરે તે) સ્થિરીકરણ (ધર્મથી શિથિલ થતા હોય તેને સ્થિર કરવા), વાત્સલ્ય (સ્વધર્મનું હિત સાધવું અને સ્વધર્મીઓની ભક્તિ કરવી), પ્રભાવના (સત્યધર્મની ઉન્નતિ કરવી અને પ્રચાર કરવો.) આ આઠ સમ્યક્ત્વ દ્રષ્ટિના આચારો છે

[૩૨] પ્રથમ સામાયિક ચારિત્ર, બીજું છેદોપસ્થાપનીય, ત્રીજું પરિહાર વિશુદ્ધ ચારિત્ર, ચોથું સૂક્ષ્મ સંપરાય ચારિત્ર

[૩૩] અને પાંચમું કષાય રહિત યથાખ્યાત ચારિત્ર (તે અગિયારમા કે બારમા ગુણસ્થાનકે રહેલા) છદ્મસ્થને તથા કેવળીને હોય છે આ પ્રમાણે કર્મને ખપાવનારા ચારિત્ર પાંચ પ્રકારનાં કહ્યા છે

**નોંધ**—સામાયિક ચારિત્ર પાંચ મહાવ્રતરૂપ પ્રથમ—ચારિત્રને કહેવામાં આવે છે. બીજું સામાયિક ચારિત્રના કાળનો છેદ કરીને ફરી સ્થાપન કરવું તેનું નામ છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવામાં આવે છે પરિહાર વિશુદ્ધ ચારિત્ર ઉચ્ચ પ્રકારના જ્ઞાન અને તપશ્ચર્યા પૂર્વક નવ સાધુઓ સાથે રહી અઢાર વર્ષ સુધી પાળે છે તે સૂક્ષ્મ સંપરાય એટલે અલ્પ કષાયવાળું ચારિત્ર.

[૩૪] તપ આન્તરિક તેમજ બાહ્ય એમ બે પ્રકારે વર્ણવેલું છે. બાહ્ય તપના અને આન્તરિક તપના છ છ પ્રકારો છે.

**નોંધઃ**—તપશ્ચર્યાના વિશેષ અધિકાર માટે ત્રીસમું અધ્યયન જુઓ.

[૩૫] જીવાત્મા જ્ઞાનથી પદાર્થોને જાણે છે. દર્શનથી તે પર શ્રદ્ધા રાખે છે. ચારિત્રથી આવતાં કર્મોનો રોધ કરે છે, અને તપથી પૂર્વનાં કર્મો ખપાવી શુદ્ધ થાય છે.

[૩૬] એ પ્રમાણે સંયમ અને તપથી પૂર્વકર્મોને દૂર કરીને સર્વ દુઃખથી રહિત થઇ મહર્ષિઓ શીઘ્ર મોક્ષગતિ પામે છે.

એમ કહું છું.

એ પ્રમાણે મોક્ષમાર્ગગતિ સંબંધીનું અઠ્ઠાવીસમું અધ્યયન સમાપ્ત થયું.



# સમ્યક્ત્વ પરાક્રમ



૨૯

પરાક્રમ, શક્તિ કે સામર્થ્ય તો જીવમાત્રમાં છે, પરંતુ વિશ્વમાં તેનો ઉપયોગ જુદી જુદી રીતે જુદા જુદા રૂપે થતો દેખાય છે તેજ જીવોની ભિન્ન ભિન્ન ભૂમિકાઓ સૂચવે છે. જે શસ્ત્ર અન્ય પર ન વાપરતાં પોતા પરજ વાપરે છે તે શૂર ન ગણાતાં મૂર્ખામાં ખપે છે. તેજ પ્રકારે પ્રાપ્ત થયેલાં તરવાનાં સાધનોથી પોતેજ ડૂબે છે તે બાલજીવ કહેવાય છે.

જ્યારે બાલભાવ મટે છે ત્યારે સાથે સાથે તેની દ્રષ્ટિ પણ પલટે છે આ દ્રષ્ટિને જૈનદર્શન સમકિત-દ્રષ્ટિ કહે છે. એ દ્રષ્ટિ પામ્યા પછી જે પુરુષાર્થ થાય છે તે જ સાચો પુરુષાર્થ કે સાચુ પરાક્રમ કહેવાય છે.

જીવ માત્ર સાધક છે સંસાર એ સાધનાની ભૂમિકા છે. તેમાં પણ મનુષ્યભવ એ સાધનાનું ઉચ્ચ ક્ષેત્ર છે ત્યાં મળેલાં સાધનો સુમાર્ગે પ્રયુક્ત થાય તો સાધકની સાધના સફળ થઇ તે શીઘ્ર પોતાનું કલ્યાણ સાધે છે.

જેમ જીવો ભિન્ન ભિન્ન તેમ તેનાં સાધનોમાં અને પ્રકૃતિમાં પણ ભિન્નતા છે. તેથી સમકિત પરાક્રમનાં ભિન્ન ભિન્ન સાધનો ભિન્ન ભિન્ન રૂપે અહીં ૭૩ ભેદોમાં બતાવ્યાં છે. જેમાંનાં કેટલાંક સામાન્ય, કેટલાંક વિશેષ અને કેટલાંક વિશેષતર કઠિન છે તો તે તેમાં પોતપોતાને ઇષ્ટ સાધનોનું શોધન કરી પ્રત્યેક સાધકે પુરુષાર્થમાં પ્રયત્ન કરવો અને વિચારવું અતિ અતિ આવશ્યક છે

સુધર્મસ્વામીએ જંબૂસ્વામીને કહ્યું:—હે આયુષ્યમન્ ! તે ભગવાન મહાવીરે આ પ્રમાણે કહેલું તે મેં સાંભળ્યું છે. અહીં ખરેખર શ્રમણ ભગવાન કાશ્યપ મહાવીરે સમ્યક્ત્વ પરાક્રમ નામનું અધ્યયન વર્ણવ્યું છે.

જેને સુંદર રીતે સાંભળીને તેના પર વિશ્વાસ અને શ્રદ્ધા લાવીને, (અડગ વિશ્વાસ લાવીને) તેની રુચિ જમાવીને, તેનો સ્પર્શ કરીને, તેનું પાલન કરીને, તેનું શોધન, કીર્તન અને આરાધન કરીને તેમજ (જિનેશ્વરોની) આજ્ઞાપૂર્વક અનુપાલન કરીને ઘણા જીવો સિદ્ધ, બુદ્ધ, મુક્ત થાય છે, પરિનિર્વાણ પામે છે અને સર્વ દુઃખોનો અંત કરે છે.

તેનો આ અર્થ આ પ્રમાણે ક્રમથી કહેવાય છે. જેમકે (૧) સંવેગ (મોક્ષાભિલાષ), (૨) નિર્વેદ (વૈરાગ્ય), (૩) ધર્મશ્રદ્ધા, (૪) ગુરુસાધર્મિક શુશ્રૂષા (સત્પુરુષો અને સાધર્મીઓની સેવા), (૫) આલોચના (દોષોની વિચારણા), (૬) નિન્દા, (દોષોની નિન્દા–આત્મનિંદા), (૭) ગર્હા (દોષ પ્રત્યે તિરસ્કાર), (૮) સામાયિક (આત્મભાવમાં લીન થવાની ક્રિયા), (૯) ચતુર્વિંશતિસ્તવ (ચોવીશ તીર્થંકરોની સ્તુતિ, (૧૦) વંદન, (૧૧) પ્રતિક્રમણ (પાપનું પ્રાયશ્ચિત કરવાની ક્રિયા), (૧૨) કાયોત્સર્ગ, (૧૩) પ્રત્યાખ્યાન (પ્રતિજ્ઞા લેવી), (૧૪) સ્તવ સ્તુતિમંગળ (ગુણીજનની સ્તુતિ), (૧૫) કાલ પ્રતિલેખના (સમય નિરીક્ષણ), (૧૬) પ્રાયશ્ચિતકરણ (પ્રાયશ્ચિત્તની ક્રિયા), (૧૭) ક્ષમાપના, (૧૮) સ્વાધ્યાય, (૧૯) વાચન, (૨૦) પ્રતિપ્રચ્છના (પ્રશ્નોત્તર), (૨૧) પરિવર્તના (અભ્યાસનું પુનરાવર્તન), (૨૨) અનુપ્રેક્ષા (ઊંડું ભિન્ન ભિન્ન ચિંતન), (૨૩) ધર્મકથા, (૨૪) શાસ્ત્ર આરાધના (જ્ઞાનપ્રાપ્તિ), (૨૫) ચિત્તની એકાગ્રતા, (૨૬) સંયમ, (૨૭) તપ, (૨૮) વ્યવદાન (કર્મનું વિખરાવું), (૨૯) સુખશાય (સંતોષ), *(૩૦) અપ્રતિબદ્ધતા (અનાસક્તિ), (૩૧) એકાંત આસન, શયન* અને સ્થાનનું સેવન, (૩૨) વિનિવર્તના (પાપક્રિયાથી નિવૃત્ત થવું), (૩૩) સંભોગ પ્રત્યાખ્યાન (સ્વાવલંબન), (૩૪) ઉપધિ

પ્રત્યાખ્યાન (અનાવશ્યક વસ્તુઓનો ત્યાગ અથવા વસ્ત્ર, પાત્ર ઈત્યાદિનો ત્યાગ), (૩૫) આહાર પ્રત્યાખ્યાન, (૩૬) કષાય પ્રત્યાખ્યાન, (૩૭) યોગ પ્રત્યાખ્યાન (પાપપ્રસંગનો ત્યાગ), (૩૮) શરીરનો ત્યાગ, (૩૯) સહાયકનો ત્યાગ, (૪૦) ભક્ત પ્રત્યાખ્યાન (અણુસણુ-શરીરનો અંતકાલ જાણી સર્વથા આહારનો ત્યાગ), (૪૧) સ્વભાવ પ્રત્યાખ્યાન (દુષ્ટ પ્રકૃતિઓથી નિવૃત્તિ, (૪૨) પ્રતિરૂપતા (મન, વચન ને કાયાની એકતા-કર્તવ્યપાલન), (૪૩) વૈયાવૃત્ય (ગુણિજનની સેવા), (૪૪) સર્વગુણસંપન્નતા (આત્માના સર્વ ગુણોની પ્રાપ્તિ) (૪૫) વીતરાગતા (રાગદ્વેષથી વિરક્તિ), (૪૬) ક્ષમા, (૪૭) મુક્તિ (નિર્લોભતા), (૪૮) સરલતા (કપટનો ત્યાગ), (૪૯) મૃદુતા નિરભિમાનતા, (૫૦) ભાવસત્ય (શુદ્ધ અંતઃકરણ), (૫૧) કરણ સત્ય (સાચી પ્રવૃત્તિ, (૫૨) યોગ સત્ય (મન, વચન અને કાયાનો વ્યાપાર સત્યરૂપ હોય તે દશા), (૫૩) મનોગુપ્તિ (મનનો સંયમ), (૫૪) વચનગુપ્તિ (વચનનો સંયમ) (૫૫) કાયગુપ્તિ (કાયાનો સંયમ) (૫૬) મન સમાધારણા (સત્યમાં ચિત્તની એકાગ્રતા) (૫૭) વાક્સમાધારણા (વચનનું યોગ્ય માર્ગમાં નિરૂપણ), (૫૮) કાય સમાધારણા સત્યપ્રવૃત્તિમાં શરીરનું સ્થાપન), (૫૯) જ્ઞાન સંપન્નતા (જ્ઞાનની પ્રાપ્તિ), (૬૦) દર્શન સંપન્નતા (સમ્યક્ત્વ પ્રાપ્તિ) (૬૧) ચારિત્ર સંપન્નતા (શુદ્ધ ચારિત્રની પ્રાપ્તિ), (૬૨) શ્રોત્રેન્દ્રિય નિગ્રહ (કાનનો સંયમ), (૬૩) આંખનો સંયમ, (૬૪) ઘ્રાણેન્દ્રિય (નાકનો સંયમ), (૬૫) જીભનો સંયમ, (૬૬) સ્પર્શેન્દ્રિયનો સંયમ, (૬૭) ક્રોધવિજય (૬૮) માનનો વિજય, (૬૯) માયાનો વિજય (૭૦) લોભનો વિજય, (૭૧) રાગદ્વેષ અને મિથ્યાદર્શન (અજ્ઞાન) નો વિજય, (૭૨) શૈલેશી (મન, વચન અને કાયાના યોગનું રૂંધવું-પર્વતની પેઠે આત્મઅડોલતાની સ્થિતિ), અને (૭૩) અકર્મતા (કર્મરહિત અવસ્થા).

---

ભગવાન બોલ્યા:—

[૧] (શિષ્ય પૂછે છે-) હે પૂજ્ય ! સંવેગ (મુમુક્ષુતા) થી જીવાત્મા શું પ્રાપ્ત કરી શકે છે (કયા ગુણને પામે છે ?) ગુરુ બોલ્યા:—સંવેગથી અનુત્તર ધર્મશ્રદ્ધા જાગે છે અને એવી અપૂર્વ ધર્મશ્રદ્ધાથી શીઘ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને તે દ્વારા તે અનંતાનુબંધી (જીવાત્મા સાથે દૃઢ બંધાયેલા) ક્રોધ, માન, માયા, અને લોભને ખપાવે છે. (આ સ્થળે કષાયોનો ઉપશમ, ક્ષય કે ક્ષયોપશમ એ ત્રણેમાંથી યોગ્યતા પ્રમાણે એક સ્થિતિ હોય છે.) તે જીવાત્મા નવું કર્મ બાંધતો નથી અને કર્મબંધનના નિમિત્તરૂપ મિથ્યાત્વની શુદ્ધિ કરીને દર્શન (સમકિત) નો આરાધક થાય છે. ઉચ્ચ પ્રકારની સમકિતની વિશુદ્ધિથી (ક્ષાયિક સમકિતની ઉચ્ચ સ્થિતિથી) કોઈ કોઈ જીવ તો તેજ ભવે મોક્ષ પામે છે અને જેઓ તેજ ભવે મોક્ષ ન પામે તેઓ પણ આત્મવિશુદ્ધિ વડે ત્રીજે ભવે અવશ્ય મોક્ષ પામે છે.

નોંધ—ત્રણ ભવથી અધિક ભવ તેને કરવા પડતા નથી.

[૨] હે પૂજ્ય ! જીવાત્મા નિર્વેદ (નિરાસક્તિ) થી શું પામે છે ? નિર્વેદથી દેવ, મનુષ્ય અને પશુ સંબંધીના પ્રત્યેક કામભોગોમાં શીઘ્ર વૈરાગ્ય પામે છે અને તેથી બધા વિષયોથી વિરક્ત થાય છે. અને સર્વ વિષયોથી વિરક્ત થયેલો તે આરંભનો (પાપક્રિયાનો) પરિત્યાગ કરે છે. આરંભનો પરિત્યાગ કરીને સંસારના માર્ગને ક્રમપૂર્વક છેદી નાખે છે. અને સિદ્ધિ (મોક્ષ) માર્ગે ગમન કરે છે.

[૩] હે પૂજ્ય ! ધર્મશ્રદ્ધાથી જીવ શું ફળ પામે છે ? ધર્મશ્રદ્ધાથી સાતાવેદનીય (કર્મથી પ્રાપ્ત થયેલાં) સુખો મળવાં છતાં તેમાં

રાચતો નથી. પણ વૈરાગ્ય ધર્મને પામે છે અગર (ગૃહસ્થાશ્રમ) ધર્મને છોડી દે છે. અને અણગારી (ત્યાગી) થઈ શારીરિક અને માનસિક છેદન, ભેદન. સંયોગ અને વિયોગોના દુઃખનો નાશ કરે છે. (નવા કર્મબંધનથી નિવૃત્ત થઈ પૂર્વ કર્મનો ક્ષય કરે છે.) અને અવ્યાબાધ (બાધારહિત) મોક્ષસુખને મેળવે છે.

[૪] હે પૂજ્ય ! ગુરુજન અને સ્વધર્મીઓની સેવાથી જીવ શું પામે છે ? ગુરુજન અને સ્વધર્મીઓની સેવાથી સાચા વિનય (મોક્ષનું મૂળ કારણ) ને પ્રાપ્ત કરે છે. અને વિનય મેળવીને સમ્યક્ત્વનાં રોધક કારણોનો નાશ કરે છે અને તેથી નરક, પશુ, મનુષ્ય અને દેવ સંબંધીની દુર્ગતિને અટકાવે છે, અને જગતમાં બહુમાન કીર્તિ પામતો તે અનેક ગુણને દીપાવી સેવા-ભક્તિના અપૂર્વ સાધન વડે મનુષ્ય અને દેવગતિને પામે છે. મોક્ષ અને સદ્‌ગતિના માર્ગ (જ્ઞાન, દર્શન અને ચારિત્ર) ને વિશુદ્ધ કરે છે અર્થાત્ કે વિનયથી પ્રાપ્ત થતાં સર્વ પ્રશસ્ત કાર્યોને તે સાધે છે અને સાથે સાથે બીજા જીવોને પણ તે માર્ગે દોરે છે.

[૫] હે પૂજ્ય ! આલોચનાથી જીવાત્મા શું પામે છે ? આલોચનાથી માયા (કપટ), નિદાન અને મિથ્યાદર્શન (અસદ્‌દૃષ્ટિ). આ ત્રણ શલ્યો કે જે મોક્ષમાર્ગના વિઘાતરૂપ અને સંસારનાં બંધન કરનાર છે તેને દૂર કરે છે. અને તેથી અપ્રાપ્ય સરળતાને પ્રાપ્ત થાય છે, સરળ જીવ કપટરહિત બને છે તેથી સ્ત્રીવેદ કે નપુંસકવેદને બાંધતો નથી અને પૂર્વે બાંધેલ હોય તો તેનો નાશ કરે છે.

નોંધઃ--સ્ત્રીવેદ એટલે સ્ત્રી જાતિને યોગ્ય પ્રકૃતિ અને શરીરનું પામવું.

[૬] હે પૂજ્ય ! આત્મનિંદાથી જીવ શું પામે છે ? આત્મદોષોની નિંદાથી પશ્ચાતાપની ભઠ્ઠીને જગાવે છે અને પશ્ચાતાપની ભઠ્ઠીમાં દોષોને બાળી વૈરાગ્ય પામે છે. અને એ વિરક્ત પુરુષ અપૂર્વ કરણની શ્રેણિ ( ક્ષપક શ્રેણિ ) પ્રાપ્ત કરે છે. અને તે પ્રાપ્ત કરનાર તે ત્યાગીજન મોહનીય કર્મને ખપાવે છે.

નોંધઃ—કર્મનું સવિસ્તર વર્ણન તેત્રીસમા અધ્યયનમાં જુઓ.

[૭] હે પૂજ્ય ! ગર્હા (અન્ય સમીપે આત્મનિંદા કરવા)થી જીવ શું મેળવે છે ? ગર્હાથી આત્મનમ્રતા (લઘુતારૂપ બુદ્ધિને) મેળવે છે અને તેવો જીવ અપ્રશસ્ત કર્મબંધનના હેતુથી યોગોને નિવૃત્ત કરી પ્રશસ્ત યોગો પામે છે. અને પ્રશસ્ત યોગો પામીને તે અણગાર અનંત આત્મઘાતક કર્મોના પર્યાયોને નષ્ટ કરી નાખે છે.

[૮] હે પૂજ્ય ! સામાયિકથી જીવાત્મા શું પામે છે ? સામાયિક કરવાથી (આત્મસંતોષ) વિરામ મળે છે.

[૯] હે પૂજ્ય ! ચોવીસ તીર્થંકરોની સ્તુતિથી જીવ શું પામે છે ? ચોવીસ તીર્થંકરોની સ્તુતિથી આત્મદર્શનની વિશુદ્ધિ થતી જાય છે.

નોંધઃ—મનુષ્ય જેવું ધ્યાન ધરે છે તેવુંજ તેનું આંતરિક વાતાવરણ બની જાય છે અને આખરે તેવોજ તે થઈ જાય છે.

[૧૦] હે પૂજ્ય ! વંદનથી જીવ શું મેળવે છે ? વંદનથી નીચ ગોત્રનું કર્મ બાંધ્યું હોય તે ખપાવી ઊંચ ગોત્રનું કર્મ બાંધે છે. (નીચ વાતાવરણમાં ન જન્મતાં ઉચ્ચ વાતાવરણમાં જન્મે છે.) અને સૌભાગ્ય પ્રાપ્ત કરે છે. તથા આજ્ઞાનું સફળ સામર્થ્ય પામે છે. ( ઘણા જીવો-સમાજનો નેતા બને છે. ) અને દાક્ષિણ્યભાવ ( વિશ્વવલ્લભતા ) ને પામે છે.

[૧૧] હે પૂજ્ય ! જીવ પ્રતિક્રમણથી શું મેળવે છે ? પ્રતિક્રમણથી (આદરેલા) વ્રતનાં છિદ્રો ઢાંકી શકે છે. અને શુદ્ધ વ્રતધારી તે હિંસાદિ આસ્રવથી નિવૃત્ત થઇ આઠ પ્રવચનમાતામાં સાવધ થાય છે અને વિશુદ્ધ ચારિત્ર મેળવી સંયમ યોગથી અલગ ન થતાં જીવન પર્યંત સંયમમાં સમાધિપૂર્વક વિચરે છે.

[૧૨] હે પૂજ્ય ! કાયોત્સર્ગથી જીવ શું પામે છે ? કાયોત્સર્ગથી ભૂત તથા વર્તમાન કાળના દોષોનું પ્રાયશ્ચિત કરી વિશુદ્ધ બને છે. અને ભારવાહક જેમ ભારથી રહિત થઈ શાંતિપૂર્વક વિચરે છે તેમ તેવો જીવ ચિંતા રહિત થઈ પ્રશસ્ત ધ્યાનમા સુખપૂર્વક વિચરે છે.

[૧૩] હે ભગવન્ ! પ્રત્યાખ્યાનથી જીવ શું મેળવે છે? પ્રત્યાખ્યાનથી નવા પાપો રોકી ઇચ્છાનો નિરોધ કરે છે. અને ઇચ્છાનો નિરોધ કરવાથી સર્વ પદાર્થોમાં તે તૃષ્ણારહિત બની પરમ-શાંતિમાં ઝીલી શકે છે.

[૧૪] હે પૂજ્ય ! સ્તવસ્તુતિમંગળથી જીવ શું પામે છે ? સ્તવસ્તુતિ-મંગળથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ બોધિલાભને મેળવે છે અને તે બોધિલાભને મેળવી દેહાંતે મોક્ષ પામે છે અથવા (બાર દેવલોક, નવ ગ્રૈવેયક ને પાંચ અનુત્તર વિમાનવાળી) ઉચ્ચ દેવગતિની આરાધના કરે છે.

[૧૫] હે પૂજ્ય ! સ્વાધ્યાયાદિકાળના પ્રતિલેખનથી જીવ શું પામે છે ? તેવા પ્રતિલેખનથી જીવાત્મા જ્ઞાનાવરણીય કર્મને દૂર કરે છે.

[૧૬] હે પૂજ્ય ! જીવ પ્રાયશ્ચિત કરવાથી શું પામે છે ? પ્રાયશ્ચિત કરવાથી પાપની વિશુદ્ધિ કરે છે અને વ્રતના અતિચારો (દોષો) રહિત થાય છે. અને શુદ્ધ મનથી પ્રાયશ્ચિત ગ્રહણ

કરીને કલ્યાણના માર્ગ અને તેના ફળની વિશુદ્ધિ કરે છે અને તે ક્રમથી ચારિત્ર અને તેના ફળ (મોક્ષ) ને આરાધી શકે છે.

[૧૭] હે પૂજ્ય ! ક્ષમાથી જીવ શું પામે છે ? ક્ષમાથી ચિત્તનો આહ્લાદ થાય છે. અને તેવો પ્રશાંત ચિત્તવાળો જીવ જગતના સર્વ પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વ એ ચારે પ્રકારના જીવોમાં મિત્રભાવ ઉત્પન્ન કરી શકે છે. અને તે વિશ્વમૈત્રી પામી પોતાના ભાવની વિશુદ્ધિ કરી આખરે નિર્ભય બને છે.

**નોંધઃ**—અન્યના દોષો અને ભૂલો ગળી જવાથી ચિત્ત પ્રસન્ન રહે છે અને એ સતત ચિત્ત પ્રસન્નતાથી વિશુદ્ધપ્રેમ વિશ્વ પર પ્રગટે છે. તે કોઈને ભય આપતો નથી તેથીજ નિર્ભય બને છે.

[૧૮] હે પૂજ્ય ! સ્વાધ્યાયથી જીવ શું પ્રાપ્ત કરે છે ? સ્વાધ્યાયથી જ્ઞાનાવરણીય કર્મને ખપાવે છે.

[૧૯] હે પૂજ્ય ! વાચનથી જીવ શું પ્રાપ્ત કરી શકે છે ? વાચનથી કર્મની નિર્જરા થાય છે. અને સૂત્ર પ્રેમ થવાથી જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે. અને તેવા સૂત્રપ્રેમથી તીર્થંકરોના ધર્મનું અવલંબન મળે છે અને તે સત્યધર્મના અવલંબન વડે કર્મની મહા નિર્જરા કરી નિષ્કર્મી બને છે.

**નોંધઃ**—વાચનમાં સ્વવાચન અને અધ્યયન એ બન્નેનો સમાવેશ થાય છે.

[૨૦] હે પૂજ્ય ! શાસ્ત્રચર્ચાથી જીવ શું મેળવે છે ? શાસ્ત્રચર્ચાથી મહાપુરુષોનાં સૂત્રો અને તેનું રહસ્ય તે બન્નેને શોધી શકે છે. અને તેથી કાંક્ષામોહનીયકર્મ ( મતિવિપર્યાસ ) ને છેદી નાખે છે.

[૨૧] હે પૂજ્ય ! સૂત્રપરિવર્તનથી જીવ શું મેળવે છે ? વારંવાર

અભ્યાસને ફેરવવાથી વિસરેલા અક્ષરોને સંભારે છે અને તે જીવાત્મા અક્ષરલબ્ધિ પામે છે.

[૨૨] હે પૂજ્ય ! અનુપ્રેક્ષાથી જીવ શું પામે છે ? આયુષ્ય કર્મને છોડી બાકીના સાત કર્મોના ગાઢ બંધનથી બંધાયેલી પ્રકૃતિઓને શિથિલ બંધનવાળી બનાવે છે. તે કર્મપ્રકૃતિ લાંબા કાળની સ્થિતિવાળી હોય તો ટૂંકાકાળની સ્થિતિવાળી બનાવે છે. તીવ્ર રસવાળી હોય તો તે મંદ રસવાળી બનાવે છે. બહુ પ્રદેશવાળી હોય તો અલ્પપ્રદેશવાળી બનાવે છે. કદાચ આયુષ્યકર્મ બંધાય અગર ન પણ બંધાય ( જો પહેલાં આયુષ્ય ન બંધાયું હોય તો બંધાય ). અસાતાવેદનીય કર્મ ન બંધાય અને તે જીવાત્મા અનાદિ, અનંત અને દીર્ઘકાલિક એવા આ સંસાર અરણ્યને જલ્દી ઓળંગી જાય છે.

[૨૩] હે પૂજ્ય ! ધર્મકથાથી જીવ શું પામે છે ? ધર્મકથાથી નિર્જરા થાય છે અને જિનેશ્વરોનાં પ્રવચનોની પ્રભાવના થાય છે. એવા પ્રવચનોના પ્રભાવથી ભવિષ્યકાળમાં તે જીવ શુભકર્મ બાંધે છે.

[૨૪] હે પૂજ્ય ! સૂત્રસિદ્ધાંતની આરાધનાથી જીવ શું પામે છે ? સૂત્રની આરાધનાથી અજ્ઞાન દૂર થાય છે અને તેથી તે જીવ કોઈ સ્થાને ક્લેશ પામતો નથી.

[૨૫] હે પૂજ્ય ! મનની એકાગ્રતાથી જીવ શું પામે છે ? મનની એકાગ્રતાથી તે જીવ ચિત્તનો નિરોધ કરે છે.

[૨૬] હે પૂજ્ય ! સંયમથી જીવ શું પામે છે ? સંયમથી અનાસ્રવપણું ( આવતાં પાપને રોકવાં તે ) પામે છે.

[૨૭] હે પૂજ્ય ! તપથી જીવ શું પામે છે ? શુદ્ધ તપશ્ચર્યાથી પૂર્વ કર્મોનો ક્ષય થાય છે.

[૨૮] હે પૂજ્ય ! સર્વ કર્મના વિસરાવાથી (સર્વકર્મની નિવૃત્તિથી) જીવ શું પામે છે ? કર્મ વિસરાવાથી જીવાત્મા સર્વ પ્રકારની ક્રિયાથી રહિત થાય છે, અને ત્યારબાદ સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ શાંત થાય છે અને સર્વ દુઃખોનો અંત કરે છે

[૨૯] હે પૂજ્ય ! ભોગજન્ય સુખથી દૂર રહી સંતોષથી (જીવન ગાળનાર) જીવ શું પામે છે ? સંતોષથી અવ્યાકુળ શાંત બને છે અને તેવો સ્થિતબુદ્ધિ જીવ, હર્ષ, વિષાદ કે શોકરહિત ચારિત્રમોહનીય કર્મોને ખપાવે છે

**નોંધ** —જે આવરણથી સંયમની સ્ફુરણા ન થાય તે ચારિત્ર-મોહનીય કર્મ કહેવાય છે.

[૩૦] હે પૂજ્ય ! (વિષયાદિના) અપ્રતિબંધથી જીવ શું પામે છે ? અપ્રતિબંધથી અસંગતાનું ફળ ઉત્પન્ન થાય છે અને અસંગત્વથી ચિત્તની એકાગ્રતા પામી તે જીવ રાત્રિ અને દિવસ (કદી) કોઈપણ વસ્તુમાં ન બંધાતા એકાંતશાંતિ પામે છે અને અપ્રતિબંધ પણે વિચરે છે

[૩૧] હે પૂજ્ય ! એકાંત (સ્ત્રી ઇત્યાદિ સંગ રહિત) સ્થાન, આસન અને શયનને ભોગવતા જીવ શું પામે છે ? તેવા એકાંત સ્થાનથી ચારિત્રનું રક્ષણ થાય છે અને શુદ્ધ ચારિત્રશાળી જીવ રસાસક્તિ છોડી ચારિત્રમાં નિશ્ચળ થાય છે આવી રીતે એકાંતમાં રક્ત મોક્ષભાવને પામેલો જીવાત્મા આઠે પ્રકારના કર્મોના બંધનથી મુક્ત થાય છે.

[૩૨] હે પૂજ્ય ! વિષયવિરક્તિથી જીવ શું પામે છે ? વિષય વિરક્તિથી નવા પાપ કર્મો થતા નથી અને પૂર્વે બંધાયેલા હોય છે તે તૂટે છે ને ત્યારબાદ તે જીવ ચાર ગતિરૂપ સંસાર અટવીને ઓળંગી જાય છે.

[૩૩] હે પૂજ્ય ! સંભોગના પ્રત્યાખ્યાનથી જીવ શું પામે છે ? સંભોગના પ્રત્યાખ્યાનથી પરાવલંબનનો ક્ષય કરે છે અને તે સ્વાવલંબી જીવાત્માના યોગો ઉત્તમ અર્થવાળા થાય છે તે પોતાનાજ લાભથી સંતોષ પામે છે. બીજાના લાભની આશા કરતો નથી તેમ કલ્પના, સ્પૃહા, પ્રાર્થના કે અભિલાષા પણ કરતો નથી તે આવી રીતે અસ્પૃહી–અનભિલાષી બની ઉત્તમ પ્રકારની સુખશય્યા, (શાંતિ) પામીને વિચરે છે

નોંધઃ—સંયમીઓનાં પારસ્પરિક વર્તનોને સંભોગ કહેવાય છે. આવા સંભોગથી વિરમવુ અર્થાત સૌથી નિર્લેપ રહેવું.

[૩૪] હે પૂજ્ય ! ઉપધિ (સંયમીના ઉપકરણો) ના પચ્ચક્ખાણથી જીવ શું પામે છે ? ઉપધિના પ્રત્યાખ્યાનથી તે પદાર્થના લેવા મૂકવા કે સાચવવાની ચિંતાથી મુક્ત થાય છે અને ઉપધિરહિત જીવ નિસ્પૃહી (સ્વાધ્યાય, ધ્યાન અને ચિંતનમા નિશ્ચિંત રહેનાર ) ય, ઉપધિ ન મળે તો કલેશ પામતો નથી.

[૩૫] હે પૂજ્ય ! સર્વથા આહારના ત્યાગથી જીવ શું પામે છે ? આહાર ત્યાગ કરવાની યોગ્યતાવાળો જીવ આહાર ત્યાગથી જીવનની વાસનાથી મુક્ત બને છે અને જીવનનો મોહ છેદાવાથી તે જીવાત્મા આહાર વિના પણ ખેદ પામતો નથી

[૩૬] હે પૂજ્ય ! કષાયના ત્યાગથી જીવ શું પામે છે ? કષાયના ત્યાગથી વીતરાગભાવ ઉત્પન્ન થાય છે. અને વીતરાગભાવને પામેલા જીવને દુખ અને સુખ સમાન બને છે

[૩૭] હે પૂજ્ય ! યોગ ( વ્યાપાર ) ના ત્યાગથી જીવ શું પામે છે ? યોગના ત્યાગથી જીવ અયોગી ( મન, વચન અને કાયાના વ્યાપાર રહિત ) થાય છે અને તેવો અયોગી જીવ ખરેખર કર્મ બાંધતો નથી અને પૂર્વે બાંધેલુ હોય તેને સર્વથા દૂર કરે છે

**નોંધ**—યોગ એટલે મન, વચન અને કાયાનો વ્યાપાર.

[૩૮] હે પૂજ્ય ! શરીરના ત્યાગથી જીવ શું પામે છે ? શરીરના ત્યાગથી સિદ્ધના અતિશય (ઉચ્ચ) ગુણભાવને પામે છે. અને સિદ્ધિના અતિશય ગુણથી સંપન્ન થઈ ને જીવાત્મા લોકના અગ્રભાગમા જઈ પરમ સુખ પામે છે. અર્થાત્ સિદ્ધ ( સર્વ કર્મથી મુક્ત ) થાય છે.

[૩૯] હે પૂજ્ય ! સહાયકના ત્યાગથી જીવ શું પામે છે ? સહાયકના પ્રત્યાખ્યાનથી એકત્વ ભાવને પામે છે અને એકત્વ ભાવને પામેલો જીવ અલ્પકષાયી, અલ્પકલેષી અને અલ્પભાષી થઇ સંયમ, સંવર અને સમાધિમા વધુ દૃઢ થાય છે.

[૪૦] હે પૂજ્ય ! આહારત્યાગની તપશ્ચર્યા કરનાર જીવ શું પામે છે ? તેવા અણસણથી સેંકડો ભવોને કાપી નાખે છે. ( અલ્પ સંસારી બને છે.)

[૪૧] હે પૂજ્ય ! ( સર્વયોગ રુંધનરૂપ ક્રિયા માત્રના ) ત્યાગથી જીવ શું પામે છે? વૃત્તિ માત્રના ત્યાગથી અનિવૃત્તિકરણ પામે છે. ને અનિવૃત્તિને પામેલા અણગાર કેવળી થઈ બાકી રહેલા ચારે ( વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર ) કર્માંશોને ખપાવે છે. અને પછી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઇ શાંત થાય છે. ( સર્વ દુઃખોનો અંત લાવે છે.)

[૪૨] હે પૂજ્ય ! પ્રતિરૂપતા (આદર્શતા–સ્થવિરકલ્પી–ની આંતર ને બાહ્ય ઉપાધિ રહિત દશા) વડે જીવ શું પામે છે ? પ્રતિરૂપતા (મન વચન ને કાયાની એકતા ) થી લઘુપણા (નમ્રતા)ને પામે છે. અને તેવો જીવ અપ્રમત્તપણે પ્રશસ્ત અને પ્રકટ ચિહ્નોને ધારણ કરે છે ને તેવો નિર્મળ, સમ્યક્ત્વી અને સમિતિ સહિત બને છે તથા સર્વ જીવોને વિશ્વાસરૂપ, જિતેન્દ્રિય, અને વિપુલ તપશ્ચર્યાથી યુક્ત પણ થાય છે.

[૪૩] હે પૂજ્ય ! સેવાથી જીવ શું પામે છે ? સેવાથી જીવાત્મા તીર્થંકર નામગોત્ર બાંધે છે

[૪૪] હે પૂજ્ય ! સર્વગુણ પ્રાપ્ત કરવાથી જીવ શું પામે છે ? જ્ઞાનાદિ સર્વગુણોની પ્રાપ્તિ થયા પછી સંસારમાં આવવું પડતું નથી અને સંસારમાં ન આવવાથી તે જીવાત્મા શારીરિક અને માનસિક દુઃખોથી મુક્ત થાય ,

[૪૫] હે પૂજ્ય ! વીતરાગપણાથી જીવ શું પામે છે ? તેવી વિરાગવૃત્તિથી સ્નેહના બંધનોને તે જીવ છેદી નાખે છે તથા મનોજ્ઞ અને અમનોજ્ઞ શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ ઇત્યાદિ વિષયોમાં વૈરાગ્ય પામે છે

નોંધ —વીતરાગતા અહીં કેવળ વૈરાગ્યસૂચક છે

[૪૬] હે પૂજ્ય ! ક્ષમાથી જીવ શું પામે છે ? ક્ષમાથી તે વિકટ પરિષહો પર પણ વિજય મેળવે છે

[૪૭] હે પૂજ્ય ! નિર્લોભતાથી જીવ શું પામે છે ? નિર્લોભતાથી જીવ અપરિગ્રહી બને છે, અને ધનલોલુપી પુરુષોના ( માગ પગણી વાળાઓ ) થી બચી જાય છે અર્થાત્ નિરાકુળ બને ,

[૪૮] હે પૂજ્ય ! નિષ્કપટતાથી જીવ શું પામે છે ? નિષ્કપટતાથી મન, વચન અને કાયાથી સરળતા અને મૃદુતા પ્રાપ્ત કરે છે અને એથી તે પ્રવંચના ( ઠગાઈ ) કરતો નથી તેવો જીવાત્મા ધર્મનો આરાધક બને છે

[૪૯] હે પૂજ્ય ! મૃદુતાથી જીવ શું પામે છે ? મૃદુતાથી જીવ અભિમાન રહિત થાય છે અને કોમળ મૃદુતાને પ્રાપ્ત કરી આઠ પ્રકારના મદરૂપ શત્રુનો સંહાર કરી શકે છે

નોંધઃ—જાતિ, કુળ, બળ, રૂપ, તપ, જ્ઞાન, લાભ અને ઐશ્વર્ય, એ આઠ મદનાં સ્થાનો છે

[૫૦] હે પૂજ્ય ! ભાવસત્યથી (શુદ્ધ અંતઃકરણથી) જીવ શું પામે છે ? ભાવસત્યથી હૃદયવિશુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને વિશુદ્ધ અંતઃકરણવાળો જીવજ અર્હંત પ્રભુએ બતાવેલા ધર્મની આરાધના કરી શકે છે અને તે ધર્મની આરાધનામાં ઉદ્યમી થઈ પરલોકમાં પણ ધર્મનો આરાધક બને છે.

[૫૧] હે પૂજ્ય ! કરણસત્યથી જીવ શું પામે છે ? કરણસત્ય (સત્ય પ્રવૃત્તિ કરવા) થી સત્યક્રિયા કરવાની શક્તિ જન્મે છે અને સત્ય પ્રવૃત્તિમાં રહેલો જીવ જેવું બોલે છે તેવું કરે છે.

[૫૨] હે પૂજ્ય ! યોગસત્યથી જીવ શું પામે છે ? સત્યયોગથી યોગોની વિશુદ્ધિ થાય છે.

**નોંધઃ**—યોગ એટલે મન, વચન અને કાયાનો વ્યાપાર.

[૫૩] હે પૂજ્ય ! મનગુપ્તિથી જીવ શું પામે છે ? મનના સંયમથી એકાગ્રતા ( માનસિકલબ્ધિ ) ઉત્પન્ન થાય છે અને એકાગ્ર ચિત્તવાળો જીવ સંયમનો આરાધક બને છે.

[૫૪] હે પૂજ્ય વચનસંયમથી જીવ શું પામે છે ? વચનસંયમથી તે વિકાર રહિત થાય છે અને નિર્વિકાર જીવ આધ્યાત્મિક યોગનાં સાધનોથી ( વચનસિદ્ધિ ) યુક્ત થઇ વિચરે છે.

[૫૫] હે પૂજ્ય ! કાયાના સંયમથી જીવ શું પામે છે ? કાયાસંયમથી સંવર ( પાપોનું રોકવું ) અને તેમાંથી કાયલબ્ધિ ઉત્પન્ન થાય છે અને સંવરથી તે જીવ પાપના પ્રવાહનો નિરોધ કરી શકે છે.

[૫૬] હે પૂજ્ય ! મનને સત્ય માર્ગમાં (સમાધિમાં) સ્થાપવાથી જીવ શું પામે છે ? મનને સત્ય માર્ગમાં સ્થાપવાથી એકાગ્રતા ઉત્પન્ન થાય છે અને એકાગ્રતા ઉત્પન્ન કરીને તે જીવ જ્ઞાનના પર્યાયો (અનેક શક્તિઓ) ઉત્પન્ન કરે છે, અને જ્ઞાનના પર્યા-

એને ઉત્પન્ન કરીને સમ્યક્ત્વની શુદ્ધિ કરે છે અને મિથ્યાત્વને દૂર કરે છે.

[૫૭] હે પૂજ્ય! વચનને સત્યમાર્ગમાં સ્થાપવાથી જીવ શું પામે છે? વચનને સત્યમાર્ગમાં સ્થાપવાથી સમ્યક્ત્વના પર્યાયો નિર્મળ કરે છે. અને સુલભ બોધિત્વ પામે છે. તેમજ દુર્લભ બોધિત્વથી નિવૃત્ત થાય છે.

[૫૮] હે પૂજ્ય! કાયાને સંયમમાં સ્થાપવાથી જીવ શું પામે છે? કાયાને સત્યભાવે સંયમમાં સ્થાપવાથી ચારિત્રના પર્યાયો નિર્મળ થાય છે અને ચારિત્રના પર્યાયોને નિર્મળ કરીને અનુક્રમે યથાખ્યાત ચારિત્રની સાધના કરે છે. યથાખ્યાત ચારિત્રની વિશુદ્ધિ કરીને ચાર કેવળી કર્માંશોને ખપાવે છે. અને ત્યારબાદ તે જીવ સિદ્ધ, બુદ્ધ, મુક્ત અને શાંત થઈ સર્વ દુઃખોનો અંત કરે છે.

[૫૯] હે પૂજ્ય! જ્ઞાનસંપન્નતાથી જીવ શું પામે છે? જ્ઞાન સંપન્ન જીવ સર્વ પદાર્થોના યથાર્થ ભાવને જાણી શકે છે અને તે ચતુર્ગતિરૂપ સંસાર અટવીમાં દુઃખી થતો નથી. જેમ દોરાવાળી સોય ખોવાતી નથી તેમ જ્ઞાની જીવ સંસારમાં ભૂલો પડતો નથી અને જ્ઞાન, ચારિત્ર તપ અને વિનયના યોગોને પ્રાપ્ત કરે છે તેમજ પોતાના દર્શન અને પરના દર્શનને બરાબર જાણીને અસત્યમાર્ગમાં ફસાતો નથી.

[૬૦] હે પૂજ્ય! દર્શન સંપન્નતાથી જીવ શું પામે છે? તેવો સમકિતી જીવ સંસારના મૂળરૂપ અજ્ઞાનનું છેદન કરે છે. તેના જ્ઞાનનો પ્રકાશ ઓલવાતો નથી. અને તે પ્રકાશતાં શ્રેષ્ઠ જ્ઞાન તથા દર્શનથી પોતાના આત્માને સંયોજીને સુંદર ભાવનાપૂર્વક વિચરે છે.

[૬૧] હે પૂજ્ય ! ચારિત્ર સંપન્નતાથી જીવ શું પામે છે ? ચારિત્ર સંપન્નતાથી શૈલેશી ( મેરુ જેવા નિશ્ચળ ) ભાવને ઉત્પન્ન કરે છે. અને તેવા નિશ્ચળ ભાવને પામેલો અણગાર બાકી રહેલા ચાર કર્મોને ખપાવે છે. અને ત્યારબાદ સિધ્ધ, બુધ્ધ, મુક્ત અને શાન્ત થઇ સર્વ દુઃખોનો અંત કરે છે.

[૬૨] હે પૂજ્ય ! શ્રોત્રેન્દ્રિયના નિગ્રહથી જીવ શું પામે છે ? શ્રોત્રેન્દ્રિયના નિગ્રહથી સુંદર કે અસુંદર શબ્દોમાં રાગદ્વેષ-રહિતપણે વર્તે છે. અને તેથી રાગદ્વેષથી ઉત્પન્ન થયેલાં કર્મો બાંધતો નથી અને પૂર્વે જે કર્મો બાંધેલાં છે તેનો ક્ષય કરે છે.

[૬૩] હે પૂજ્ય ! આંખના સંયમથી જીવ શું પામે છે ? આંખના સંયમથી સુંદર કે અસુંદર રૂપોમાં (દશ્યોમાં) રાગદ્વેષ રહિત થાય છે અને તેથી રાગદ્વેષથી ઉત્પન્ન થયેલાં કર્મો બાંધતો નથી. અને પૂર્વે જે કર્મો બાંધેલાં છે તેનો ક્ષય કરે છે.

[૬૪] હે પૂજ્ય ! ઘ્રાણેન્દ્રિયના નિગ્રહથી જીવ શું મેળવે છે ? નાકના સંયમથી સુવાસિત કે દુર્ગંધિત પદાર્થોમાં રાગદ્વેષ રહિત થાય છે અને તેથી રાગદ્વેષથી ઉત્પન્ન થયેલાં કર્મોને બાંધતો નથી અને જે કર્મો બાંધેલાં છે તેનો ક્ષય કરે છે.

[૬૫] હે પૂજ્ય ! જિહ્વેન્દ્રિયના નિગ્રહથી જીવ શું મેળવે છે ? જીભના સંયમથી સુંદર કે અસુંદર રસોમાં ( રસવાળાં કે મસાલાવાળામાં ) રાગદ્વેષ રહિત થાય છે અને તેથી રાગદ્વેષથી ઉત્પન્ન થયેલાં કર્મો બાંધતો નથી. અને પુર્વે જે કર્મો બાંધેલાં છે તેનો ક્ષય કરે છે.

[૬૬] હે પૂજ્ય ! સ્પર્શેન્દ્રિયના સંયમથી જીવ શું પામે છે ? સ્પર્શેન્દ્રિયના સંયમથી સુંદર કે અસુંદર સ્પર્શોમાં રાગદ્વેષ રહિત

થાય છે. અને તેથી રાગદ્વેષથી ઉત્પન્ન થયેલાં કર્મો બાંધતો નથી. અને પૂર્વે જે કર્મો બાંધેલાં છે તેનો ક્ષય કરે છે.

[૬૭] હે પૂજ્ય ! ક્રોધના વિજયથી જીવ શું પામે છે? ક્રોધવિજયથી જીવ ક્ષમાના ગુણને પ્રગટાવે છે. ક્રોધથી ઉત્પન્ન થતાં કર્મોને બાંધતો નથી અને પહેલાં બાંધ્યાં હોય તેને ખપાવે છે.

[૬૮] હે પૂજ્ય ! માનના વિજયથી જીવ શું પામે છે ? માનના વિજયથી મૃદુતાના અપૂર્વ ગુણને પ્રગટાવે છે અને માનજન્ય કર્મને બાંધતો નથી. અને પૂર્વે જે બંધાયું છે તેને ખપાવે છે.

[૬૯] હે પૂજ્ય ! માયાના વિજયથી જીવ શું પામે છે ! માયાના વિજયથી સરળભાવપણું પામે છે. અને માયાથી વેદવાં પડતાં કર્મો બાંધતો નથી. અને પૂર્વે બંધાયાં હોય તો તેને દૂર કરે છે.

[૭૦] હે પૂજ્ય ! લોભના વિજયથી જીવ શું પામે છે ? લોભના વિજયથી સંતોષરૂપ અમૃતને મેળવે છે. લોભજન્ય કર્મને બાંધતો નથી અને પૂર્વે બંધાયેલાં છે તેને વિખેરે છે.

[૭૧] હે પૂજ્ય ? રાગદ્વેષ અને મિથ્યાદર્શનના વિજયથી જીવ શું પામે છે ? રાગદ્વેષ અને મિથ્યા દર્શનના વિજયમાં પ્રથમ તો જ્ઞાન દર્શન અને ચારિત્રની આરાધનામાં તે જીવાત્મા ઉદ્યમી બને છે અને પછી આઠ પ્રકારનાં કર્મોની ગાંઠથી મૂકાવા માટે ક્રમપૂર્વક અઠ્ઠાવીસ પ્રકારનાં મોહનીય કર્મોનો ક્ષય કરે છે. અને ત્યારબાદ પાંચ પ્રકારનું જ્ઞાનાવરણીય કર્મ, નવ પ્રકારનું દર્શનાવરણીય કર્મ અને પાંચ પ્રકારનું અંતરાય કર્મ. એ ત્રણે કર્મો એકી સાથે ખપાવે છે. અને ત્યારબાદ શ્રેષ્ઠ, સંપૂર્ણ, આવરણરહિત, અંધકારરહિત, વિશુદ્ધ અને લોકાલોકમાં પ્રકાશિત એવાં કેવળજ્ઞાન તથા કેવળ દર્શનને પામે છે. કેવળ થયા પછી જ્યાંસુધી સયોગી હોય છે

ત્યાંસુધી ઇર્યાપથિકકર્મ બાંધે છે. તે કર્મનો સ્પર્શ માત્ર બે સમયની સ્થિતિવાળો અને સુખકર હોય છે. તે કર્મ પહેલે સમયે બંધાય છે. બીજે સમયે વેદાય છે અને ત્રીજે સમયે નષ્ટ થાય છે. પહેલે સમયે (ક્ષણે) તે કર્મ બંધાયું બીજે સમયે વેદાયું, અને ત્રીજે સમયે છેવટ નષ્ટ થયું, એટલે ચોથે સમયે તો તે જીવાત્મા કર્મરહિત થાય છે.

**નોંધઃ**—કર્મોનાં વર્ણન માટે ૩૩ મું અધ્યયન જુઓ.

[૭૨] ત્યારબાદ તે કેવળી જેટલું આયુષ્ય હોય તેટલું પૂર્ણ કરીને આયુષ્યના અંતથી અંતર્મુહૂર્ત (બેઘડી) જેટલો કાળ બાકી રહે ત્યારે મન, વચન અને કાયાના વ્યાપારનો રોધકરી તે જીવ સૂક્ષ્મ ક્રિયાપ્રતિપાતિ ( આ શુકલ ધ્યાનનો ત્રીજો ભેદ છે ) ચિંતવીને સૌથી પહેલાં મન, વચન અને કાયાનો યોગ રૂંધે છે અને તે વ્યાપાર રૂંધીને શ્વાસોચ્છ્વાસનો પણ નિરોધ કરે છે અને તે નિરોધ કર્યા પછી પાંચ હ્રસ્વ અક્ષરોનું ઉચ્ચારણ કરતાં જેટલો કાળ થાય તેટલો કાળ (શૈલેશી અવસ્થામાં) રહીને તે અણગાર સમુચ્છિન્નક્રિય (ક્રિયારહિત) અને અનિવૃત્તિ (અક્રિયાવૃત્તિ) નામના શુકલધ્યાનને ચિંતવતો તે વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચારે કર્મોને એકી સાથે ખપાવે છે.

**નોંધઃ**—આર્ત, રૌદ્ર, ધર્મ અને શુકલ એમ ધ્યાનના ચાર ભેદો છે. શુકલ ધ્યાનના પણ ચાર ભેદો છે. તેમાંના છેલ્લા બે કેવળી જીવાત્મા ચિંતવે છે.

[૭૩] ત્યારબાદ ઔદારિક, તૈજસ અને કાર્મણ એ સર્વ શરીરોને છોડીને સમશ્રેણિને પ્રાપ્ત કરીને કોઈ સ્થળે રોકાયા વગર અવક્રગતિએ સિદ્ધસ્થાનમાં પામીને પોતાની-મૂળ શરીરની અવગાહનાના $\frac{2}{3}$ જેટલા આકાશ પ્રદેશ થાય તેથી મુક્ત થઈ સર્વ કર્મોનો અંત કરે છે.

[૭૪] આ પ્રમાણે ખરેખર સમ્યકૃત્વ પરાક્રમ નામના અધ્યયનનો અર્થ શ્રમણ ભગવાન મહાવીરે કહ્યો છે, બતાવ્યો છે, દેખાડયો છે અને ઉપદેશ્યો છે.

**નોંધઃ**—સમકિત સ્થિતિ એ ચોથા ગુણસ્થાનકની સ્થિતિ છે. જીવાત્મા કર્મ, માયા કે પ્રકૃતિને આધીન રહે છે ત્યારે પ્રથમથી માંડીને સાવ મુક્ત થતાં સુધીમાં તે ઘણી ઘણી ભૂમિકાઓમાંથી પસાર થતો રહે છે. સંસારના આદબંધનથી માંડીને સાવ મુક્ત થતાં સુધી કે અશુદ્ધ (આઠ રુચકપ્રદેશોજ માત્ર શુદ્ધ રહે છે નહિતો જડ જેવો બને છે.) ચૈતન્યથી માંડીને સાવ શુદ્ધ ચૈતન્ય થાય ત્યાં સુધીની ભૂમિકાઓને જૈન દર્શન સંક્ષિપ્તથી ચૌદ પ્રકારમાં વિભક્ત કરે છે. તેનેજ ગુણ સ્થાનક તરીકે ઓળખવામાં આવે છે.

આ ભૂમિકાઓ સ્થાન વિશેષ નહિ પણ આત્માની સ્થિતિવિશેષ છે. પહેલું સ્થાનક મિથ્યાદષ્ટિનું છે, તે દૃષ્ટિ એક ઉચ્ચ મનુષ્યથી માંડીને અવિકસિત સૂક્ષ્મ જીવો સુધી રહેલી હોય છે. પરંતુ તેમાં તરતમતા (ઓછાવત્તા)ના અસંખ્ય ભેદો છે, બીજી અને ત્રીજી ભૂમિકા પણ અસ્થિર છે, તેથી ચોથીથીજ મોક્ષમાર્ગ શરૂ થાય છે એમ સમજવું. અન્ય દર્શનોમાં આ સ્થિતિને આત્મ સાક્ષાત્કાર તરીકે વર્ણવી છે. આ ભૂમિકામાં સંસાર પરિભ્રમણ કરાવવાના નિમિત્તરૂપ તીવ્ર કષાયો મંદ પડી જાય છે. એ આત્મ પરિણામો જેટલાં વિશુદ્ધ કૃત્રિમ શુદ્ધ કે મિશ્ર હોય તે પ્રમાણમાં તે ક્ષાયિક, ઉપશમ અને ક્ષયોપશમ સ્થિતિ તરીકે કહેવાય છે. આઠમે ગુણસ્થાનક પહોંચ્યા પછી આ ત્રણ પૈકી માત્ર બે શ્રેણિઓ રહે છે જેને ઉપશમ અને ક્ષપક શ્રેણિ કહેવાય છે. ઉપશમ (કર્મોને ઉપશમાવનાર) શ્રેણિવાળા જીવનું આગળ વધ્યા પછી પણ પતનજ થાય છે. કારણ કે તે વિશુદ્ધિ સાચી નહિ, પણ કૃત્રિમ હોય છે. જેમ રાખથી ઢંકાયેલો અગ્નિ ન દેખાવા છતાં વાયુનાં સંપાટાથી સ્પષ્ટ દેખાઇ રહે છે, તેજ પ્રકારે ઉપશમ શ્રેણિ વાળો જીવાત્મા અગિયાર ગુણસ્થાન જેવી ઉચ્ચ ભૂમિકા પર પહોંચ્યા છતાં સૂક્ષ્મ લોભનો ઉદય થતાં પતિત થાય છે.

ક્ષપક (કર્મોનો ક્ષય કરનાર) શ્રેણિવાળો જીવાત્મા દસમી ભૂમિકાપરથી અગિયારમીએ ન જતાં સીધો બારમી ભૂમિકા પર પહોંચે છે. આ સ્થિતિમાં તેના કષાયો ક્ષીણ થયા હોય છે અને તેથી તે તેરમા ગુણસ્થાનકે જઈ કેવળી થાય છે. આ વખતે આઠ કર્મો પૈકી ચાર કર્મોનાં (નિસત્વ જેવાં) આવરણ રહે છે એ કેવળી જ્યાં સુધી દેહ હોય છે ત્યાં સુધી દેહની હાજતોને લઇને કર્મ કરતા રહે છે પરંતુ તે કર્મ આસક્તિ રહિત હોઇને બંધન કરતા ન હોઈ તુરતજ ખરી પડે છે. આ ક્રિયાને ઇર્યાપથિકી ક્રિયા કહે છે.

આયુષ્યકાળ પૂર્ણ થવાના સમયે શુક્લ ધ્યાનનો ત્રીજો ભેદ કે જેને *સૂક્ષ્મક્રિયાપ્રતિપાતી* કહે છે તેને ચિંતવીને સૌથી પ્રથમ મનોયોગ, વચનયોગ અને કાયયોગ એમ ક્રમપૂર્વક રૂંધનકરી આખરે શ્વાસોચ્છ્વાસને રૂંધી તે જીવાત્મા સાવ નિષ્કંપ બને છે આ સ્થિતિને શૈલેશી અવસ્થા કહેવાય છે ત્યાં અ, ઇ, ઉ, ઋ અને લૃ એવા પાંચ હ્રસ્વ અક્ષરના ઉચ્ચારણ કાળ જેટલો સમય રહી આખરે શુક્લ ધ્યાનના ચોથા ભેદને સ્પર્શી બાકી રહેલાં ચારે કર્મોનો ક્ષય કરી પૂર્ણ આત્મસ્વરૂપી શુદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય છે.

શુદ્ધ ચેતનની સ્વાભાવિક ઉર્ધ્વગતિ હોવાને લીધે તે ઊંચે અને ઊંચે જ્યાં સુધી તેનું ગતિસહાયક તત્વ–ધર્માસ્તિકાય હોય છે, ત્યાં સુધી ઊંચે જઈ આખરે સ્થિર થાય છે. જે સ્થાને આત્મ સ્થિરતા થાય છે. તે સ્થાન લોકના અગ્રભાગ પર આવેલું છે અને તેને સિદ્ધગતિ તરીકે કહે છે. અંતિમ શરીર છોડતી વખત તેનું પરિમાણ ( ઊંચાઈ પહોળાઈ ) હોય તેમાંનો ૧/૩ ભાગ (મુખ, કાન, પેટ વગેરે ખાલી સ્થળો) પોલો હોય છે. તેટલો ભાગ નીકળી જઇ ૨/૩ ભાગમાં તે જીવાત્માના તેટલા પ્રદેશો તે સિદ્ધસ્થાનમાં

જ્યાંસ થાય છે તે તેની અવગાહના કહેવાય છે. ભિન્ન ભિન્ન સિદ્ધાત્મા-ઓના પ્રદેશો પરસ્પર અવ્યાઘાત રહી પરસ્પરનુ પૃથકૃત્વ બતાવતા રહે છે. એવા પરમ પુરુષો વીતરાગ, વીતમોહ અને વીતદ્વેષ હોવાથી તેમનું સસારમા પુનરાગમન થઈ શકતું નથી.

એમ કહું છુ —
આમ સમ્યકૃત્વ પરાક્રમ સબધી
ઓગન્ત્રીસમુ અધ્યયન સમાપ્ત થયુ.



# તપોમાર્ગ



૩૦

આખો સંસાર આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક દુઃખોથી ઘેરાયેલો છે. સંસારના સર્વ જીવો આધિ, વ્યાધિ અને ઉપાધિથી હણાઈ રહ્યા છે. કોઈ વખતે શારીરિક તો કોઈ વખતે માનસિક એમ દર્દોની તડામાર લાગી રહી છે, અને એ વ્યાધિથી બેજાર થયેલા જીવો તેનું નિવારણ સતત ઈચ્છી રહ્યાં છે.

દરેક કાળમાં દરેક ઉદ્ધારક પુરુષો ભિન્નભિન્ન પ્રકારનાં ઔષધ આપે છે. ભગવાન મહાવીરે સર્વ સંકટોના નિવારણ માટે એક માત્ર ઉત્તમ કોટિની જડીબુટ્ટી આપી છે કે જે તપશ્ચર્યાને નામે ઓળખાય છે.

તપશ્ચર્યા મુખ્યત્વે બે પ્રકારમાં વિભક્ત કરી છે. કે જે આંતરિક અને બાહ્યના નામે પ્રસિદ્ધ છે.

બાહ્ય તપશ્ચર્યા ખાસ કરીને અપ્રમત્ત રાખવા અર્થે છે. જો શરીર પ્રમાદી હોય તો તેની પ્રવૃત્તિ પાપ તરફ ઢળતી હોય છે. અને તેવી પરિસ્થિતિમાં શરીર તથા ઈંદ્રિયો સાધકને બદલે બાધક થઇ પડે છે. જ્યારે શરીર અપ્રમત્ત અને સંયમી બને છે ત્યારેજ આત્માજિજ્ઞાસા જાગે છે, અને ચિંતન, મનન, યોગાભ્યાસ, ધ્યાન વગેરે આત્મસાધનાનાં અંગોમાં પ્રવૃત્ત થઈ શકે છે.

તેથીજ બાહ્યતપશ્ચર્યામાં અણુસણ ( ઉપવાસ ), ઉણોદરી ( અલ્પાહાર ), ભિક્ષાચરી ( મળેલાં સાધનોને પણ પરિમિતજ

ઉપયોગ કરવો ), રસ પરિત્યાગ ( સ્વાદેન્દ્રિય નિગ્રહ ), કાય-કલેશ ( દેહ દમનની ક્રિયા ) અને વૃત્તિસંક્ષેપ ( જીવનની જરૂરિયાતો ઘટાડતા જવું ). આ છએ તપશ્ચર્યાઓ એકલાં અમૃત છે. તેનો જે જે દૃષ્ટિએ જેટલા પ્રમાણમાં ઉપયોગ થાય તેટલું પાપ ઘટે. અને પાપ ઘટે એટલે ધાર્મિક ભાવ અવશ્ય વધ્યે જાય. પરંતુ તેનો ઉપયોગ પોતાની યોગ્યતા પ્રમાણે કરતા રહેવું જોઇએ.

આંતરિક તપશ્ચર્યાઓમાં પ્રાયશ્ચિત, વિનય, સેવા, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ ( દેહાધ્યાસનો ત્યાગ ) એ છ વસ્તુઓનો સમાવેશ થાય છે. આ છએ સાધનો આત્મોન્નતિનાં ભિન્નભિન્ન પગથિયાં છે. આત્મોન્નતિના ઈચ્છુકસાધકો તેમાંથી ઘણું પ્રાપ્ત કરી શકે તેમ છે.

ભગવાન બોલ્યા:—

[૧] રાગ અને દ્વેષથી એકઠું થયેલું પાપકર્મ ભિક્ષુ જે તપ વડે ખપાવે છે તેને ( તે તપને ) એકાગ્ર ચિત્તથી સાંભળો.

[૨] પ્રાણીવધ, મૃષાવાદ ( અસત્ય ) અદત્ત, મૈથુન (અબ્રહ્મચર્ય) અને પરિગ્રહ એ પાંચ મહાવ્રતોથી તથા રાત્રિભોજનથી વિરક્ત થયેલો જીવાત્મા અનાસ્રવ ( નવાં પાપ રોકનાર—આસ્રવ રહિત ) થાય છે.

[૩] વળી પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિથી સહિત, કષાયથી રહિત, જીતેન્દ્રિય, નિરભિમાની અને શલ્ય રહિત જીવ અનાસ્રવી થાય છે.

[૪] ઉપર કહેલા ગુણોથી વિપરીત એવા દોષો દ્વારા રાગ અને દ્વેષથી એકઠું કરેલું કર્મ જે પ્રકારે નષ્ટ થાય છે તે (ઉપાય)ને એકાગ્ર મનથી સાંભળો.

[૫] જેમ મોટા તળાવનો જળ આવવાનો માર્ગ રૂંધીને તેમજ અંદરનું પ્રથમનું પાણી ઉલેચીને તથા સૂર્યના તાપે કરીને ક્રમપૂર્વક તે (જળ)નું શોષણ થાય છે તેમ—

[૬] સંયમી પુરુષનું નવું થતું પાપકર્મ (પણ વ્રતદ્વારા) રૂંધવાથી આવતું નથી અને પૂર્વે કરોડો ભવથી સંચિત કરેલું જે પાપકર્મ હોય છે તે પણ તપ વડે જીર્ણ થઈ જાય છે.

[૭] તે તપ બાહ્ય અને આંતરિક એમ બે પ્રકારનું છે. અને તે બાહ્ય તથા આંતરિક તપના પણ પૃથક્ પૃથક્ ૭ છ ભેદો છે.

[૮] (બાહ્ય તપના ભેદો કહે છે) (૧) અણસણ, (૨) ઉણોદરી, (૩) ભિક્ષાચરી, (૪) રસ પરિત્યાગ, (૫) કાય કલેશ અને (૬)સંલીનતા. એમ છ પ્રકારનું બાહ્ય તપ હોય છે.

[૯] એક કાળ મર્યાદિત (એટલે કે) એક ઉપવાસ કે અધિકદિન પર્યંત અને બીજું મરણ પર્યંત એમ અણસણ બે પ્રકારના હોય છે. તેમાં પહેલું (ભોજનની) આકાંક્ષા સહિત અને બીજું કાંક્ષા રહિત હોય છે.

નોંધ:—પહેલામાં મર્યાદા હોવાથી ભોજનની અપેક્ષા રહે છે. બીજામાં રહેતી નથી.

[૧૦] જે કાળમર્યાદિત તપ છે તે પણ સંક્ષેપથી ૭ પ્રકારનું છે.

(૧) શ્રેણિ તપ, (૨) પ્રતર તપ, (૩) ઘન તપ, (૪) વર્ગ તપ,
[૧૧] (૫) વર્ગવર્ગ તપ અને (૬) પ્રકીર્ણ તપ. આ પ્રમાણે

ભિન્નભિન્ન અને મનોવાંચ્છિત ફળ આપનારું, કાળમર્યાદિત અણસણ જાણવું.

નોંધ:—શ્રેણિતપ વગેરે તપશ્ચર્યાઓ જુદી જુદી રીતે ઉપવાસો કરવાથી થાય છે તે તપોનું વિસ્તૃત વર્ણન અન્ય સૂત્રોમાં જોઈ લેવું.

[૧૨] જે મરણપર્યંતનું અણુસણુ હોય છે તે પણ કાયચેષ્ટાને ઉદ્દેશી એ પ્રકારનું કહ્યું છે (૧) સવિચાર ( કાયાની ક્રિયા સહિત ) અને (૨) અવિચાર ( નિષ્ક્રિય ).

[૧૩] અથવા સપરિકર્મ ( બીજાની સેવા લેવી તે ) અને અપરિકર્મ એમ બે પ્રકારે કહ્યું છે. તેના પણ બે ભેદ છે. (૧) નિહારી અને (૨) અનિહારી. એ બન્ને પ્રકારના મરણોમાં આહારનો ત્યાગ તો હોય છેજ.

નોંધઃ—નિહારી એટલે જે મુનિનું ગામમા મરણ થતાં મૃત કલેવરને બહાર લઇ જવું તે અને ગુફામાં મરણ થાય તે અનિહારી કહેવાય છે.

[૧૪] ઉણોદરી તપ પણ દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી અને પર્યાયથી સંક્ષેપમાં પાંચ પ્રકારનું કહ્યું છે.

[૧૫] જેટલો જેનો આહાર હોય તે પૈકી અલ્પમાં અલ્પ એક કવલ પણ ઓછો લેવો એ દ્રવ્યથી ઉણોદરી તપ કહેવાય છે.

[૧૬] (૧) ગામ, (૨) નગર, (૩) રાજધાની, (૪) નિગમ, (૪) આકર ( ખાણવાળો પ્રદેશ ), (૬) પલ્લી ( અટવીની વચ્ચેનો પ્રદેશ ), (૭) ખેટ ( જ્યાં ધૂળનો કોટ હોય તે પ્રદેશ ), (૮) કરબટ ( નાના નાના ગામોવાળો પ્રદેશ ), (૯) દ્રોણમુખ (જળ અને સ્થળવાળો પ્રદેશ ), (૧૦) પાટણ ( સર્વ દિશાથી માણસ આવી શકે તેવુ સ્થળ ), (૧૧) મંડપ ( ચારે દિશામાં અઢી અઢી ગાઉ સુધી ગામ હોય તે ), (૧૨) સંવાહન ( પર્વતના મધ્યમાં ગામ હોય તે ).

[૧૭-૧૮] (૧૩) આશ્રમપદ ( તાપસનાં સ્થાનકો હોય તે ), (૧૪) વિહાર ( જ્યાં ભિક્ષુઓ વસતા હોય તેવુ સ્થળ ), (૧૫) સન્નિવેશ ( નાના નાના નેસડાઓ ), (૧૬) સમાજ (ધર્મશાળા), (૧૭) ઘોષ ( ગાયોનું ગોકુળ ), (૧૮) સ્થળ ( રેતીના ઊંચા

ઢગલાવાળું સ્થળ ), (૧૯) સેના ( સેનાનું સ્થળ ), (૨૦) ખંધાર (કટક ઉતરવાનાં સ્થળ), ( ૨૧ ) સાર્થવાહોને ઉતરવાનું સ્થળ), (૨૨) સંવર્ત ( ભયોથી ત્રાસેલાં કુટુંબ આવીને રહે તે સ્થળ ), (૨૩) કોટ ( કોટવાળું ગામ ), (૨૪) વાડા (વાડાઓમાં વાડાવાળાં સ્થળ ), ( ૨૫ ) શેરીઓ, અને (૨૬) ઘરો. આટલા ક્ષેત્રોમાં અભિગ્રહ કરે કે આટલા પ્રદેશનોજ જો આહાર મળે તો લેવો. એ પ્રકારનું ક્ષેત્રથી ઉણોદરી તપ કહેવાય છે.

**નોંધઃ**—ખાસ કરીને આ ક્ષેત્રો જૈન ભિક્ષુઓને માટે કહ્યાં છે. પરંતુ ગૃહસ્થસાધક પણ પોતાનાં ક્ષેત્રમા આવા પ્રકારની ક્ષેત્ર મર્યાદા કરી શકે છે.

[૧૯] (૧) પેટીને આકારે, (૨) અર્ધ પેટીને આકારે, (૩) ગોમૂત્રને આકારે, (૪) પતંગને આકારે, (૫) શંખાવૃતને આકારે તેના બે ભેદ ( ૧ ) પાડામાં અને ૨ ) પાડા બહાર, અને (૬) પહેલાં સળંગ છેડા સુધી જઈને પછી પાછો વળતાં ભિક્ષાચરી કરે. એમ છ પ્રકારે ક્ષેત્ર થકી ઉણોદરી તપ કહેવાય છે.

**નોંધઃ**—ઉપરના છ એ આકારો પ્રમાણે ભિક્ષાચરી કરવાનો નિયમ માત્ર ભિક્ષુ માટે કહેવાયો છે.

[૨૦] દિવસના ચાર પ્રહરમાંથી અમુક પ્રહરે ભિક્ષા મળે તો લેવી એ પ્રકારે અભિગ્રહ ( સંકલ્પ ) ધારી વિચરે તે કાળ થકી ઉણોદરી તપ જાણવું.

[૨૧] અથવા થોડી ન્યૂન ત્રીજી પોરસીમાં કે ત્રીજી પોરસીનો ચોથો ભાગ બાકી રહે ત્યારે ભિક્ષાચરી મળે તો ગ્રહણ કરીશ. એ પ્રકારનો સંકલ્પ કરે તો તે કાળથી ઉણોદરી તપ કહેવાય.

[૨૨] સ્ત્રી અથવા પુરુષ અલંકાર સહિત કે રહિત અથવા બાલ, યુવાન કે વૃદ્ધ તેમજ અમુક પ્રકારનાં વસ્ત્રસહિત હોય—

[૨૩] વળી અમુક વર્ણવાન હોય, રોષ રહિત કે હર્ષસહિત હોય એવાં એવાં ચિહ્નોથી યુક્ત હોય તેવાને હાથેજ ભિક્ષા લેવી તેવો સંકલ્પ કરે. તે ભાવથી ઉણોદરી તપ કહેવાય.

**નોંધઃ**—આવા કડક સંકલ્પ વારંવાર ફળે નહિ તેથી ભિક્ષા ન મળતાં વારંવાર (ભૂખ્યા રહેવાથી) તપશ્ચર્યા થાય તે સંભવિત છે.

[૨૪] દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી જે જે વર્ણન કર્યું એ ચારે નિયમો સહિત થઈ જે ભિક્ષુ વિચરે તે પર્યવચર તપશ્ચર્યા કરનાર કહેવાય છે.

**નોંધ**—પર્યવ એટલે જેમાં ઉપર કહેલા ચારે અંશ હોય તે તપને પર્યાય ઉણોદરી તપ કહેવાય છે.

[૨૫] આઠ પ્રકારની ગોચરીમાં અને સાત પ્રકારની એષણામાં જે જે બીજા અભિગ્રહો ભિક્ષુ રાખે છે તે ભિક્ષાચરી તપ કહેવાય છે.

**નોંધઃ**—ત્રીજી તપશ્ચર્યાને અન્ય ગ્રંથોમાં વૃત્તિ સંક્ષેપ પણ કહેલ છે. વૃત્તિ સંક્ષેપ એટલે જીવનની જરૂરિયાતો ઓછામાં ઓછી કરી નાખવી તે ત્રીજું બાહ્ય તપ કહેલ છે.

[૨૬] દૂધ, દહીં, ઘી વગેરે રસો તથા સંસ્કારી રસિક ભોજન તથા બીજા પણ રસોનો ત્યાગ કરવો તે રસપરિત્યાગ નામની તપશ્ચર્યા કહેવાય છે.

[૨૭] વીરાસન ( ખુરસી જેવું આસન ) વગેરે વિવિધ આસનો કાયાને અપ્રમત્ત રાખી સુખ કરનાર નીવડે છે. તેવાં કડક આસનો કરી કાયાને કસવી તે કાય ક્લેશ નામનું તપ કહેવાય છે.

[૨૮] એકાંત કે જ્યાં સ્વાધ્યાય ધ્યાનની અનુકૂળતા મળે, કોઈ ન આવે જાય એવા સ્ત્રી, પશુથી રહિત સ્થાનમાં શયન તથા આસનનું સેવન કરવું તે સંલીનતા નામનું તપ કહેવાય છે.

[૨૯] એ પ્રકારે સંક્ષેપથી બાહ્યતપ કહ્યું. તેમજ સંક્ષેપથી ક્રમપૂર્વક આંતરિક તપ કહીશ.

[૩૦] પ્રાયશ્ચિત, વિનય, સેવા, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ એ ૭ આભ્યંતર તપ છે.

[૩૧] ભિક્ષુ આલોચનાદિ દસ પ્રકારનાં પ્રાયશ્ચિત વહન કરે છે તે પ્રાયશ્ચિત તપ કહેવાય છે.

નોંધઃ—પ્રાયશ્ચિત્ત એટલે પાપનું છેદન કરવું. તેના દસ પ્રકાર છેઃ (૧) આલોચના, (૨) પ્રતિક્રમણ, (૩) તદુભય, (૪) વિવેક, (૫) વ્યુત્સર્ગ, (૬) તપ, (૭) છેદ, (૮) મૂલ, (૯) ઉપસ્થાન અને (૧૦) પારંચિક. વિશેષ વિવરણ છેદ સૂત્રોમા જુઓ.

[૩૨] (૧) ગુર્વાદિકની સામે જવું, (૨) તેમને બે હાથ જોડવા, (૩) આસન આપવું, (૪) ગુરુની અનન્ય ભક્તિ કરવી અને (૫) હૃદયપૂર્વક સેવા કરવી તે વિનય કહેવાય છે.

નોંધઃ—અભિમાન ઓગળ્યા વિના સાચી સેવા-શુશ્રૂષા-થતી નથી.

[૩૩] આચાર્યાદિની દસ સ્થાનોમાં શકિત અનુસાર સેવા બજાવવી તે વૈયાવૃત્ય તપ કહેવાય છે.

નોંધઃ—આચાર્યાદિમાં આ દશનો સમાવેશ થાય છે. (૧) આચાર્ય, (૨) ઉપાધ્યાય, (૩) સ્થવિર, (૪) તપસ્વી, (૫) રોગીષ્ઠ, (૬) સહાધ્યાયી, (૭) સ્વધર્મી, (૮) કુળ, (૯) ગણ અને (૧૦) સંઘ.

[૩૪] વાચના લેવી, પ્રશ્ન પૂછવા, વારંવાર શાસ્ત્ર ફેરવવું, સૂત્રાદિના અર્થ તથા રહસ્ય ચિંતવવું અને ધર્મકથા કરવી એ પાંચ પ્રકારના સ્વાધ્યાય તપ કહેવાય છે.

[૩૫] સમાધિવંત સાધક આર્ત અને રૌદ્ર એ બન્ને ધ્યાનને છોડીને ધર્મધ્યાન તથા શુક્લ ધ્યાનને ચિંતવે છે તેને મહાપુરુષોએ ધ્યાન કહ્યું છે

[૩૬] સૂતી વખતે, બેસતી વખતે કે ઉભા રહેતી વખતે જે ભિક્ષુ કાયાનો સર્વ વ્યાપાર છોડી દે (હલાવે ચલાવે નહિ) તેને છઠ્ઠું કાયોત્સર્ગ તપ કહ્યું છે.

[૩૭] એ પ્રમાણે બે પ્રકારનાં તપ જે મુનિ યથાર્થ સમજીને આચરે છે તે પંડિત સાધક સર્વ સંસારના બંધનથી જલદી છૂટી જાય છે.

નોંધ:—આ એક અનુભવીએ અનુભવેલી ઉત્તમ રસાયણ છે. આત્મદર્દોને નિવારવાનું આજ એક અજોડ ઔષધ છે. દુ:ખી અને દર્દીઓએ આજ ઉપાયો જીવનમાં અજમાવવા અને જીવનનો સમુદ્ધાર કરી લેવો તે બીજા બધાં સાધનો કરતાં ઉત્તમ છે.

વિદ્યામાં અહંકારનો સંભવ છે. ક્રિયામાં અજ્ઞાનતા, અક્કડતા કે જડતાનો સંભવ છે, તપશ્ચર્યામાં જ્ઞાન અને ક્રિયા બન્નેનો સમાવેશ છે. તેથી અહંકાર, અજ્ઞાન, અક્કડતા અને જડતા બધાં વિલય થઈ આત્મસંતોષ, આત્મશાંતિ ને આત્મતેજ પ્રગટે છે. અને તેવા જીવાત્માઓ પોતે પ્રકાશી લોકને પ્રકાશ અર્પી પોતાનાં આયુષ્ય, શરીર, ઇંદ્રિયાદિ સાધનોને છોડી સાધ્યસિદ્ધ થાય છે.

એમ કહું છું:—

એ પ્રમાણે તપોમાર્ગ સંબંધી ત્રીસમું અધ્યયન સમાપ્ત થયું.



# ચરણવિધિ



## ચારિત્રના પ્રકારો

### ૩૧

પાપનો પ્રવાહ ચાલ્યો આવે છે. તેને રોકવાની ક્રિયાને સંવર કહેવાય છે. 'પાપમાંથી નિવૃત્ત થવું કે ધર્મમાં લીન થવું તે બન્ને સમાન છે. 'પાપનો આધાર માત્ર ક્રિયાપર નથી પરંતુ ક્રિયાની પાછળના અધ્યવસાયો પર છે.' કલુષિત વાસનાથી થયેલું કાર્ય બાહ્યદ્રષ્ટિએ ઉત્તમ પણ દેખાતું હોય છતાં મલિન અને નકામું છે. શુભ ભાવનાથી થયેલું સામાન્ય કાર્ય દ્રષ્ટિએ કનિષ્ઠ દેખાતું હોવા છતાં ઉત્તમ અને આત્મતૃપ્તિ માટે પર્યાપ્ત છે.

દેહને અંગે, ખાવું પીવું, બોલવું, બેસવું, ઊઠવું ઇત્યાદિ બધું કર્યા વિના આપણે રહી શકીએ નહિ. માટે તેનાથી નિવૃત્ત થવું. કદાચ થોડા સમય માટે શક્ય હોય છતાં જીવનભર તેમ રહેવું અશક્ય છે. અને માનો કે બહારની ક્રિયા થોડો વખત બંધ પણ કરવાને સમર્થ હોઈએ તોપણ આપણું આંતરિક ક્રિયાત્મક કાર્ય તો થયાજ કરવાનું છે. તેને આપણે જબરાઈથી રોકી શકવાના નથી. માટેજ ભગવાન મહાવીરે ક્રિયાને બંધ કરવાનું ન કહેતાં ક્રિયા કરવા છતાં તમારો ઉપયોગ શુદ્ધ અને સ્થિર રાખો તેમ કહ્યું છે. શુદ્ધ ઉપયોગ એટલે આત્મલક્ષ્ય. જો આત્મલક્ષ્ય હોય તો ક્રિયા પાછળની બધી કલુષિતતા સહેજે વિરમી જાય.

ભગવાન બોલ્યાઃ—

[૧] જીવાત્માને એકાંત સુખ આપનાર અને જેને આચરીને અનેક જીવો આ સસાર સાગરને તરી ગયા તે ચારિત્રની વિધિ હું કહું છું:—

[૨] એક તરફથી નિવૃત્ત થવું અને બીજા માર્ગમાં પ્રવૃત્તિ કરવી અર્થાત્ કે અસંયમથી નિવૃત થવું અને સંયમમાં પ્રવૃત્તિ કરવી જોઇએ.

[૩] પાપકર્મમાં પ્રવૃત્તિ કરાવનાર એવા બે પાપ રાગ અને દ્વેષ છે. જે ભિક્ષુ તે બન્નેને રોકે છે તે આ સંસારમાં પરિભ્રમણ કરતો નથી.

[૪] ત્રણ દંડ, ત્રણ ગર્વ અને ત્રણ શલ્યોને જે ભિક્ષુ તજે છે તે સસારમાં નિત્ય પરિભ્રમણ કરતો નથી.

નોંધઃ—(૧) મનદંડ (૨) વચન દંડ અને (૩) કાયદંડ. (૧) ઋદ્ધિગર્વ, (૨) રસગર્વ અને (૩) સાતાગર્વ. (૧) માયાશલ્ય (૨) નિદાન શલ્ય અને (૩) મિથ્યાત્વ દર્શન શલ્ય.

[૫] જે ભિક્ષુ દેવ, મનુષ્ય અને પશુઓના આકસ્મિક ઉપસર્ગ (સંકટો)ને સમભાવથી સહન કરે છે તે સંસારમાં ભમતો નથી.

[૬] ચાર વિકથા, ચાર કષાય, ચાર, સંજ્ઞા અને બે પ્રકારના ધ્યાનોને હંમેશને માટે જે ભિક્ષુ છોડી દે છે તે સંસારમાં ભમતો નથી.

નોંધ—બે ધ્યાનઃ—આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાન.

[૭] પાંચ મહાવ્રતો, પાંચ ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ, પાંચ સમિતિ અને પાંચ પાપ ક્રિયાઓનો ત્યાગ. તે ચારે વસ્તુઓમાં હમેશાં, ઉપયોગ રાખે છે તે સંસારમાં ભ્રમતો નથી.

નોંધઃ—ઉપયોગ શબ્દ આચરવામાં, ગ્રહણ કરવામાં અને તજવામાં એમ ત્રણે સ્થળે લાગુ પડે

[૮] છ લેશ્યાઓ, છકાયો અને આહારના છ કારણોમાં જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે તે સંસારમાં ભમતો નથી.

[૯] સાતપિંડ ગ્રહણની પ્રતિમાઓ અને સાત પ્રકારના ભય સ્થાનોમાં જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે તે સંસારમાં ભમતો નમી

[૧૦] આઠ પ્રકારના મદો, નવ પ્રકારનું બ્રહ્મચર્ય રક્ષણ અને દસ પ્રકારના ભિક્ષુધર્મમાં જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે તે સંસારમાં પરિભ્રમણ કરતો નથી.

[૧૧] અગિયાર પ્રકારની શ્રાવક પ્રતિમાઓમાં અને બાર પ્રકારની ભિક્ષુ પ્રતિમાઓમાં જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે તે સંસારમાં ભમતો નથી.

નોંધઃ—પ્રતિમાઓ એટલે ચોક્કસવ્રત નિયમવાળી ક્રિયા.

[૧૨] તેર પ્રકારનાં ક્રિયા સ્થાનોમાં, ચૌદ પ્રકારના પ્રાણીસમૂહોમાં અને પંદર પ્રકારના પરમાધાર્મિક દેવોમાં જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે તે સંસારમાં ભમતો નથી.

[૧૩] જે ભિક્ષુ ( સૂયગડાંગ સૂત્રના પ્રથમ સ્કંધનાં ) સોળ અધ્યયનોમાં તથા સત્તર પ્રકારના અસંયમોમાં સતત ઉપયોગ રાખે છે. તે સંસારમાં ભમતો નથી.

[૧૪] અઢાર પ્રકારનાં અબ્રહ્મચર્ય સ્થાનોમાં, ઓગણીસ પ્રકારનાં જ્ઞાતા-અધ્યયનોમાં અને વીસ પ્રકારનાં સમાધિસ્થ સ્થાનોમાં જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે તે સંસારમાં ભમતો નથી.

[૧૫] એકવીસ પ્રકારના સબળ દોષોનો અને બાવીસ પ્રકારના પરિષહોમા જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે તે સંસારમાં ભમતો નથી.

[૧૬] સૂયગડાંગસૂત્રના કુલ ત્રેવીસ અધ્યયનોમાં અને ચોવીશપ્રકારના અધિકરૂપવાળા દેવોમાં જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે તે સંસારમાં પરિભ્રમણ કરતો નથી.

[૧૭] જે ભિક્ષુ પચીસ પ્રકારની ભાવનાઓમાં અને દશાશ્રુત સ્કંધ-બૃહત્કલ્પ અને વ્યવહાર સૂત્રના મળી છવીસ ઉદ્દેશાઓમાં ઉપયોગ રાખે છે તે સંસારમાં ભમતો નથી.

[૧૮] સત્તાવીસ પ્રકારના અણગારગુણોમાં તેમજ અઠાવીસ પ્રકારના આચારપ્રકલ્પો ( પ્રાયશ્ચિતો ) માં જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે. તે સંસારમાં ભમતો નથી.

[૧૯] ઓગણત્રીસ પ્રકારના પાપસૂત્રોના પ્રસંગમાં અને ત્રીસ પ્રકારનાં મહામોહનીનાં સ્થાનોમાં જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે તે સંસારમાં ભમતો નથી.

[૨૦] એકત્રીસ પ્રકારના સિદ્ધભગવાનના ગુણોમાં, બત્રીસ પ્રકારના યોગ સંગ્રહોમાં અને તેત્રીસ પ્રકારની અસાતનાઓમાં જે ભિક્ષુ હમેશાં ઉપયોગ રાખે છે તે સંસારમાં ભમતો નથી.

[૨૧] ઉપરના બધા સ્થાનોમાં જે ભિક્ષુ સતત ઉપયોગ રાખે છે તે પંડિત સાધુ આ સર્વ સંસારથી શીઘ્ર મુક્ત થાય છે.

**નોંધઃ**—સંસાર એ સદ્બોધની શાળા છે. તેમાં રહેલા પ્રત્યેક પદાર્થો સતત કંઇ ને કંઇ નવીન બોધ આપતાજ હોય છે માત્ર તેની સન્મુખ દૃષ્ટિ રાખવી જોઇએ. દૃષ્ટિમાં અમૃત બસ્યું એટલે જગતમાંથી અમૃતજ મળ્યા કરશે. અહીં એકથી માંડીને તેત્રીસ સંખ્યા સુધીની ભિન્ન ભિન્ન વસ્તુઓ બતાવી છે. તેમાં કેટલીક ગ્રાહ્ય અને કેટલીક ત્યાજ્ય કરવાની પણ છે. પરંતુ જાણ્યા પછીજ તે બન્ને ક્રિયા બની શકે માટે યથાર્થ દૃષ્ટિએ એ સૌને જાણવાનો પ્રયત્ન કરવો એ અતિ અતિ આવશ્યક છે.

એમ કહું છું:–

એ પ્રમાણે ચરણવિધિ નામનું એકત્રીસમું અધ્યયન પૂર્ણ થયું.

# પ્રમાદસ્થાન



૩૨

જો સંસાર અનાદિ છે તો દુઃખ પણ અનાદિ કાળથી સમજી લેવું. પરંતુ અનાદિ હોવા છતાં જો દુઃખનું મૂળ શોધી તે મૂળનેજ દૂર કરી શકાય તો સંસારમાં રહેવા છતાં દુઃખથી છૂટી શકાય છે. સર્વ દુઃખથી મૂકાવું તેનુંજ નામ મોક્ષ. તે સમ્યક્‌-જ્ઞાનના અવલંબનથી આવો મોક્ષ ઘણા પુરુષોએ સાધ્યો છે, સાધી શકે છે અને સાધી શકશેજ. સર્વજ્ઞનું આ અનુભવ વાક્ય છે.

જન્મમૃત્યુના દુઃખનું મૂળ કર્મબંધન છે. તે કર્મબંધનનું મૂળ મોહ છે. અને મોહ, તૃષ્ણા, રાગ કે દ્વેષ ઇત્યાદિમાં પ્રમાદ મુખ્ય પાઠ ભજવનાર પાત્ર છે. કામ ભોગોની આસક્તિ એજ પ્રમાદનાં સ્થાન છે. પ્રમાદથી અજ્ઞાનની વૃદ્ધિ થાય છે. અજ્ઞાન કે મિથ્યાત્વથી શુદ્ધ દ્રષ્ટિનો વિપર્યાસ થાય છે, અને ચિત્તમાં મલિનતાનો કચરો જામે છે. આથી તેવું મલિન ચિત્ત મુક્તિ-માર્ગની અભિમુખ થઈ શકતું નથી.

ગુરુજન અને મહાપુરુષોની સેવા, સત્સંગ અને સદ્દવાંચનથી જિજ્ઞાસા જાગે છે. સાચી જિજ્ઞાસા જાગ્યા પછી સત્ય, બ્રહ્મચર્ય, ત્યાગ, સંયમ, એવાં ઉત્તમ અંગો પરત્વે રુચિ પ્રગટે છે અને તેવાં આચરણથી પૂર્વની મલિનતા ધોવાઈ જઈ શુદ્ધ ભાવનાઓ જાગે છે. આવી ભાવનાઓ ચિંતન, મનન અને નિદિધ્યાસનમાં ઉપયોગી અને આત્મવિકાસમાં ખૂબ સહાયક નીવડી શકે છે.

ભગવાન બોલ્યા:—

[૧] અનાદિ કાળથી મૂળ સહિત સર્વ દુઃખની મુક્તિનો એકાંત હિતકારી, કલ્યાણકર ઉપાયને કહીશ. કહેતા તેવા મને પ્રતિપૂર્ણ ( એકાગ્ર ) ચિત્તથી તમે સાંભળો.

[૨] સંપૂર્ણ જ્ઞાનના પ્રકાશથી, અજ્ઞાન અને મોહના સંપૂર્ણ ત્યાગથી તેમજ રાગ અને દ્વેષના ક્ષયથી એકાંત સુખકારી મોક્ષપદ પામી શકાય છે.

તે મોક્ષપદ પામવાના ઉપાય કયા ? તે બતાવે છે.

[૩] બાલજીવોના સંગથી દૂર રહેવું, ગુરુજન અને વૃદ્ધ-અનુભવી મહાપુરુષોની સેવા કરવી તથા એકાંતમાં રહી ધૈર્યપૂર્વક સ્વાધ્યાય-સૂત્ર તથા તેનાં ગંભીર અર્થનું ચિંતન કરવું એજ મોક્ષનો માર્ગ ( ઉપાય ) છે.

[૪] વળી સમાધિની ઇચ્છાવાળા તપસ્વી સાધુએ પરિમિત અને શુદ્ધ આહાર ગ્રહણ કરવો, નિપુણાર્થ બુદ્ધિવાળા ( મુમુક્ષુ ) સાથીદારને શોધવો અને સ્થાન પણ એકાંત ( ધ્યાન ધરવા લાયક ) ઇચ્છવું જોઇએ.

[૫] જો ગુણથી અધિક કે ગુણથી સમાન નિપુણ સાથીદાર ન મળે તો કામભોગોમાં નિરાસક્ત થઇને અને પાપોને દૂર કરીને એકલા ( રાગદ્વેષ રહિત ) પણ શાંતિપૂર્વક વિચરવું.

નોંધ:—સાધકને સહાયકની અપેક્ષા રહે છે. પરંતુ તેવો સહચારી જો ન મળે તો એકલું રહેવું પણ દુર્ગુણીનો સંગ ન કરવો. અહીં એક ચર્યાનું વિધાન નથી પણ ગુણીનાજ સહવાસમાં રહેવું તે ભાર આપવા માટે એક શબ્દનું વિધાન છે.

[૬] જેમ ઇંડામાંથી પક્ષી અને પક્ષીમાંથી ઇંડુ એમ પરસ્પર

કાર્યકારણ ભાવ છે તેજ પ્રમાણે મોહમાંથી તૃષ્ણા, અને તૃષ્ણામાંથી મોહ એમ પરસ્પર જન્યજનક ભાવ મહાપુરુષોએ કહ્યો છે.

[૭] તેમજ રાગ અને દ્વેષ એ બન્નેજ કર્મના બીજરૂપ છે. કર્મ એ મોહથી ઉત્પન્ન થાય છે અને કર્મ એ જન્મમરણનું મૂળ પણ છે. જન્મમરણ એ દુઃખ ઉત્પન્ન થવાનો હેતુ છે. એ પ્રમાણે જ્ઞાની પુરુષો કહે છે.

નોંધ:—દુઃખનું કારણ જન્મમરણ. જન્મમરણનું કારણ કર્મ. કર્મનું કારણ મોહ અને મોહનું કારણ રાગદ્વેષ. આ રીતે રાગદ્વેષ એજ આખા સંસારનું મૂળ છે.

[૮] દુઃખ તેનું હણાયું હોય છે કે જેને મોહ થતો નથી. તેમ મોહ પણ તેનો હણાયો હોય છે કે જેના હૃદયમાંથી તૃષ્ણાનો દાવાનળ બુઝાયો છે અને તૃષ્ણા પણ તેની હણાઇ છે કે જેને પ્રલોભનો પજવતાં નથી. અને જેનો લોભ હણાયો છે તેને કશું ( આસક્તિ જેવું ) હોતું નથી.

[૯] માટે રાગ, દ્વેષ અને મોહ, એ ત્રણેને મૂળ સહિત ઉખેડવાની ઇચ્છાવાળા સાધકે જે જે ઉપાયો સ્વીકારવા જોઇએ તેનું ક્રમપૂર્વક હું વર્ણન કરું છું.

[૧૦] વિવિધ જાતના રસો ( રસવાળા પદાર્થ )ને કલ્યાણાર્થીઓએ ભોગવવા નહિ. કારણ કે રસો ઇંદ્રિયોને ઉત્તેજિત કરનારા નીવડે છે અને સ્વાદુ ફળવાળા વૃક્ષની ઉપર પક્ષીઓ જેમ ( ધસી આવી ) પીડા ઉપજાવે છે તેમ ઇંદ્રિયોના વિષયમાં ઉન્મત્ત બનેલા મનુષ્યની ઉપર કામભોગો (પણ ધસી આવી) પીડા કરે છે.

[૧૧] જેમ ઘણાં કાષ્ઠોથી ભરેલા વનમાં પવનના ઝપાટા સાથે

ઉત્પન્ન થયેલો દાવાગ્નિ બુઝાતો નથી તેમ વિવિધ જાતના રસવાળા આહાર ભોગવનાર બ્રહ્મચારીનો ઇંદ્રિયરૂપ અગ્નિ શાંત થતો નથી અર્થાત્ કે રસ સેવન કોઈ પણ મનુષ્યને હિતકારી નથી

[૧૨] જેમ ઉત્તમ ઔષધોથી રોગ પરાજય પામે છે તેમ દમિતેન્દ્રિય, એકાંત, શયન, આસન, ઇત્યાદિને ભોગવનાર તેમજ અલ્પાહારી મુનિના ચિત્તને રાગરૂપ શત્રુઓ પરાભવ કરી શકતા નથી ( અર્થાત્ કે આસક્તિ તેના ચિત્તને ખળભળાવી શકતી નથી )

[૧૩] જેમ બિલાડાના સ્થાનની પાસે ઊંદરોનું રહેવું પ્રશસ્ત (ઉચિત) નથી તેમ સ્ત્રીઓના સ્થાન પાસે બ્રહ્મચારી પુરુષનો નિવાસ પણ યોગ્ય નથી અર્થાત્ જોખમભરેલો છે

**નોંધ**—બ્રહ્મચારીને જેમ સ્વાદેન્દ્રિયનો સંયમ અને સ્ત્રીસંગ ત્યાગ આવશ્યક છે તેજ પ્રકારે બ્રહ્મચારિણીનું પણ સમજવું.

[૧૪] શ્રમણ અને તપસ્વી સાધકે સ્ત્રીઓના રૂપ, લાવણ્ય, વિલાસ, હાસ્ય, મંજુલ વચન, અંગોપાંગનો મરોડ, કટાક્ષ વગેરે જોઇને પોતાના ચિત્તને વિષે તેનું સ્થાપન કરવું નહિ કે ઇરાદાપૂર્વક તે બધું જોવાનો વ્યવસાય કરવો નહિ

[૧૫] ઉત્તમ પ્રકારના બ્રહ્મચર્ય વ્રતમાં રક્ત રહેલા અને ધ્યાનના અનુરાગી સાધકોને માટે સ્ત્રીઓના દર્શન, તેની વાચ્છા, તેનું ચિંતન, કે તેના ગુણકીર્તન કરવા નહિ તેમાંજ તેનું હિત રહેલ છે

[૧૬] મન, વચન અને કાયા એ ત્રણેનો સંયમ રાખનાર સમર્થ યોગીશ્વરો કે જેને ડગાવવા દિવ્ય કાંતિવાળી દેવાંગનાઓ પણ સમર્થ થઇ શકતી નથી તેવા મુનિઓનો પણ સ્ત્રી વગેરેથી

રહિત એકાંતવાસ, એકાંત હિતકારી છે એમ જાણીને મુમુક્ષુએ એકાંતવાસ સેવવો.

[૧૭] મોક્ષની આકાંક્ષાવાળા સસારના ભીરુ અને ધર્મમાં સ્થિર થયેલા સમર્થ પુરુષને પણ અજ્ઞાની પુરુષોનું મનહરણ કરનાર સ્ત્રીઓનો ત્યાગ જેટલો કઠણ છે તેવું આખા લોકને વિષે કાંઇ પણ કઠણ નથી.

[૧૮] જેમ મોટા સાગરને તર્યા પછી ગંગા જેવી મોટી નદી પણ તરવામાં સુલભ છે તેમ સ્ત્રીઓની આસક્તિ છોડયા પછી બીજી બધી ( ધનાદિ ) આસક્તિઓ છોડવી સુલભ થાય છે.

[૧૯] દેવલોક સુધીના સમગ્ર લોકમાં જે કાંઈ શારીરિક અને માનસિક દુઃખ છે તે બધુ ખરેખર કામભોગોની આસક્તિથીજ ઉત્પન્ન થયેલું છે. તેથી નિરાસક્ત પુરુષજ તે દુઃખનો અંત પામી શકે છે.

[૨૦] જેમ સ્વાદથી અને વર્ણથી કિંપાક વૃક્ષનાં ફળો ભોગવતાં બહુ સુંદર લાગે છે. પરંતુ ( ખાધા પછી થોડાજ વખતમાં ) જીંદગીનો અંત આણે છે. તેજ ઉપમા કામભોગોના પરિણામની સમજવી.

[૨૧] સમાધિનો ઇચ્છુક અને તપસ્વી સાધુ ઇંદ્રિયોના મનોજ્ઞ વિષયોમાં મનને પ્રવર્તાવે નહિ કે તેના પર રાગ ન કરે અને અમનોજ્ઞ વિષયો પર દ્વેષ પણ ન કરે.

[૨૨] ચક્ષુઇંદ્રિયથી ગ્રાહ્ય રૂપ છે. જે મનોજ્ઞ રૂપ છે તે રાગનું નિમિત્ત અને અમનોજ્ઞરૂપ દ્વેષનું નિમિત્ત બને છે. તે બન્નેમાં જે સમભાવી રહે છે તેને મહાપુરુષો વીતરાગ ( રાગદ્વેષ રહિત ) કહે છે.

[૨૩] ચક્ષુ એ રૂપનું ગ્રહણ કરનાર છે. અને રૂપ એ ચક્ષુનો ગ્રાહ્ય વિષય છે. તેથી મનગમતું રૂપ એ રાગનો હેતુ છે. તેમજ અમનોજ્ઞ રૂપ તે દ્વેષનો હેતુ છે તેમ મહાપુરુષો કહે છે.

[૨૪] જેમ દ્રષ્ટિનો લોલુપી પતંગિયો રૂપના રાગમાં આતુર થઈને આકસ્મિક મૃત્યુ પામે છે તેજ પ્રકારે રૂપોમાં જે તીવ્ર આસક્તિ રાખે છે તે અકાલિક મૃત્યુને પામે છે.

[૨૫] જે જીવ અમનોજ્ઞ રૂપ જોઈને તીવ્ર દ્વેષ કરે છે તે જીવ તેજ વખતે દુ:ખને અનુભવે છે. અર્થાત્ કે જીવ પોતે પોતાના જ દુર્દાન્ત દોષથી દુ:ખ પામે છે. તેમાં રૂપનો કશોય દોષ નથી.

[૨૬] જે મનોહર રૂપમાં એકાંત રક્ત છે તે જીવ અમનોહર રૂપ ઉપર દ્વેષ કરે છે અને તેથી તે અજ્ઞાની પછી ખૂબ દુ:ખથી પીડાય છે. આવું જાણીને વિરાગી મુનિ તેવા દોષથી ન લેપાય.

[૨૭] રૂપની આસક્તિને પામેલો જીવ ત્રસ અને સ્થાવર એવા અનેક જીવોની હિંસા કરે છે, તે અજ્ઞાની ભિન્ન ભિન્ન ઉપાયોથી પરિતાપ આપે છે અને પોતાનાજ સ્વાર્થમાં રક્ત રહી તે કુટિલ અનેક જીવોને પીડા પણ ઉપજાવે છે.

[૨૮] રૂપની આસક્તિથી કે તેને ગ્રહણ કરવાની મૂર્છાથી, તે રૂપવાળા પદાર્થને ઉત્પન્ન કરવાના પ્રયત્નમાં, તેની પ્રાપ્તિમાં તેના રક્ષણમાં, વ્યયમાં કે વિયોગમાં જીવ સુખી ક્યાંથી થાય ? ભોગ ભોગવતી વખતે પણ તેને તૃપ્તિ હોતી નથી.

[૨૯] મનોજ્ઞ રૂપના પરિગ્રહમાં આસક્ત થયેલો જીવ જ્યારે તેમ અતૃપ્ત થાય છે ત્યારે આસક્તિ વધે છે ને સંતોષ મેળવી શકતો નથી. ત્યારે અસંતોષના દોષ વડે દુ:ખી થયેલો ને

અત્યંત લોભવડે મલિન થઇને અન્યનું નહિ દીધેલું પણ ગ્રહણ કરવા માડે છે.

[૩૦] તૃષ્ણાથી પરાભવ પામેલો પ્રાણી અદત્તને લેવા છતાં તે પરિગ્રહમાં તથા રૂપમાં અતૃપ્ત રહે છે. અદત્તને હરણ કરનારો તે લોભમાં આકર્ષાઈ માયા અને અસત્ય ઈત્યાદિ દોષોને વધારી મૂકે છે છતાં તે દુઃખથી છૂટી શકતો નથી.

[૩૧] જૂઠું બોલવા પહેલાં પછી અને પ્રયોગકાળમાં પણ દુષ્ટ હૃદયવાળો તે જીવ દુઃખી થાય છે. તેમજ રૂપમાં અતૃપ્ત રહેલો અને અણદીધેલું ગ્રહણ કરનાર હમેશાં અસહાયી અને દુઃખપીડિત રહે છે.

[૩૨] એવી રીતે રૂપમાં અનુરક્ત રહેલા જીવને કિંચિત્ પણ સુખ ક્યાંથી સંભવે ? જે વસ્તુ મેળવવા માટે તેણે અપાર કષ્ટ વેઠેલું તે રૂપના ઉપભોગમાં પણ અત્યંત ક્લેશ અને દુઃખ પામે છે.

[૩૩] એજ પ્રકારે અમનોજ્ઞ રૂપમાં દ્વેષ કરનારા જીવ દુઃખોની પરંપરાઓ ઉત્પન્ન કરે છે. અને દુષ્ટ ચિત્તથી જે કર્મ એકઠું કરે છે તેનું પરિણામ આલોક અને પરલોકમાં દુઃખનાજ કારણરૂપ થાય છે.

[૩૪] પરંતુ રૂપમાં વિરક્ત થયેલો મનુષ્ય શોકરહિત બને છે, અને જેમ જળમાં ઉગેલું કમળપત્ર જળથી લેપાતું નથી તેમ આ સંસારની વચ્ચે રહેવા છતાં ઉપરના દુઃખસમૂહની પરંપરાથી તે લેપાતો નથી.

[૩૫] શબ્દ એ શ્રોત્રેંદ્રિયનો વિષય છે. મનોજ્ઞ શબ્દ રાગનો હેતુ અને અમનોજ્ઞ શબ્દ દ્વેષનો હેતુ છે. જે જીવાત્મા તે બન્નેમાં સમભાવ રાખી શકે છે તેજ વીતરાગી છે એમ મહાપુરુષો કહે છે.

[૩૬] કાન શબ્દનો ગ્રાહક અને કાનનો વિષય શબ્દ એમ મહાપુરુષો કહે છે. અમનોજ્ઞ શબ્દ દ્વેષનો હેતુ અને મનોજ્ઞ રાગનો હેતુ છે.

[૩૭] જે શબ્દોમાં તીવ્ર આસક્તિ રાખે છે તે સંગીતના રાગમાં આસક્ત થએલા મૃગલાની માફક મુગ્ધ થઇને શબ્દમાં અતૃપ્ત રહી અકાળ મૃત્યુ પામે છે.

[૩૮] વળી જે અમનોજ્ઞ શબ્દમાં તીવ્ર દ્વેષ રાખે છે તેજ ક્ષણે તે દુઃખ પામે છે. આવી રીતે જીવ પોતાનાજ દુર્દમ્ય દોષથી દુઃખી થાય છે તેમાં શબ્દનો જરા પણ દોષ નથી.

[૩૯] સુંદર શબ્દમાં એકાંત રક્ત રહેલો તે અમનોજ્ઞ શબ્દપર દ્વેષ રાખે છે. અને આખરે તે અજ્ઞાની દુઃખથી ખૂબ પીડાય છે. આવા દોષથી વિરાગી મુનિ લેપાતો નથી.

[૪૦] અસંત સ્વાર્થી, મલિન અને અજ્ઞાની જીવ શબ્દની આસક્તિને અનુસરીને અનેક પ્રકારના ચરાચર જીવોની હિંસા કરે છે, ભિન્નભિન્ન ઉપાયોથી પરિતાપ અને પીડા ઉપજાવે છે.

[૪૧] મધુર શબ્દની આસક્તિથી મૂર્છિત થયેલો જીવ મનોજ્ઞ શબ્દને મેળવવામાં, તેનું રક્ષણ કરવામાં, તેના વિયોગમા કે તેના નાશમાં તે જીવને સુખ ક્યાં મળે છે? તેને ભોગવતી વખતે પણ તે તૃપ્ત થતો નથી.

[૪૨] જ્યારે તે શબ્દ ભોગવવામાં અસંતુષ્ટ જીવને મૂર્છાને લીધે તે ઉપર આસક્તિ વધી જાય છે ત્યારે આસક્ત રહેલો તે જીવ કદી સંતોષ પામતો નથી અને અસંતોષના દોષથી લોભાકૃષ્ટ થઇ બીજાનું નહિ દીધેલું પણ ચોરી લે છે. (બીજાના ભોગોમાં ભાગ પડાવે છે.)

[૪૩] તૃષ્ણાથી પરાભવ પામેલો જીવ છતાં અદત્તનું ગ્રહણ કરે છે, શબ્દને ભોગવવા તથા મેળવવામાં હમેશાં અસંતુષ્ટ રહે છે અને લોભના દોષથી કપટ અને અસત્યાદિ દોષો વધે છે, અને તેથી તે જીવ દુઃખથી મુકાતો નથી.

[૪૪] જૂઠું બોલવા પહેલાં, બોલવા પછી કે જૂઠું બોલતી વખતે પણ તે અસત્ય વદનાર દુઃખી જીવાત્મા એ પ્રકારે અદત્ત વસ્તુઓને ગ્રહણ કરતો અને શબ્દમાં અતૃપ્ત રહેતો તે અતિ દુઃખી અને અસહાયી બને છે.

[૪૫] એવા શબ્દમાં અનુરક્ત રહેલા જીવને થોડું પણ સુખ ક્યાંથી મળે? શબ્દના ઉપભોગમાં પણ અત્યંત ક્લેશ અને દુઃખ પામે છે, તો મેળવવા માટે તો દુઃખની વાતજ શી?

[૪૬] એજ પ્રકારે અમનોજ્ઞ શબ્દમાં દ્વેષ કરનારો તે જીવ દુઃખોની પરંપરાઓને ઉત્પન્ન કરે છે, અને દુષ્ટ ચિત્તથી તે કર્મોને એકઠાં કરે છે, અને તે કર્મો પરિણામે દુઃખકર નીવડે છે.

[૪૭] પરંતુ શબ્દમાં વિરક્ત મનુષ્ય તે શોકથી રહિત હોય છે, જેમ (જળમાં ઉગેલું) કમળપત્ર જળથી લેપાતું નથી તેમ આ સંસારની વચ્ચે રહેવા છતાં તે જીવ ઉપરના દુઃખ-સમૂહની પરંપરાથી લેપાતો નથી.

[૪૮] ગંધ એ ઘ્રાણેન્દ્રિયનો ગ્રાહ્ય વિષય છે. મનોજ્ઞ ગંધ રાગના હેતુભૂત છે. અને અમનોજ્ઞ ગંધ દ્વેષના હેતુભૂત છે. જે (જીવ) તે બન્નેમાં સમભાવ રાખી શકે છે તેજ વીતરાગી છે.

[૪૯] નાસિકા ગંધની ગ્રાહક છે અને ગંધ એ નાસિકાનો ગ્રાહ્ય વિષય છે. તેથી મનોજ્ઞ ગંધ રાગના હેતુરૂપ છે અને અમનોજ્ઞ ગંધ એ દ્વેષના હેતુરૂપ છે. એમ મહાપુરુષો કહે છે.

[૫૦] જે મનુષ્ય ગંધોમાં તીવ્ર આસક્તિ રાખે છે તે (ચંદનાદિ)

ઔષધિની સુગંધમાં આસક્ત થઈ પોતાના રાફડામાંથી બહાર નીકળેલા સર્પની માફક અકાલિક મૃત્યુને પામે છે.

[૫૧] વળી જે જીવ અમનોજ્ઞ ગંધ પર તીવ્ર દ્વેષ રાખે છે તે જીવ તેજ ક્ષણે દુઃખ પામે છે. આવી રીતે જીવ પોતાનાજ દુર્દમ્ય દોષથી દુઃખી થાય છે. તેમાં ગંધનો જરાપણ દોષ નથી.

[૫૨] જે કોઇ સુગંધ પર અતિશય રાગ કરે છે; એકાંત રક્ત રહેલા તેને અમનોજ્ઞ ગંધ પર દ્વેષ ઉપજે છે. અને આખરે તો તે અજ્ઞાની દુઃખથી ખૂબ પીડાય છે. પણ આવા દોષથી વીતરાગી મુનિ લેપાતો નથી.

[૫૩] અત્યંત સ્વાર્થમાં ડૂબેલો બાલ અને મલિન જીવ સુગંધમાં લુબ્ધ બનીને અનેક પ્રકારનાં ચરાચર જીવોની હિંસા કરે છે અને ભિન્ન ભિન્ન પ્રકારે તેઓને પરિતાપ અને પીડા ઉપજાવે છે.

[૫૪] છતાં ગંધની આસક્તિથી અને મૂર્છાથી મનોજ્ઞ ગંધને મેળવવામાં, તેનું રક્ષણ કરવામાં, તેના વિયોગમાં કે તેના નાશમાં તે જીવને સુખ ક્યાંથી મળે ? તેનો ઉપયોગ કરતી વખતે પણ અતૃપ્તિજ હોય છે.

[૫૫] જ્યારે ગંધને ભોગવવા છતાં અસંતુષ્ટ રહે છે ત્યારે તેના પરિગ્રહમાં આસક્તિ વધે છે અને અતિ આસક્ત રહેલો તે જીવ કદીએ સંતોષ પામતો નથી, અને અસંતોષના દોષથી લોભાકૃષ્ટ તેમજ દુઃખી તે જીવાત્મા બીજાના સુગંધવાળા પદાર્થોને પણ ચોરી લે છે.

[૫૬] એ પ્રમાણે અદત્તનું ગ્રહણ કરનાર, તૃષ્ણાથી પરાભવ પામેલો અને સુગંધ ભોગવવા તથા મેળવવામાં અસંતુષ્ટ પ્રાણી લોભના દોષથી કપટ તથા અસત્યાદિ દોષોને વધારી મૂકે છે

અને તેથી તે જીવ દુઃખથી મુકાતો નથી.

[૫૭] અસત્ય બોલવા પહેલાં કે ત્યાર પછી, કે (મૃષા વાક્યનો) પ્રયોગ કરતી વખતે પણ તે અતિશય દુઃખી હોય છે. અને તે દુઃખી જીવાત્મા એ પ્રકારે અદત્ત વસ્તુઓને ગ્રહણ કરવા છતા ગંધમાં અતૃપ્ત રહેતો તે અતિદુઃખી અને અસહાયી બને છે.

[૫૮] એ પ્રકારે ગંધમાં અનુરક્ત રહેલા જીવને થોડું પણ સુખ ક્યાંથી સંભવે ? જે વસ્તુને પ્રાપ્ત કરવા કષ્ટ વેઠેલું તે ગંધના ઉપભોગમાં પણ અત્યત ક્લેશ અને દુઃખ પામે છે.

[૫૯] એ પ્રમાણે અમનોજ્ઞ ગંધમાં દ્વેષ પામેલો તે જીવ દુઃખોની પરપરાને ઉત્પન્ન કરે છે અને દ્વેષથી ભરેલ ચિત્ત (દુષ્ટચિત્તથી) કર્મોનેજ એકઠાં કરે છે અને તે કર્મો પરિણામે તેને દુઃખકર નીવડે છે.

[૬૦] પરંતુ જે ગધમાં વિરક્ત રહી શકે છે તે શોકથી રહિત હોય છે અને (જળમાં ઉગેલું) કમળપત્ર જેમ જળથી લેપાતું નથી તેમ આ સંસારની વચ્ચે રહેવા છતાં (તે જીવ) ઉપર જણાવેલા દુઃખોની પરંપરાથી લેપાતો નથી.

[૬૧] રસ એ જીભનો ગ્રાહ્ય વિષય છે મનોજ્ઞરસ રાગના હેતુભૂત અને અમનોજ્ઞરસ દ્વેષના હેતુભૂત છે. જે તે બન્નેમાં સમભાવ રાખી શકે છે તે વીતરાગી છે.

[૬૨] જીભ એ રસની ગ્રાહક છે અને રસ એ જીભનો ગ્રાહ્ય વિષય છે. મનોજ્ઞરસ રાગના હેતુરૂપ અને અમનોજ્ઞરસ દ્વેષના હેતુરૂપ છે એમ મહાપુરુષો કહે છે.

[૬૩] જેમ રસનો ભોગી મચ્છ આમિષના લોભમાં લોખંડના કાંટાથી ભેદાઈ જાય છે તેમ રસોમાં તીવ્ર આસક્તિ રાખનાર અકાળ મૃત્યુને પામે છે.

[૬૪] વળી જે અમનોજ્ઞરસમાં તીવ્ર દ્વેષ રાખે છે તે તેજ ક્ષણે દુઃખ પામે છે. આવી રીતે પોતાનાજ દુર્દમ્ય દોષથી જીવ દુઃખી થાય છે તેમાં રસનો કશો પણ દોષ નથી.

[૬૫] રુચિકારક રસમાં એકાંત રક્ત રહેલો જીવ અમનોજ્ઞરસ પર દ્વેષ રાખે છે અને આખરે તે અજ્ઞાની દુઃખથી ખૂબ પીડાય છે. આવા દોષથી વિરાગી મુનિ લેપાતો નથી.

[૬૬] અત્યંત સ્વાર્થી બનેલો બાલ અને મલિન જીવ રસની આસક્તિને અનુસરીને અનેક પ્રકારના ચરાચર જીવોની હિંસા કરે છે. અને ભિન્નભિન્ન ઉપાયોથી તેને પરિતાપ અને પીડા ઉપજાવે છે.

[૬૭] છતાં રસની આસક્તિથી અને મૂર્છાથી મનોજ્ઞ રસને મેળવવામાં, તેનું રક્ષણ કરવામાં, તેના વિયોગમાં કે તેના નાશમાં તે જીવને સુખ ક્યાં મળે ? તેનો ઉપયોગ કરતી વખતે પણ અતૃપ્તજ હોય છે.

[૬૮] જ્યારે રસ ભોગવવા છતાં અસંતુષ્ટ રહે છે ત્યારે તેના પરિગ્રહમાં આસક્તિ વધે છે અને અતિ આસક્ત રહેલો તે જીવ કદી સંતોષ પામતો નથી. અને અસંતોષના દોષથી તે દુઃખી જીવાત્મા બીજાનું નહિ દીધેલું પણ ચોરી લે છે.

[૬૯] આ પ્રમાણે નહિ દીધેલું ગ્રહણ કરનાર, તૃષ્ણાથી પરાભવ પામેલો અને રસને મેળવવા તથા ભોગવવામાં અસંતુષ્ટ પ્રાણી, લોભના દોષથી કપટ અને અસત્યાદિ દોષોને વધારે છે. અને તેથી તે જીવ દુઃખથી મુકાતો નથી.

[૭૦] અસત્ય વચન બોલવા પહેલાં, ત્યારપછી કે મૃષા વાક્યનો પ્રયોગ કરતી વખતે દુષ્ટ અંતઃકરણવાળો તે દુઃખી જીવાત્મા

એ પ્રકારે અદત્ત વસ્તુઓને ગ્રહણ કરતો અને રસમાં અતૃપ્ત રહેતો રહેતો દુઃખી અને અસહાયી બને છે.

[૭૧] એ પ્રકારે રસમા અનુરક્ત રહેલા જીવને થોડું પણ સુખ ક્યાથી મળે ! જે રસોને પ્રાપ્ત કરવામાં કષ્ટ વેઠેલું તે રસના ઉપયોગમા પણ અત્યંત કલેશ અને દુઃખ પામે છે.

[૭૨] એ પ્રમાણે અમનોજ્ઞ રસમાં દ્વેષ પામેલો તે જીવ દુઃખના સમૂહની પરંપરા ઉત્પન્ન કરે છે અને દ્વેષ ભરેલા ચિત્તથી કર્મોનેજ એકઠાં કરે છે. તે કર્મ પરિણામે દુઃખકર નીવડે છે.

[૭૩] પરંતુ જે મનુષ્ય રસમાં વિરક્ત રહી શકે છે તે શોકથી રહિત હોય છે અને જેમ કમળપત્ર જળથી લેપાતું નથી તેમ તે જીવ આ સંસારની વચ્ચે રહેવા છતાં આ દુઃખ સમૂહની પરંપરાથી લેપાતો નથી.

[૭૪] સ્પર્શ એ સ્પર્શેન્દ્રિય ( કાય )નો ગ્રાહ્ય વિષય છે. મનોજ્ઞસ્પર્શ રાગના હેતુભૂત અને અમનોજ્ઞ સ્પર્શ દ્વેષના હેતુભૂત છે. જે તે બન્નેમાં સમભાવ રાખી શકે છે તેજ વીતરાગી છે.

[૭૫] કાયા એ સ્પર્શની ગ્રાહક છે. અને સ્પર્શ એ તેનો ગ્રાહ્ય વિષય છે. મનોજ્ઞ સ્પર્શ રાગના હેતુભૂત છે અને અમનોજ્ઞ સ્પર્શ દ્વેષના હેતુભૂત છે, એમ મહાપુરુષો કહે છે.

[૭૬] જે જીવ સ્પર્શોમાં તીવ્ર આસક્તિ રાખે છે તે જીવો જંગલમાં આવેલા ઠંડા જળમાં પડેલા અને ગ્રાહથી પકડાયેલા રાગાતુર પાડાની માફક અકાળ મૃત્યુ પામે છે.

[૭૭] વળી જે અમનોજ્ઞ સ્પર્શમાં તીવ્ર દ્વેષ રાખે છે તે તેજ ક્ષણે દુઃખ પામે છે. આવી રીતે પોતાનાજ દુર્દમ્ય દોષથી જીવ દુઃખી થાય છે. તેમાં સ્પર્શ જરા પણ અપરાધી નથી.

[૭૮] સુંદર સ્પર્શમાં એકાંત રક્ત રહેલો જીવ અમનોજ્ઞ સ્પર્શ પર દ્વેષ કરે છે. અને આખરે તે અજ્ઞાની દુઃખથી ખૂબ પીડાય છે. પણ આવા દોષથી વિરાગીમુનિ લેપાતો નથી.

[૭૯] અત્યંત સ્વાર્થી બનેલો બાલ અને મલિન જીવાત્મા સ્પર્શની આસક્તિને અનુસરીને અનેક પ્રકારના ચરાચર જીવોની હિંસા કરે છે અને ભિન્નભિન્ન ઉપાયોથી તેને પરિતાપ અને પીડા ઉપજાવે છે.

[૮૦] છતા સ્પર્શની આસક્તિથી તથા મુર્છાથી મનોજ્ઞ સ્પર્શને મેળવવામાં, તેનું રક્ષણ કરવામાં, તેના વિયોગમાં કે તેના નાશમાં તે જીવને સુખ ક્યાં મળે છે? તેનો ઉપભોગ કરતી વખતે પણ તે અતૃપ્તજ હોય છે.

[૮૧] જ્યારે સ્પર્શને ભોગવવા છતાં અસંતુષ્ટ રહે છે ત્યારે તેના પરિગ્રહમા આસક્તિ વધે છે અને અતિ આસક્ત રહેલો તે જીવ કદી સંતોષ પામતો નથી, અને અસંતોષના દોષથી લોભાકૃષ્ટ તેમજ દુઃખી તે જીવાત્મા બીજાનું નહિ દીધેલું પણ ચોરી લે છે.

[૮૨] આ પ્રમાણે અદત્તનું ગ્રહણ કરનાર (ચોર), તૃષ્ણાથી પરાભવ પામેલો અને સ્પર્શ ભોગવવા તથા મેળવવામાં અસંતુષ્ટ પ્રાણી લોભના દોષથી કપટ તથા અસત્યાદિ દોષોને વધારે છે અને તેથી તે જીવ દુઃખથી મુકાતો નથી.

[૮૩] મૃષા વાક્ય બોલવા પહેલાં અને ત્યાર પછી કે પ્રયોગ કરતી વખતે દુષ્ટ અંતઃકરણવાળો તે દુઃખી જીવાત્મા એ પ્રમાણે અદત્ત વસ્તુઓને ગ્રહણ કરતો અને સ્પર્શમાં અતૃપ્ત રહેતો તે અતિ દુઃખી અને અસહાયી બને છે.

[૮૪] એ પ્રકારે સ્પર્શમાં અનુરક્ત રહેલા જીવને થોડું પણ સુખ

ક્યાંથી મળે ? જે સ્પર્શના પદાર્થો પ્રાપ્ત કરતાં કષ્ટ વેઠેલ છે તે સ્પર્શના ભોગમાં અત્યંત ક્લેશ અને દુઃખ પામે છે.

[૮૫] એ પ્રમાણે અમનોજ્ઞ સ્પર્શમાં દ્વેષ પામેલો તે જીવ દુઃખના સમૂહની પરંપરા ઉત્પન્ન કરે છે અને દ્વેષ ભરેલા ચિત્તથી કર્મોનેજ એકઠાં કરે છે. તે કર્મો પરિણામે તેને દુઃખકર નીવડે છે.

[૮૬] પરંતુ જે મનુષ્ય સ્પર્શમાં વિરક્ત રહી શકે છે તે શોકથી રહિત થાય છે અને કમળપત્ર જળથી જેમ લેપાતું નથી તેમ આ સંસારની વચ્ચે રહેવા છતાં ઉપરના દુઃખસમૂહની પરંપરાથી લેપાતો નથી.

[૮૭] ભાવ એ મનનો વિષય છે. મનોજ્ઞ ભાવ રાગના હેતુભૂત અને અમનોજ્ઞ ભાવ દ્વેષના હેતુભૂત છે. જે તે બન્નેમાં સમભાવ રાખી શકે છે તેજ વીતરાગી છે.

[૮૮] મન એ ભાવનું ગ્રાહક છે અને ભાવ એ મનનો ગ્રાહ્ય વિષય છે. મનોજ્ઞભાવ રાગના હેતુભૂત છે અને અમનોજ્ઞભાવ દ્વેષના હેતુભૂત છે. એમ મહાપુરુષો કહે છે.

[૮૯] જે જીવ ભાવોમાં તીવ્ર આસક્તિ રાખે છે તે જીવ કામ ગુણોમાં આસક્ત હાથી જેમ બનાવટી હાથણીને માટે ખાડમાં પડે છે તેમ રાગાતુર હાથીની માફક અકાળ મૃત્યુને પામે છે.

[૯૦] વળી જે અમનોજ્ઞભાવ પર તીવ્ર દ્વેષ રાખે છે ત્યાં તેજ ક્ષણે તે દુઃખ પામે છે. આવી રીતે પોતાનાજ દુર્દમ્ય દોષથી જીવ દુઃખી થાય છે. તેમાં ભાવનો જરાપણ દોષ નથી.

[૯૧] મનોહર ભાવમાં એકાંત રક્ત રહેલો જીવ અમનોજ્ઞભાવ પર દ્વેષ રાખે છે. અને આખરે તે અજ્ઞાની દુઃખથી ખૂબ પીડાય છે. પણ આવા દોષથી વિરાગીમુનિ લેપાતો નથી.

[૯૨] અત્યંત સ્વાર્થી બનેલો મલિન અને બાલ જીવ ભિન્નભિન્ન ભાવની આસક્તિને અનુસરીને ચરાચર જીવોની હિંસા કરે છે. અને ભિન્નભિન્ન ઉપાયોથી તેઓને પરિતાપ અને પીડા ઉપજાવે છે.

[૯૩] છતાં ભાવની આસક્તિથી અને મૂર્છાથી મનોજ્ઞ ભાવને મેળવવામાં, તેનું રક્ષણ કરવામાં, તેના વિયોગમાં કે તેના નાશમાં તે જીવને સુખ, ક્યાં મળે છે? તેનો ઉપભોગ કરતી વખતે પણ અતૃપ્તિજ રહે છે.

[૯૪] જ્યારે ભાવને ભોગવવા છતાં અસંતુષ્ટ રહે છે ત્યારે તેના પરિગ્રહમાં આસક્તિ વધે છે અને અતિ આસક્ત રહેલો તે જીવ કદી સંતોષ પામતો નથી અને અસંતોષના દોષથી લોભ વડે ખેંચાયેલો તેમજ દુઃખી તે જીવાત્મા બીજાનું નહિ દીધેલું પણ ચોરી લે છે.

[૯૫] આ પ્રમાણે અદત્તનું ગ્રહણ કરનાર, તૃષ્ણાથી પરાભવ પામેલો અને ભાવને ભોગવવા તથા મેળવવામાં અસંતુષ્ટ પ્રાણી લોભના દોષથી કપટ અને અસત્યાદિ દોષોને વધારે છે અને તેથી તે જીવ દુઃખથી મુકાતો નથી.

[૯૬] મૃષા વાક્યને બોલવા પહેલાં અને ત્યાર પછી કે મૃષા પ્રયોગ કરતી વખતે દુષ્ટ અંતઃકરણવાળો તે દુઃખી જીવાત્મા એ પ્રમાણે અદત્ત વસ્તુઓને ગ્રહણ કરતો તથા ભાવમાં અતૃપ્ત રહેતો અતિ દુઃખી અને અસહાયી બને છે.

[૯૭] એ પ્રકારે ભાવમાં અનુરક્ત રહેલા જીવને થોડું પણ સુખ ક્યાંથી મળે? જે ભાવના પદાર્થો પ્રાપ્ત કરતાં કષ્ટ વેઠેલ તે ભાવના ઉપભોગમાં પણ અત્યંત કલેશ અને દુઃખ પામે છે.

[૯૮] એ પ્રમાણે અમનોજ્ઞ ભાવમાં દ્વેષ પામેલો તે જીવ દુઃખના

સમૂહની પરંપરા ઉત્પન્ન કરે છે અને દ્વેષ ભરેલા ચિત્તથી જે કર્મો એકઠાં કરે છે તે કર્મો પરિણામે તેને દુઃખકર નીવડે છે.

[૯૯] પરંતુ જે મનુષ્ય ભાવમાં વિરક્ત રહી શકે છે. તે શોકથી રહિત થાય છે અને કમળપત્ર જેમ જળથી લેપાતું નથી તેમ આ સંસારની વચ્ચે રહેવા છતાં તે જીવ ઉપરના દુઃખ સમૂહથી લેપાતો નથી.

[૧૦૦] એ પ્રમાણે ઇંદ્રિયો અને મનના વિષયો આસક્તિવાળા જીવને એકાંત દુઃખના નિમિત્તરૂપ બને છે. તેજ વિષયો વીતરાગી પુરુષને કદાપિ થોડું પણ દુઃખ આપી શકતા નથી.

[૧૦૧] કામભોગના પદાર્થો પોતે તો સમતા કે વિકાર કશું ઉપજાવતા નથી પણ રાગ અને દ્વેષથી ભરેલો જીવાત્માજ તેમાં આસક્ત બની મોહથી તે વિષયોમાં વિકારને પામે છે.

[૧૦૨] (મોહનીય કર્મથી જે ચૌદ ભાવો ઉત્પન્ન થાય છે તે કહે છે.) (૧) ક્રોધ, (૨) માન, (૩) માયા, (૪) લોભ, (૫) જુગુપ્સા, (૬) અરતિ (અસ્નેહ), (૭) રતિ, (૮) હાસ્ય, (૯) ભય, (૧૦) શોક, (૧૧) પુરુષવેદનો ઉદય, (૧૨) સ્ત્રી વેદનો ઉદય (૧૩) નપુંસક વેદનો ઉદય અને (૧૪) ભિન્નભિન્ન પ્રકારના ખેદ વગેરે ભાવો. (તેવા આસક્ત જીવોને ઉત્પન્ન થાય છે)

[૧૦૩] એ પ્રમાણે કામભોગમાં આસક્ત રહેલો જીવ એવા અનેક પ્રકારના દુર્ગતિદાયક દોષો એકઠા કરી લજ્જિત બનેલો અને સર્વ સ્થાનમાં અપ્રીતિકર એવો કરુણતાથી દીન બનેલો તે જીવાત્મા બીજા ઘણા વિશેષ દોષોને પણ પ્રાપ્ત કરે છે.

[૧૦૪] આવી રીતે ઇંદ્રિયના વિષયરૂપ ચોરને વશ થયેલો ભિક્ષુ

પણ પોતાની સેવા કરાવવા માટે સાથીદાર ( શિષ્યાદિ )ને ઈચ્છે પણ ભિક્ષુના આચારને પાળવા ઈચ્છતો નથી. અને સંયમી થવા છતાં તપના પ્રભાવને ન ઓળખતાં પશ્ચાતાપ ( અરે આ શા માટે મેં ત્યાગ કર્યો ? એમ ) કરે છે. એ પ્રકારે અસંખ્ય વિકારો ( દોષો )ને ઉત્પન્ન કરે છે.

[૧૦૫] ત્યારબાદ આવા વિકારોથી મોહરૂપી મહાસંસારમાં ડૂબવાને માટે ભિન્નભિન્ન પ્રકારનાં તેવાં નિમિત્ત મળે છે. અને અકાર્ય કરે છે તેથી ઉત્પન્ન થતું દુઃખ નિવારવા માટે સુખની ઈચ્છા રાખનાર તે આસક્ત જીવાત્મા હિંસાદિ કાર્યમાં પણ ઉદ્યમી થાય છે.

[૧૦૬] પરંતુ જે વિષયોથી વિરક્ત છે તેને ઇંદ્રિયોના તે પ્રકારના શબ્દાદિ વિષયો મનોજ્ઞતા કે અમનોજ્ઞતા ઉત્પન્ન કરી શકતા નથી ( રાગદ્વેષ ઉપજાવી શકતા નથી. )

[૧૦૭] એવી રીતે સંયમના અનુષ્ઠાનો વડે સંકલ્પ વિકલ્પોમાં સમતાને પામેલા તે વિરાગીની શબ્દાદિ વિષયોના અસંકલ્પથી ( દુષ્ટ ચિંતન ન કરવાથી ) કામભોગ સંબંધી તૃષ્ણા સાવ ક્ષીણ થાય છે.

[૧૦૮] કૃતકૃત્ય તે વીતરાગી જીવ જ્ઞાનાવરણીય કર્મ એક ક્ષણમાં ખપાવે છે. અને તેજ પ્રમાણે દર્શનાવરણીય અને અંતરાય કર્મનો પણ નાશ કરે છે.

[૧૦૯] અમોહી અને નિરંતરાયી (અંતરાય કર્મ રહિત) તે યોગીશ્વર જગતના સર્વ પદાર્થોને સંપૂર્ણ જાણે અને અનુભવે છે અને પાપનો પ્રવાહ રોકી શુક્લધ્યાનની સમાધિ યુક્ત થઈ સાવ શુદ્ધ થયેલો તે જીવાત્મા આયુષ્યના ક્ષયે મોક્ષ પામે છે.

[૧૧૦] જે દુઃખ સંસારી જીવ માત્રને સતત પીડી રહ્યું છે તે સર્વ દુઃખથી અને સંસાર રૂપ દીર્ઘ રોગથી સાવ મુક્ત થાય છે. એવી રીતે તે પ્રશસ્ત જીવ પોતાના લક્ષ્યને પામી અનંત સુખ મેળવે છે.

[૧૧૧] અનાદિ કાળથી જીવાત્માની સાથે જડાયેલા દુઃખનો સર્વથા વિમુક્તિ માર્ગ ભગવાને આ પ્રમાણે કહ્યો છે. ઘણા જીવો ક્રમપૂર્વક આ માર્ગને પામીને અત્યંત સુખી થાય છે.

**નોંધઃ**—શબ્દ, રૂપ, ગંધ રસ અને સ્પર્શ આ પાંચ વિષયો કહેવાય છે. તે બધા પોતપોતાને અનુકૂળ ઇંદ્રિયોને ઉત્તેજિત કરવાનું આબાદ કામ કરે છે. માત્ર નિમિત્ત મળવું જોઇએ. વળી બધા વિષયોનો પારસ્પરિક સંબંધ પણ રહ્યો હોય છે. જેમકે જીભનો કાબુ ગુમાવે તે બીજી ઇંદ્રિયોને વશ ન રાખી શકે. માટે એકપણ ઇંદ્રિયને તે માર્ગે છૂટી મૂકવી એ દેખીતી સામાન્ય ભૂલ હોવા છતાં મહાનમાં મહાન અનર્થનું કારણ છે, અને તેનું પરિણામ એક નહિ પણ અનેક ભવો સુધી ભોગવવું પડે છે. માટે સાધકે દાન્ત, શાન્ત અને અડગ રહેવું.

એમ કહું છું:—

એ પ્રમાણે પ્રમાદસ્થાન સંબંધી બત્રીસમું અધ્યયન સમાપ્ત થયું. ॥૩૨॥



# કર્મપ્રકૃતિ

---

૩૩

કર્મ એ આખા જગતનો અચળ કાયદો છે. આ કાયદાને વશ આખું જગત પ્રવર્તી રહ્યું છે. આ કાયદો જુગજુગ જુનો છે. તેનાં પરિવર્તન થતાંજ નથી. ગમે તેવું સમર્થ બળ ભલેને હો! પરંતુ તેના પર તેનું કશું ચાલી શકતું નથી.

અનેક સમર્થ શૂરવીરો, યોગીપુરુષો અને ચક્રવર્તીઓ થઈ ગયા પણ તે કાયદાને વશ તો તેમને રહેવુંજ પડયું. અનેક દેવો, દાનવો, રાક્ષસો વગેરે પાકયા. પણ અહીંતો તેને મસ્તક નમાવવુંજ પડ્યું.

આ કર્મની રચના ગંભીર છે. કર્મને આધીન થયેલું ચૈતન્ય પોતાનું સ્વરૂપ સાથે હોવા છતાં તેને ભૂલી જાય છે. જડના ઘર્ષણથી વિવિધ સુખદુઃખના અનુભવ કરે છે. અને તન્મય બની જઈ અનેક ગતિઓમાં જડની સાથેને સાથે પરિભ્રમણ કરે છે.

કર્મ એક છતાં ભિન્ન ભિન્ન પરિણામોની અપેક્ષાએ તેના આઠ વર્ગ છે. સૌથી પ્રબળ સત્તા, પ્રબળ સામર્થ્ય, પ્રબળ કાળસ્થિતિ અને પ્રબળ રસસવેદન કેવળ મોહનીય કર્મનાં મનાય છે. મોહનીય એટલે ચૈતન્યની ભ્રાન્તિથી ઉત્પન્ન થયેલું કર્મ. આઠ કર્મોનો આ સર્વોપરિ નરપતિ છે. આ નૃપતિને જીત્યા પછી બીજા સામંતો વશ થઈ શકે છે.

આ બધાં કર્મોનાં પુદ્‌ગલ પરિમાણ, તેની કાળસ્થિતિ, તેને અંગે ચૈતન્યનાં થતાં પરિવર્તન, કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે શત્રુઓનાઃપ્રચંડ પ્રકોપ વગેરે અધિકારો આ અધ્યયનમાં સંક્ષેપથી છતાં બહુસ્પર્શી વર્ણવ્યા છે. આવા ચિંતનથી જીવન પર થતી કર્મની અસરથી ઘણે અંશે છૂટી જવાનું બની શકે છે.

ભગવાન બોલ્યાઃ—

[૧] જેનાથી બંધાયેલો આ જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે તે આઠ કર્મોને હું ક્રમપૂર્વક કહું છું.

[૨] (૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) વેદનીય, (૪) મોહનીય, તેમજ (૫) આયુષ્ય કર્મ–

[૩] અને (૬) નામકર્મ (૭) ગોત્રકર્મ તથા (૮) અંતરાય કર્મ. એ પ્રમાણે આ આઠ કર્મો સંક્ષેપથી કહ્યાં છે.

[૪] (૧) મતિજ્ઞાનાવરણીય, (૨) શ્રુતજ્ઞાનાવરણીય, (૩) અવધિજ્ઞાનાવરણીય, (૪) મનઃપર્યાય જ્ઞાનાવરણીય અને (૫) કેવળજ્ઞાનાવરણીય, એમ જ્ઞાનાવરણીયના પાંચ પ્રકારો છે.

[૫] (૧) નિદ્રા, (૨) નિદ્રા નિદ્રા, (ગાઢ નિદ્રા), (૩) પ્રચલા (ઉઠતા બેસતા ઉંઘવું તે), (૪) પ્રચલા પ્રચલા (ચાલતા નિદ્રા લેવી તે) અને (૫) થિણુદ્ધિ નિદ્રા (જે નિદ્રામાં પુષ્કળ બળ પ્રગટે છે જાગ્રત અવસ્થામાં ચિંતવેલું કે બીજું કાંઇપણ અસાધારણ કામ કરી સૂઈ જવાના આમાં દૃષ્ટાંત મળે છે.)

[૬] (૬) ચક્ષુ દર્શનાવરણીય, (૭) અચક્ષુદર્શનાવરણીય, (૮) અવધિ દર્શનાવરણીય અને (૯) કેવળ દર્શનાવરણીય. એ પ્રમાણે નવ પ્રકારનું દર્શનાવરણીય કર્મ જાણવું.

[૭] (૧) સાતા વેદનીય (જે ભોગવતાં સુખ ઉત્પન્ન થાય) અને (૨) અસાતા વેદનીય, એ પ્રમાણે વેદનીય કર્મના મૂળ બે પ્રકાર છે અને તે બન્નેના પૃથક્ પૃથક્ ઘણા ભેદો છે.

**નોંધઃ**—કર્મપ્રકૃતિનો વિસ્તાર ખૂબજ વિશાળ છે. વધારે સમજવા માટે કર્મપ્રકૃતિ, કર્મગ્રંથ ઇત્યાદિ ગ્રંથોમાં જોઇ લેવું.

[૮] દર્શનાવરણીય અને ચારિત્રાવરણીય એમ મોહનીયકર્મ પણ બે પ્રકારનું છે અને દર્શનાવરણીયના ત્રણ અને ચારિત્રાવરણીયના બે ભેદો છે.

[૯] સમ્યક્ મોહનીય, મિથ્યાત્વ મોહનીય અને સમ્યક્ મિથ્યાત્વ મોહનીય (મિશ્રમોહનીય). આ ત્રણે દર્શનમોહનીયની પ્રકૃતિઓ છે.

[૧૦] ચારિત્ર મોહનીય કર્મ બે પ્રકારનું કહ્યું છે. (૧) કષાય મોહનીય અને (૨) નોકષાય મોહનીય.

**નોંધ**—ક્રોધાદિ કષાયજન્ય કર્મ કષાય મોહનીય કર્મ કહેવાય છે અને નોકષાયજન્ય કર્મ નોકષાય મોહનીય કર્મ કહેવાય છે.

[૧૧] કષાયથી ઉત્પન્ન થયેલાં કર્મોના સોળ ભેદો છે. અને નોકષાયના સાત અથવા નવ ભેદો છે.

**નોંધ**—(૧) ક્રોધ, (૨) માન, (૩) માયા અને (૪) લોભ. એ પ્રત્યેકના અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સંજ્વલન એવા ચાર ચાર પેટા ભેદો છે. તેથી કુલ મળી સોળ થયા. હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા અને વેદ. એમ મળી સાત અથવા તો વેદના, સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુંસક વેદ એમ મળી નવ થયા.

[૧૨] નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવનું આયુષ્ય એમ આયુષ્યકર્મના ચાર ભેદો છે.

[૧૩] શુભ નામ, અને અશુભ નામ એમ નામ કર્મ બે પ્રકારનું કહ્યું છે. અને શુભ તથા અશુભના પણ પેટા ભેદો ઘણા છે.

[૧૪] ઉચ્ચ ગોત્ર અને નીચ ગોત્ર એમ ગોત્ર કર્મ પણ બે પ્રકારનું કહ્યું છે. આઠ પ્રકારના મદ કરવાથી નીચ ગોત્ર અને મદ નહિ કરવાથી ઉચ્ચ ગોત્ર મળે છે માટે તે બન્નેને આઠ આઠ પ્રકારનું વર્ણવ્યું છે.

[૧૫] દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય એમ અન્તરાય કર્મ પણ સંક્ષેપથી પાંચ પ્રકારનું કહ્યું છે.

નોંધઃ—વસ્તુ મળવા છતાં ઉપયોગ કરી ન શકાય અથવા વસ્તુની પ્રાપ્તિ ન થાય તેને અંતરાય કહે છે.

[૧૬] આ પ્રમાણે તે આઠે કર્મોની મૂળ અને ઉત્તર પ્રકૃતિઓ (પેટા ભેદો) વર્ણવી. હવે તેમના પ્રદેશો, તેમનું ક્ષેત્ર, તેમનો કાળ અને ભાવ કહીશ તે સાંભળોઃ—

નોંધ—પ્રદેશાગ્ર એટલે તે તે કર્મનાં પુદ્ગલો. કારણકે કર્મ એ જડ પદાર્થ છે.

[૧૭] આઠે કર્મોનાં અનંત પ્રદેશાગ્ર (પુદ્ગલો) છે. તે બધા મળી સંસારના અભવ્ય જીવોથી અનંત ગણા હોય છે અને અનંત સિદ્ધોથી અનંતમા ભાગનાં હોય છે.

નોંધઃ—અભવ્ય એટલે મુક્તિ મેળવવા માટે અયોગ્ય.

[૧૮] બધા જીવોનાં કર્મો સંપૂર્ણ લોકની અપેક્ષાએ છએ દિશામાં સર્વ આત્મ પ્રદેશોથી બધી રીતે બંધાતાં રહે છે.

નોંધઃ—આઠ કર્મો જેમ દ્રવ્યની અપેક્ષાએ અનંતસંખ્યામાં છે તેમ ક્ષેત્રથી છએ દિશામાં વહેંચાયેલાં છે.

[૧૯-૨૦] તે આઠ કર્મો પૈકી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય કર્મોની ઓછામાં ઓછી સ્થિતિ

અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે તેત્રીશ ક્રોડા ક્રોડી સાગરોપમ હોય છે.

નોંધઃ—વેદનીય કર્મના બે ભેદોમાં સાતાવેદનીય કર્મની સ્થિતિ પંદર ક્રોડાક્રોડી સાગરોપમ હોય છે. સાગરોપમ એટલે સાગરની માફક ઉપમાવાળા, અર્થાત્ મોટી સંખ્યાવાળી સ્થિતિનું કાળપ્રમાણ છે.

[૨૧] મોહનીય કર્મની કાળસ્થિતિ ઓછામાં ઓછી અંતર્મુહૂર્ત કાળની અને વધારેમાં વધારે સીત્તેર ક્રોડા ક્રોડી સાગરોપમની કહી છે.

[૨૨] આયુષ્ય કર્મની સ્થિતિ જઘન્ય (ઓછામાં ઓછી) અંતર્મુહૂર્ત કાળની અને વધુમાં વધુ તેત્રીસ સાગરોપમની કહી છે.

[૨૩] નામ કર્મ અને ગોત્રકર્મ એ બન્ને કર્મોની ઓછામાં ઓછી કાળસ્થિતિ આઠ અંતર્મુહૂર્તની છે અને વધુમાં વધુ વીસ ક્રોડા ક્રોડી સાગરોપમની છે.

[૨૪] સર્વ કર્મસ્કંધોના અનુભાગો (પરિણામો કિંવા રસો) નું પ્રમાણ સિદ્ધગતિના અનંત જીવોને અનંતમે ભાગે ઓછું હોય છે. પરંતુ જે તે સર્વ કર્મનાં પરમાણુઓની અપેક્ષા લઇએ તો બધા (સંસારી અને સિદ્ધ) જીવો કરતાં પણ અધિક હોય છે.

નોંધઃ—સ્કંધ તો સંખ્યાત, અસંખ્યાત કે અનંત પરમાણુઓના બને છે. અને તેથી તેની સંખ્યા ઘણી ન્યૂન હોય છે, અને પરમાણુઓ તો લોક વ્યાપ્ત અને પ્રમાણમાં અનંતાનંત હોય છે. તેથી તેની સંખ્યા સૌથી અધિક થાય છે. જે પદાર્થની સંખ્યાજ અનંત હોય તો તેના અનુભાગોની સંખ્યા અધિક હોય તે તો સ્વાભાવિકજ છે.

૨૫] માટે એ બધાં કર્મોના રસોને જાણીને એ કર્મોને બાંધે નહિ

અને બંધાયલા કર્મોનાં ત્યાગમાં ડાહ્યો સાધક સતત ઉપયોગ રાખે.

નોંધઃ—કર્મના પરિણામ તીવ્ર ભયકર છે. કર્મવેદનાનું સંવેદન તીક્ષ્ણ શસ્ત્ર જેવું અસહ્ય છે. કર્મનો કાયદો કંપાવી મૂકે તેવો કઠણ છે. કર્મના બંધન ચેતનના સામર્થ્ય લુંટવી લે છે. ચેતનની વ્યાકૂળતા એજ કષ્ટ, એજ સંસાર અને એજ દુઃખ છે. એમ જાણી અશુભ કર્મથી વિરમવું અને શુભ કર્મનો સંચય કરવો. ચૈતન્યનું પ્રબળ સામર્થ્ય વિકસિત થયા પછી તે શુભકર્મરૂપ સુવર્ણની બેડીથી પણ છૂટી જવાનો પુરુષાર્થ કરવો તેજ એક માત્ર જીવનનું સાફલ્ય છે.

એમ કહું છું:—

એ પ્રમાણે કર્મપ્રકૃતિ સબંધી તત્રીસમું અધ્યાયન સમાપ્ત થયું.

॥૩૩॥



# લેશ્યા

૩૪

લેશ્યાના અર્થો અનેક છે. લેશ્યા એટલે કાંતિ, લેશ્યા એટલે સૌંદર્ય, લેશ્યા એટલે મનોવૃત્તિ વગેરે વગેરે. પરંતુ આ સ્થળે લેશ્યાનો રહસ્યાર્થ જીવાત્માનો અધ્યવસાય કે પરિણામ વિશેષ છે.

સંચિત (એકઠું થયેલું), પ્રારબ્ધ (ઉદયમાં આવતું) અને ક્રિયમાણ (કરાતું); આ ત્રણ પ્રકારનાં કર્મ જીવાત્મા (કર્મસંયોગી જીવ)માં વિદ્યમાન હોય છે. કર્મ પોતે જડ વસ્તુ છે. વર્ણ, ગંધ, રસ, સ્પર્શ ઇત્યાદિ તેના અસાધારણ ધર્મો છે. ચેતન તો જ્ઞાન, આનંદ અને સત્યમય છે. તેના આ ધર્મો જડ દ્રવ્યથી સાવ વિભિન્ન છે. આમ હોવા છતાં પણ ચેતન અને જડનો સંસર્ગ હોવાથી જડજન્ય પરિણામોની અસર તે જીવાત્મા પર થયા વિના રહેતી નથી.

સારાં માઠાં કર્મની અસરથી જીવાત્માનું માપ ઘડાઇ ગયું હોય છે તેથી તે કર્મયોગ-શરીર, ઈંદ્રિય, આકૃતિ, વર્ણ ઇત્યાદિ પામે છે. અને તેના પૂર્વ કર્મને નિર્જરવાનું તથા નવીન કર્મને ગ્રહણ કરવાનું કાર્ય સતત ચાલુ રહે છે. જ્યાંસુધી કર્મની મુક્તિનો સાચો માર્ગ ન મળે કે આત્મભાન ન થાય ત્યાંસુધી તેનાં પરિણામો વિભિન્ન ગતિ (સ્થાન)માં વિભિન્ન રીતે જીવાત્મા વેદતોજ રહે છે.

કર્મ બહુ સૂક્ષ્મ હોવાથી તે મૂળ સ્વરૂપમાં દેખી શકાય નહિ. પરંતુ નિમિત્ત મળતાં તેને અંગે જીવાત્મા પર થતી

સારી માઠી અસર આપણે જરૂર જોઈ શકીએ છીએ. જેમકે ક્રોધાદિ કષાયોનું માપ બદલાતી શરીરની આકૃતિ, હાવભાવ અને કાર્ય પરથી નીકળી આવે છે તેજ પ્રકારે લેશ્યા એ પણ જીવાત્માનો કર્મસંસર્ગથી ઉત્પન્ન થતો વિકાર વિશેષ છે.

તે પોતે કર્મરૂપ હોવાથી તેને વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, પરિણમન, સ્થિતિ ઈત્યાદિ બધું હોઈ શકે છે. પરંતુ તે એટલું બધું સૂક્ષ્મ છે કે તેનું આપણે સ્થૂળ ચક્ષુ દ્વારા નિરીક્ષણ કે સ્પાર્શન પ્રત્યક્ષ કરી શકીએ નહિ. તેને યથાર્થ સમજવા માટે દિવ્યજ્ઞાન અને દિવ્યદર્શનના અપેક્ષા છે.

છતાં કાર્ય વિશેષથી તે વસ્તુનું અનુમાન જરૂર કાઢી શકાય. ક્રોધી મનુષ્યના ચહેરાપર દેખાતી ભયંકરતા, તેની સાહસિકતા, ગાત્રનું કંપન તથા ઉષ્ણતા વગેરે બધાં એકાંત ઝેરનાં સૂચક છે વૈજ્ઞાનિક શોધથી અત્યંત ક્રોધ વખતનું શોણિતબિંદુ ઝેરમય હોય છે, અને તે દ્વારા મનુષ્યનાં મરણ થયાનાં પણ અનેક દૃષ્ટાંતો પ્રત્યક્ષ દેખાયાં છે. એટલે તે વસ્તુને વિશેષ સમજાવવાની આવશ્યકતા રહેતી નથી લેશ્યાઓ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. તેમાં પહેલી ત્રણ અપ્રશસ્ત અને છેલ્લી ત્રણ પ્રશસ્ત છે. તે અપ્રશસ્તને ત્યાગી પ્રશસ્તની આરાધના કરવી એ મુમુક્ષુજનને બહુ બહુ આવશ્યક છે.

ભગવાન બોલ્યા:

[૧] હવે અનુક્રમથી હું લેશ્યા અધ્યયનને કહીશ. એ છએ કર્મ લેશ્યાના અનુભાવોને કહેતા એવા મને સાંભળો:—

નોંધ:—કર્મ લેશ્યા એટલા માટે કહી છે કે તે કર્મની સ્થિતિ ઉત્પન્ન કરે છે. અનુભાવ એટલે તીવ્ર કે મંદ રૂપે રસનું સંવેદન.

[૨] (લેશ્યાના અગિયાર બોલો કહે છે:—) લેશ્યાઓના (૧) નામ (૨) વર્ણ, (૩) રસ, (૪) ગંધ, (૫) સ્પર્શ, (૬) પરિણામ,

(૭) લક્ષણ, (૮)સ્થાન,(૯) સ્થિતિ, (૧૦) ગતિ અને (૧૧) ચ્યવન. (જ્યારે અંતર્મુહૂર્ત આયુષ્ય બાકી રહે ત્યારે આગામી ભવની જે લેશ્યા ઉત્પન્ન થાય તે ) વગેરેને સાંભળો.

[૩] (૧) કૃષ્ણ લેશ્યા, (૨) નીલ લેશ્યા, (૩) કાપોતી લેશ્યા, (૪) તેજો લેશ્યા (૫) પદ્મ લેશ્યા અને (૬) શુક્લ લેશ્યા. એ તેઓનાં ક્રમપૂર્વક નામો છે.

[૪] કૃષ્ણલેશ્યાનો વર્ણ જળવાળાં વાદળ, પાડાનાં શિંગડાં, અરીઠા, ગાડાની મળી, કાજળ અને આંખની કીકી જેવો શ્યામ હોય છે.

[૫] નીલ લેશ્યાનો વર્ણ લીલાં અશોકવૃક્ષ, નીલ ચાસ પક્ષીની પાંખ અને સ્નિગ્ધ વૈડૂર્ય નીલમણિ જેવો હોય છે.

[૬] કાપોતી લેશ્યાનો વર્ણ અળશીનાં ફૂલ, કોયલની પાંખ અને પારેવાની ડોક જેવો હોય છે.

નોંધઃ—કાપોતી લેશ્યાનો વર્ણ કંઈક કાળો અને કંઈક લાલ હોય છે.

[૭] તેજો લેશ્યાનો વર્ણ હિંગળાના જેવો, ઉગતા સૂર્ય જેવો, સૂડાની ચાંચ જેવો અને દીપકની પ્રભા જેવો હોય છે.

[૮] પદ્મ લેશ્યાનો વર્ણ હળદરના કટકા જેવો અને શણ ( ધાન્ય વિશેષ ) ના તથા અસણના ફૂળના રંગ જેવો પીળો જાણવો.

[૯] શુક્લ લેશ્યાનો વર્ણ શંખ, અંકરત્ન, મચકુંદનાં ફૂલ, દૂધની ધાર અને રૂપાના હાર જેવો ઉજ્જ્વલ હોય છે.

[૧૦] કૃષ્ણ લેશ્યાનો રસ કડવા તુંબડાનો, કડવા લીંબડાનો, તથા કડવી રોહિણીનો રસ જેટલો કડવો હોય તેના કરતાં સ્વાદમાં અનંત ગણો કડવો જાણવો.

[૧૧] નીલ લેશ્યાનો રસ સૂંઠ, મરી અને પીપરના રસનો

સ્વાદ કે હસ્તિ પિપ્પિલી ( ગજપીપર )ના રસનો સ્વાદ તીક્ષ્ણ હોય તે કરતાં પણ અનંતગણો તીખો જાણવો.

[૧૨] કાપોતી લેસ્યાનો રસ કાચા આંબાના ફળનો સ્વાદ, કાચા કોઠાના રસનો સ્વાદ અને તુંબરના ફળના સ્વાદ જેવો હોય તેના કરતાં અનંતગણો તુરો જાણવો.

[૧૩] તેજોલેસ્યાનો રસ પાકા આમ્રફળના રસનો સ્વાદ અને પાકા કોઠાના રસનો સ્વાદ હોય તે કરતાં અનંતગણો ખટમીઠો જાણવો.

[૧૪] પદ્મ લેસ્યાનો રસ ઉત્તર વારુણી તથા ભિન્નભિન્ન પ્રકારના મધુ અને મેરક આસવ, વગેરે દારૂઓના રસથી પણ અનંતગણો ખટમીઠો જાણવો.

[૧૫] શુકલ લેસ્યાનો રસ ખજુર, દ્રાક્ષ, દૂધ, ખાંડ અને સાકરના રસનો સ્વાદ હોય તે કરતાં અનંતગણો મીઠો જાણવો.

[૧૬] કૃષ્ણ, નીલ અને કાપોતી એ ત્રણે અશુભ લેસ્યાઓની ગંધ મરેલી ગાય, મરેલું કુતરું કે મરેલા સર્પની ગંધ કરતાં અનંતગણી ખરાબ હોય છે.

[૧૭] તેજોલેસ્યા પદ્મલેસ્યા અને શુકલલેસ્યા એ ત્રણે પ્રશસ્ત લેસ્યાઓની ગંધ, કેવડા વગેરેનાં સુગંધી પુષ્પો તથા પીસાતા વસાણાની જેવી સુમધુર ગંધ હોય તે કરતાં અનંતગણી પ્રશસ્ત હોય છે.

[૧૮] કૃષ્ણ, નીલ અને કાપોતી એ ત્રણે લેસ્યાઓના સ્પર્શ કરવત, ગાય અને બળદની જીભ અને સાગવૃક્ષના પત્ર કરતાં અનંતગણો કર્કશ હોય છે.

[૧૯] તેજો, પદ્મ અને શુકલ એ ત્રણે લેસ્યાનો સ્પર્શ માખણ,

સરસવનું ફુલ અને બૂર નામની વનસ્પતિના સમાન સ્પર્શ કરતાં અનંતગણો કોમળ હોય છે.

[૨૦] તે છએ લેશ્યાઓના પરિણામ અનુક્રમે ત્રણ, નવ, સત્તાવીસ એકાસી અને બસો તેતાળીશ પ્રકારના જાણવાં.

નોંધઃ—ત્રણ એટલે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ, પછી જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટના ક્રમથી ત્રણ ત્રણ ભેદો વધારતા જવા.

## લેશ્યાનાં લક્ષણોઃ—

[૨૧] પાંચે આસ્રવો (મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભ યોગ) ને નિરંતર સેવન કરનાર મન, વચન અને કાયાથી અસંયમી છ કાયની હિંસાથી નહિ વિરમેલો, આરંભમાં આસક્ત, પાપનાં કાર્યોમાં સાહસિક અને ક્ષુદ્ર–

[૨૨] ક્રૂર, અજીતેન્દ્રિય અને સર્વનું અહિત કરનાર કુટિલ ભાવના વાળો. આવા બધા યોગથી જોડાયેલો જીવ કૃષ્ણ લેશ્યાનાં પરિણામવાળો જાણવો.

[૨૩–૨૪] ઇર્ષાળુ, કદાગ્રહી (અસહિષ્ણુ), તપ નહિ આદરનાર, અજ્ઞાની, માયાવી, નિર્લજ, લંપટ, દ્વેષી, રસલોલુપી, શઠ, પ્રમાદી, સ્વાર્થી, આરંભી, ક્ષુદ્ર અને સાહસિક ઇત્યાદિ ક્રિયાઓથી જોડાયેલો જીવાત્મા નીલ લેશ્યાવાળો ગણાય.

[૨૫–૨૬] વાણીમાં અને વર્તનમાં વક્ર (અપ્રમાણિક,) માયાવી, અભિમાની, પોતાના દોષને છુપાવનાર, પરિગ્રહી, અનર્થ મિથ્યાદ્રષ્ટિ, ચોર, અભિમાની અને બીજાના કાળજાને ભેદી નાખે તેવો કઠોરભાષી, આ બધા યોગોથી જોડાયેલો જીવાત્મા કાપોતી લેશ્યાવાન હોય છે.

[૨૭–૨૮] નમ્ર, અચપળ, સરળ, અકુતૂહલી, વિનીત, દાન્ત, તપસ્વી

યોગી, ધર્મમાં દૃઢ, ધર્મપ્રેમી, પાપભીરુ અને કલ્યાણનો ઇચ્છુક વગેરે વિશેષણોથી જોડાયેલો જીવાત્મા તેજો લેશ્યાવાન જાણવો.

[૨૯] જે મનુષ્યને ક્રોધ, માન, માયા અને લોભ અલ્પ હોય, ચિત્તશાંત હોય, દમિતેન્દ્રિય, યોગી, તપસ્વી,

[૩૦] અલ્પભાષી, ઉપશમ રસમાં ઝીલનાર અને જીતેન્દ્રિય એ બધા વિશેષણોથી જોડાયલો પદ્મલેશ્યાનો ધણી જાણવો.

[૩૧] આર્ત અને રૌદ્ર એ બન્ને દુર્ધ્યાનોને છોડીને જે ધર્મ અને શુકલધ્યાન ધરે છે. તથા રાગદ્વેષરહિત, શાંતચિત્તવાળો, દમિતેન્દ્રિય અને પાંચ સમિતિઓ તથા ત્રણ ગુપ્તિઓથી ગુપ્ત–

[૩૨] અલ્પરાગી અથવા વીતરાગી, ઉપશાંત અને જીતેન્દ્રિય વગેરે વ્યાપારોથી જોડાયેલો હોય છે તે જીવ શુકલ લેશ્યાવાન જાણવો

[૩૩] અસંખ્યેય અવસર્પિણી અને ઉત્સર્પિણીનાં જેટલા સમય અને સંખ્યાતીત લોકના જેટલા આકાશ પ્રદેશો હોય તેટલાં શુભ–અશુભ લેશ્યાઓના સ્થાનો જાણવા.

નોંધઃ—દસ ક્રોડાક્રોડી સાગરોપમની એક અવસર્પિણી (ઉતરતો) કાળ અને દસ ક્રોડાક્રોડી સાગરોપમની એક ઉત્સર્પિણી (ચડતો) કાળ ગણાય છે.

[૩૪] કૃષ્ણ લેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરોપમની ઉપર એક મુહૂર્ત જાણવી.

નોંધઃ—પરલોકમાં જે લેશ્યા મળવાની હોય તે લેશ્યા મરણ પહેલાં એક અંતર્મુહૂર્ત વહેલી આવે છે. એટલે એક અંતર્મુહૂર્ત ઉમેર્યું છે.

[૩૫] નીલલેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ દસ સાગરોપમ ઉપર પલ્યોપમના અસંખ્યાતમો ભાગ વધારે જાણવી.

[૩૬] કાપોતી લેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ત્રણ સાગરોપમ ઉપર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ વધારે જાણવી.

[૩૭] તેજોલેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ બે સાગરોપમની ઉપર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ વધારે જાણવી.

[૩૮] પદ્મ લેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ દસ સાગરોપમની ઉપર એક અંતર્મુહૂર્ત અધિક જાણવી.

[૩૯] શુક્લલેશ્યાની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરોપમની ઉપર એક અંતર્મુહૂર્ત અધિક જાણવી.

[૪૦] આ તો ખરેખર લેશ્યાઓની સમુચ્ચય ( સંગ્રહ ) સ્થિતિ કહી. હવે ચારે ગતિઓમાં લેશ્યાઓની સ્થિતિ ભિન્નભિન્ન પ્રકારે કહીશ.

[૪૧] ( નરક ગતિની લેશ્યાસ્થિતિ કહે છે:–) કાપોતી લેશ્યાની સ્થિતિ જઘન્ય દસ હજાર વર્ષ અને વધુમાં વધુ ત્રણ સાગરોપમની ઉપર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક જાણવી.

[૪૨] નીલ લેશ્યાની સ્થિતિ જઘન્ય ત્રણ સાગરોપમની ઉપર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક અને ઉત્કૃષ્ટ દસ સાગરોપમની ઉપર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક જાણવી.

[૪૩] કૃષ્ણલેશ્યાની સ્થિતિ જઘન્ય દસ સાગરોપમની ઉપર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક અને ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરોપમની જાણવી.

[૪૪] નરકના જીવોની આ લેશ્યાસ્થિતિ વર્ણવી. હવે પશુ, મનુષ્ય અને દેવોની લેશ્યાસ્થિતિ વર્ણવીશ.

[૪૫] શુક્લ લેશ્યા સિવાય બાકીની લેશ્યાની તિર્યંચ અને મનુષ્યની સ્થિતિ ( પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, બે ઇંદ્રિય, ત્રણ ઇંદ્રિય, ચાર ઇંદ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય, સંજ્ઞી પંચેન્દ્રિય, તિર્યંચ તથા સંમૂર્છિમ અને ગર્ભજ મનુષ્યો પૈકી ) જેને જ્યાં જ્યાં જે જે કૃષ્ણાદિક પાંચ લેશ્યાઓ પ્રાપ્ત થાય તે પ્રત્યેકની સ્થિતિ જઘન્ય અને ઉત્કૃષ્ટ કેવળ અંતર્મુહૂર્ત કાળની જાણવી. ( તેથી કેવળજ્ઞાની આમાંથી બાદ થાય છે. )

[૪૬] ( કેવળી ભગવાનની શુક્લ લેશ્યા કહે છે :—) શુક્લ લેશ્યાદિની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વમાં માત્ર નવ વર્ષ ઓછા કાળની જાણવી.

[૪૭] આ પશુ અને મનુષ્યોની લેશ્યાસ્થિતિ વર્ણવી. હવે દેવોની લેશ્યાસ્થિતિ વર્ણવીશ.

[૪૮] કૃષ્ણલેશ્યાની સ્થિતિ જઘન્ય દસ હજાર વર્ષની અને ઉત્કૃષ્ટ પલ્યોપમના અસંખ્યાતમા ભાગની જાણવી.

[૪૯] નીલ લેશ્યાની સ્થિતિ જઘન્ય કૃષ્ણલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ કરતાં એક સમય અધિક અને ઉત્કૃષ્ટ પલ્યોપમના અસંખ્યાતમા ભાગની જાણવી.

[૫૦] કાપોતી લેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ નીલ લેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ કરતાં એક સમય અધિક અને ઉત્કૃષ્ટ પલ્યોપમના અસંખ્યાતમા ભાગની જાણવી.

[૫૧] હવે ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક એ ચાર જાતિના દેવોમાં રહેલી તેજો લેશ્યાની સ્થિતિ કહીશ.

[૫૨] તેજોલેશ્યાની સ્થિતિ જઘન્ય એક પલ્યોપમની અને ઉત્કૃષ્ટ બે સાગરોપમની ઉપર પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી અધિક જાણવી.

[૫૩] તેજો લેશ્યાની સ્થિતિ જઘન્ય દશ હજાર વર્ષની ( ભવનપતિ અને વ્યંતર દેવોની અપેક્ષાએ ) જાણવી અને ઉત્કૃષ્ટ બે સાગરોપમની ઉપર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક ( વૈમાનિક દેવોની અપેક્ષાએ ) જાણવી.

[૫૪] પદ્મલેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ તેજોલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ કરતાં એક સમય અધિક અને વધુમાં વધુ દસ સાગરોપમની ઉપર એક મુહૂર્ત અધિક જાણવી.

[૫૫] શુક્લ લેશ્યાની ઓછામાં ઓછી સ્થિતિ પદ્મલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ કરતાં એક સમય અધિક અને ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરોપમની ઉપર એક મુહૂર્ત અધિક જાણવી.

[૫૬] કૃષ્ણ, નીલ, અને કાપોતી એ ત્રણે અધર્મ લેશ્યાઓ છે. અને એ ત્રણ લેશ્યાઓથી જીવાત્મા દુર્ગતિ પામે છે.

[૫૭] તેજો, પદ્મ અને શુક્લ એ ત્રણે ધર્મ લેશ્યાઓ છે. અને એ ત્રણ લેશ્યાઓથી જીવાત્મા સુગતિ પામે છે.

[૫૮-૫૯] મરણ વખતે આગલા ભવને માટે જીવાત્મામાં જ્યારે લેશ્યાઓ પરિણામ પામતી હોય તે વખતે પહેલે સમયે કે અંતિમ સમયે કોઈ પણ જીવોની ઉત્પત્તિ થતી નથી.

[૬૦] સારાંશ કે મરણાંતે આગામી ભવની લેશ્યાઓ પરિણમ્યા પછી અંતર્મુહૂર્ત બાદ અને અંતર્મુહૂર્ત બાકી રહે તે વખતે જીવો પરલોકને વિષે જાય છે.

**નોંધઃ**—લેશ્યાઓની રચના એવી હોય છે કે તે જે ગતિમાં જવાનું હોય તેવા આકારમાં મૃત્યુની એક સમય પહેલાંજ પરિણત થાય છે.

[૬૧] માટે આ બધી લેશ્યાઓના પરિણામોને જાણીને ભિક્ષુ અપ્રશસ્ત લેશ્યાઓને છોડી પ્રશસ્ત લેશ્યાઓમાં અધિષ્ઠાન કરે.

નોંધઃ—શુભને સૌ ઈચ્છે છે. અશુભને કોઈ નથી ઈચ્છતું. શુભ કેવળ વિચારથી ન પામી શકાય. શુભને માટે સતત શુભ પ્રયત્ન થવો ઘટે.

અપ્રશસ્ત લેશ્યાઓનું ઉત્પન્ન થવું સ્વાભાવિક છે. તેને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો પડતો નથી, ઇર્ષ્યા, ક્રોધ, દ્રોહ, ક્રૂરતા, અસંયમ, પ્રમત્તતા, વાસના અને માયા વગેરે બધું નિમિત્ત મળતાં જીવાત્મા ઈચ્છાએ કે અનિચ્છાએ સહસા કરી નાખે છે. પરંતુ કોમળતા, વિશ્વપ્રેમ, સંયમ, ત્યાગ, અર્પણતા અને અભયતા વગેરે ઉચ્ચ સદ્‌ગુણો આરાધવા ત્યાંજ કઠિનતા છે, ત્યાંજ કસોટી છે અને ત્યાંજ ઉપયોગની આવશ્યક્તા છે.

આવી સરાણે ચઢનાર સાધકજ શુભ, સુંદર અને પ્રશસ્ત લેશ્યાઓને પામી શકે છે.

એમ કહું છું:—

એ પ્રમાણે લેશ્યા સંબંધી ચોત્રીસમું અધ્યયન સમાપ્ત થયું.

॥ ૩૪ ॥



# અણગારાધ્યયન



૩૫

સંસારના બાહ્ય બંધનોથી છૂટવું પણ કંઇ સહેલું નથી. સંસારના ક્ષણભંગુર પદાર્થોમાં કેંક બિચારા ભોગવિલાસી જીવો રાચી રહ્યા છે, રખડી રહ્યા છે અને સ્વચ્છંદી જીવન ગુજારીને આલોક અને પરલોકમાં પરમ વેદનાને દેનારાં કર્મોનો સંચય કરી રહ્યા છે.

ત્યાં કોઈ હળુકર્મી જીવનેજ સદ્ભાવ કે વૈરાગ્ય જાગે છે. અને ત્યાગની તાલાવેલી લાગે છે.

આવું ત્યાગી જીવન દુર્લભ હોવા છતાં કદાચ પામી શકાય. પરંતુ ઘરબાર, સગાંવહાલાં એ બધું છોડયા પછી તેટલામાંજ જીવનવિકાસની સમાપ્તિ થઇ જતી નથી.

જેટલું સ્થાન ઊંચું તેટલીજ જવાબદારી અધિક થતી જવાની.

ત્યાગીનું જીવન, ત્યાગીની સાવધાની, ત્યાગીની મનોદશા વગેરે કેટલાં કડક, ઉદાર અને પવિત્ર હોવાં જોઇએ તેનાં અહીં વિધાન છે.

ભગવાન બોલ્યા:—

[૧] જે માર્ગને આચરવાથી ભિક્ષુ દુઃખનો અંત કરી શકે તેવા તીર્થંકરના બતાવેલા માર્ગને હું તમને કહી સંભળાવું છું. તેને એકાગ્ર ચિત્તથી તમે સાંભળો.

[ ૨ ] જે ભિક્ષુસાધક ગૃહસ્થવાસને છોડીને પ્રવ્રજ્યા માર્ગમાં ગયેલો છે. તેણે આ આસક્તિઓને બરાબર સમજી લેવી જોઇએ, કે જે આસક્તિઓથી મનુષ્યો બંધાય છે.

નોંધઃ—સમજી લેવી એટલે બરાબર જાણીને ત્યાગ કરવો જોઈએ.

[ ૩ ] તેજ પ્રમાણે હિંસા, અસત્ય, ચૌરી, અબ્રહ્મચર્ય, અપ્રાપ્ત વસ્તુઓની ઇચ્છા અને મેળવેલાનો પરિગ્રહ એ પ્રમાણે આ પાંચ સ્થાનોને સંયમીએ છોડી દેવાં.

[ ૪ ] ચિત્રવાળું પુષ્પ અને અગરચંદનના ધૂપથી સુગંધિત, સુંદર શ્વેત વસ્ત્રના ચંદરવાથી શણગારેલું અને સુંદર કમાડવાળું એવું મનોહર ઘર ભિક્ષુ મનથી પણ ઇચ્છે નહિ.

નોંધઃ—આવા સ્થાને ન રહેવા માટે જે કહ્યું છે તેનું ખાસ કારણ એ છે કે બહારનું સૌંદર્ય પણ કેટલીક વખત જોવાથી બીજરૂપે રહેલા વિકારાદિ દોષોને ઉત્તેજિત કરવામાં નિમિત્તરૂપ થાય છે.

[ ૫ ] તેવા ઉપાશ્રયમાં ભિક્ષુને ઇંદ્રિયોનો સંયમ કઠિન થઇ પડે છે કારણકે તે સ્થાન કામ અને રાગનું વૃદ્ધિકારક છે.

[ ૬ ] માટે સ્મશાન, સૂનું ઘર કે વૃક્ષના મૂળમાં અથવા ગૃહસ્થીઓએ પોતાને માટે બનાવેલા સાદા એકાંત મકાનમાં ભિક્ષુએ રાગ-દ્વેષથી રહિત થઈ વાસ કરવો.

નોંધઃ—તે કાળમાં દરેક ભાવિક ગૃહસ્થો પોતપોતાની ધર્મક્રિયા કરવાનું એકાંત સ્થાન પોતાના ઘરથી અલગ રાખતા હતા.

[ ૭ ] જે સ્થાનમાં બહુ જીવોની ઉત્પત્તિ ન હોય, પોતાને કે પરને પીડાકારક ન હોય અને સ્ત્રીઓથી વ્યાપ્ત ન હોય તે સ્થાનને વિષેજ પરમ સંયમી ભિક્ષુને રહેવું કલ્પે ( તેવા સ્થાને રહેવું જોઇએ ).

[૮] ભિક્ષુ ઘરો કરે નહિ કે બીજા દ્વારા કરાવે નહિ, કારણકે ઘર કરાવવાની ક્રિયામાં અનેક જીવોની હિંસા થાય છે.

[૯] જેમાં સૂક્ષ્મ અને સ્થૂળ એવા સ્થિર અને હાલતા ચાલતા જીવોની ગૃહકાર્યમાં હિંસા થાય છે, તેથી સંયમીએ ઘર બંધાવવાની ક્રિયા છોડી દેવી.

[૧૦] તેજ પ્રમાણે આહાર, પાણીને રાંધવામાં કે રંધાવવામાં પણ (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ ઈત્યાદિ) અનેક જીવોનો વધ થાય છે. તેથી તે પ્રાણીઓની દયા ખાતર પોતે રાંધે નહિ તેમ રંધાવે પણ નહિ.

[૧૧] જળ, ધાન્ય, પૃથ્વી અને કાષ્ઠને આશ્રયે રહેલા અનેક જીવો આહારપાણી પકાવવામાં હણાય છે માટે ભિક્ષુએ તે પકાવવું નહિ.

[૧૨] સર્વ દિશામાં શસ્ત્રની ધારાની પેઠે ફેલાયેલું ઘણા જીવોનો નાશ કરનાર જ્યોતિ ( અગ્નિ ) સમાન એક પણ શસ્ત્ર નથી માટે સાધુએ અગ્નિને ઉદ્દીપન કરવી નહિ.

**નોંધ**—ભિક્ષુ પોતે તેવી કોઈપણ જાતની હિંસક ક્રિયા કરે નહિ તેમ કરાવે કે મનથી અનુમોદન પણ આપે નહિ,

[૧૩] ખરીદવા અને વેચવાની ક્રિયાથી વિરમેલો અને ઢેફું તથા સુવર્ણ જેને સમાન છે તેવો ભિક્ષુ સુવર્ણ તથા ચાંદીને મનથી પણ ઈચ્છે નહિ.

**નોંધઃ**—જેમ ઢેફાને નિર્મૂલ્ય જાણી કોઈ અડકતું નથી તેમ ભિક્ષુ સુવર્ણને જોવા છતા અડકે નહિ. કારણકે ત્યાગ કર્યા પછી સુવર્ણની કિંમત તેને મન ઢેફા સમાન સ્વાભાવિક થઈ જાય છે.

[૧૪] ખરીદનાર ગ્રાહક કહેવાય છે અને વેચનાર વાણિયો (વેપારી)

કહેવાય છે. માટે જો ક્રયવિક્રયમાં ભિક્ષુ પડે તો તે સાધુ કહેવાતો નથી.

[૧૫] ભિક્ષા માગવાના વ્રતવાળા ભિક્ષુએ યાચીનેજ લેવું. ખરીદીને લેવુ નહિ. કારણકે ખરીદવાની અને વેચવાની ક્રિયામાં તેની પાછળ દોષ સમાયેલો છે. માટે ભિક્ષાવૃત્તિ એજ સુખકારી છે.

નોંધઃ—કંચન અને કામિની એ બે વસ્તુ સંસારનું બંધન છે. તેની પાછળ અનેકાનેક દોષો સમાયેલા છે. તેને ત્યાગ્યા પછી ત્યાગીને પરિગ્રહ તો શું ? પણ તેનું ચિંતન સુદ્ધા ન કરવું ઘટે. માટેજ ત્યાગીને માટે ભિક્ષાચરી એજ ધર્મ બતાવ્યું છે.

[૧૬] સૂત્રમાં કહેલા નિયમો પ્રમાણે આનંદિત ઘરોમાં સામુદાનિક ગોચરી કરતાં આહારની પ્રાપ્તિ થાઓ કે ન થાઓ પણ મુનિએ સંતુષ્ટ રહેવું જોઇએ.

નોંધઃ—જે કુળો દુર્ગુણોથી નિંદાયેલાં હોય કે અભક્ષ્ય પદાર્થો ખાતાં હોય તેવાં સ્થળો છોડીને ભિક્ષુએ ભિન્ન ભિન્ન કુળોમાં નિર્દોષ ભિક્ષાવૃત્તિ કરવી.

[૧૭] અનાસક્ત અને સ્વાદેન્દ્રિય ઉપર કાબુ રાખનાર સાધુ રસનો લોલુપી ન બને. કદાચ ન મળે તો તેની વાંછા પણ ન કરે. મહામુનિ ભોજનને રસમાટે નહિ પણ સંયમયાત્રાના નિર્વાહ માટે ભોજનને ભોગવે.

[૧૮] ચંદનાદિનું અર્ચન, બેઠકોની રચના, ઋદ્ધિ, સત્કાર, સન્માન, પૂજન કે પરાણે કરાવેલું વંદન, ભિક્ષુ મનથી પણ ન ઇચ્છે.

[૧૯] મરણપર્યંત સાધુ અપરિગ્રહપણે શરીરના મમત્વને તજીને નિયાણા રહિત થઇને શુક્લધ્યાનને ચિંતવે અને અપ્રતિબંધપણે વિચરે.

[૨૦] કાળધર્મ (મૃત્યુ અવસર) પ્રાપ્ત થાય ત્યારે ચારે આહારનો

ત્યાગ કરીને તે સમર્થ ભિક્ષુ આ છેલ્લા મનુષ્ય દેહને છોડીને સર્વ દુ ખથી છૂટી જાય

[૨૧] મમત્વ અને અહંકાર રહિત, અનાસવી અને વીતરાગી થઇ કેવળજ્ઞાનને પ્રાપ્ત કરીને પછી કાયમની નિવૃત્તિ પામે (મુક્તિ પામે)

**નોંધ**—સયમ એ ખાડાની ધાર છે સયમનો માર્ગ દેખાવમા સરળ છતા આચરવામા ખૂબ કઠણ છે સયમજીવન સૌ કોઇ માટે સુલભ નથી. છતા તે એકજ માત્ર કલ્યાણનો માર્ગ છે

એમ કહું છુ—

એ પ્રમાણે અણગાર સંબધીનું પાત્રીસમુ અધ્યયન સમાપ્ત થયુ ॥ ૩૫ ॥



# જીવાજીવવિભક્તિ

## જીવાજીવ પદાર્થોના વિભાગ

૩૬

ચેતન; જડ ( કર્મ )ના સંસર્ગથી જન્મમરણના ચક્રમાં ફરે છે એનું નામ સંસાર. આવા સંસારની આદિ કેમ કહાય ? જ્યારથી ચેતન ત્યારથી જડ એમ આ બન્ને તત્ત્વો જગતના અણુ અણુમાં ભર્યા છે આપણને તેની આદિની ચિંતા નથી. કારણકે તેની આદિ ક્યા કાળથી થઈ ? તે જાણવામાંજ માત્ર આપણું કશુંએ કલ્યાણ નથી તેમ ન જાણવામાં હાનિ પણ નથી.

કારણકે જૈનદર્શન માને છે કે સંસારની આદિ નથી અને આખા પ્રવાહની અપેક્ષાએ હજુ પણ સંસાર ચાલવાનો છે. તેમ છતાં મુક્ત જીવાત્માઓની અપેક્ષાએ મુક્તિ હતી, છે અને રહેશે.

ચેતન અને જડનો સંયોગ ગમે તેટલો નિબડ (ઘટ) હોવા છતાં તે સંબંધ સયોગિક સંબંધ છે. સમવાય સંબંધનો અંત હોતો નથી. પરંતુ સંયોગ સંબંધનો અંત આજે, કાલે કે વધુ કાળે પણ થવો સંભવિત છે

આજે ચેતન અને જડ પોતપોતાનો ધર્મ ગુમાવી બેઠાં છે. ચેતનમય જડ અને જડમય ચેતન એમ પરસ્પર એવાં તો એકકાર થઈ ગયાં જણાય છે કે સહસા તેમનો ઉકેલ પણ ન લાવી શકાય.

જડના અનાદિ સંસર્ગથી મલિન થયેલું ચૈતન્ય જીવાત્મા

કે બહિરાત્મા કહેવાય છે. અને જ્યારે તે જીવાત્મા પોતાના સ્વરૂપનો અનુભવ કરે છે ત્યારે તે સ્થિતિને અંતરાત્મા કહેવાય છે. અને જે ચૈતન્યો કર્મરહિત થયાં છે તે પરમાત્માઓ કહેવાય છે.

જીવાત્માને પ્રથમ જગતના પદાર્થોને યથાર્થ સ્વરૂપે જાણ્વાની ઇચ્છા થાય તેને જિજ્ઞાસા કહેવાય છે. આવી જિજ્ઞાસા પછી તે જગતનાં બધાં તત્ત્વોમાંથી મૂળભૂત બે તત્ત્વોને તારવી લે છે. એ તારવ્યા પછી જીવની ચૈતન્ય તત્ત્વપર રુચિ ઢળે છે, અને તુરતજ એ શુદ્ધ બનવા માટે શુદ્ધ ચૈતન્યની પ્રતીતિ કરી આગળ વધે છે. જીવનત્ત્વનાં ભિન્નભિન્ન સ્વરૂપોને જાણ્યા પછી સ્વયં અજીવતત્ત્વ અને એ બન્ને તત્ત્વનાં સંયોગિક બળોનો વિચાર કરી લે છે.

આખા સંસારનું સ્વરૂપ તેના લક્ષ્યમાં આવી ગયા પછી આત્માભિમુખ થઇ એ અનુભવ પોતામાં કરતો રહે છે, અને આત્મલક્ષ્યની દોરી પર ધ્યાન આપી વર્તમાન કર્મોનો રોધ કરે છે. પછી પૂર્વ કર્મોના સંયોગથી છૂટે છે, અને એમ થતાં થતાં શુદ્ધ ચૈતન્ય બને છે.

ભગવાન બોલ્યા:—

[ ૧ ] જેને જાણીને ભિક્ષુ સંયમમાં ઉપયોગપૂર્વક ઉદ્યમવંત થાય છે તે જીવ અને અજીવના જુદા જુદા ભેદોને કહું છું:—તમે એકાગ્ર ચિત્તથી મને સાંભળો.

[ ૨ ] જેમાં જીવ અને અજીવ એ બન્ને તત્ત્વો હોય તેને તીર્થંકરોએ લોક કહ્યો છે. અજીવનો એક દેશ એટલે કે જ્યાં માત્ર આકાશજ છે–બીજા કોઈ પદાર્થ નથી–તેને અલોક કહ્યો છે.

[ ૩ ] જીવ અને અજીવોનું નિરૂપણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એમ ચાર પ્રકારથી થાય છે.

[૪] મુખ્યત્વે રૂપી અને અરૂપી એમ અજીવ તત્ત્વના બે ભેદો થાય. તેમાં રૂપી ચાર પ્રકારનાં અને અરૂપી દસ પ્રકારનાં છે.

[૫] ધર્માસ્તિકાયના (૧) સ્કંધ, (૨) દેશ અને (૩) પ્રદેશ અને અધર્માસ્તિકાયના (૪) સ્કધ, (૫) દેશ તથા (૬) પ્રદેશ.

[૬] અને આકાશાસ્તિકાયના (૭) સ્કધ, (૮) દેશ અને (૯) પ્રદેશ તથા (૧૦) અધ્ધાસમય ( કાળતત્ત્વ ), એમ બધા મળી અરૂપીના દસ ભેદો થાય છે.

નોંધ:—કોઇ પણ સંપૂર્ણ દ્રવ્યના આખા વિભાગને સ્કંધ કહેવાય છે. સ્કંધના અમુક કલ્પેલા વિભાગને દેશ કહેવાય છે અને સૌથી નાનો વિભાગ કે જેના બે ખડ ન થઇ શકે પણ સ્કંધ સાથે જોડાયેલો હોય તો તેને પ્રદેશ કહેવાય છે. અને તેવો સૂક્ષ્મ ભાગ સ્કંધથી અલગ થઇ જાય તો તેને પરમાણુ કહેવાય છે.

[૭] ( ક્ષેત્રનું વર્ણન:-) ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બન્ને દ્રવ્યોનું ક્ષેત્ર લોક પ્રમાણે છે. અને આકાશાસ્તિકાયનું ક્ષેત્ર સંપૂર્ણ લોક અને અલોકમાં પણ છે. સમય ( કાળ )નું ક્ષેત્ર મનુષ્યક્ષેત્રના પ્રમાણ જેટલું છે ( એટલે કે ૪૫ લાખ યોજન સુધી છે ).

[૮] (કાળનું વર્ણન:-) ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણે દ્રવ્યો કાળની અપેક્ષાએ અનાદિ અને અનંત એટલે કે દરેક કાળમાં શાશ્વત છે એમ કહ્યું છે.

[૯] સમય કાળ પણ નિરંતર પ્રવાહની અપેક્ષાએ અનાદિ અને અનંત છે. પણ કોઇ કાર્યની અપેક્ષાએ તો આદિ અને અંત સહિત છે.

[૧૦] સ્કંધો. સ્કધના દેશો, તેના પ્રદેશો અને પરમાણુઓ એ રૂપી ( જડ ) પદાર્થો ચાર પ્રકારનાં જાણવા.

[૧૧] દ્રવ્યથી જ્યારે પરમાણુ પુદ્દગલો એકઠાં મળે તે સ્કંધ ગણાય છે અને અલગ અલગ હોય ત્યારે પરમાણુઓ કહેવાય છે. અને ક્ષેત્રથી સ્કંધો લોકના એક દેશ વ્યાપી અને પરમાણુ આખા લોકવ્યાપી જાણવાં. હવે સ્કંધાદિક પુદ્દગલોની કાળસ્થિતિ ચાર પ્રકારે કહું છું.

**નોંધઃ**—લોકના એક દેશમાં એટલે કે એક આકાશપ્રદેશમાં સ્કંધ હોય અને ન પણ હોય. પણ પરમાણુઓ તો અવશ્ય હોય.

[૧૨] સંસાર પ્રવાહની અપેક્ષાએ તે બધા અનાદિ અને અનંત છે. પણ રૂપાંતર અને સ્થિતિની અપેક્ષાએ આદિસહિત અને અંતસહિત છે.

[૧૩] એક ઠેકાણે રહેવાની અપેક્ષાએ તે રૂપી અજીવ પુદ્દગલોની સ્થિતિ ઓછામાં ઓછી એક સમય અને વધુમાં વધુ અસંખ્યાત કાળ સુધીની સ્થિતિ તીર્થંકરોએ વર્ણવી છે.

[૧૪] તે રૂપી અજીવ પુદ્દગલો પરસ્પર વિખુટા પડી ફરીથી મળે તેનું અંતર ઓછામાં ઓછું એક સમયનું અને વધુમાં વધુ અનંત કાળ સુધીનું હોય છે.

[૧૫] (હવે ભાવથી અજીવરૂપી પુદ્દગલના ભેદો કહે છેઃ–) વર્ણથી, ગંધથી, રસથી, સ્પર્શથી અને સંસ્થાન (આકૃતિ)થી એમ તેઓના પાંચ પ્રકારો જાણવા.

[૧૬] વર્ણથી પરિણામ પામેલા તે પુદ્દગલના પાંચ પ્રકારો હોય છે. (૧) કાળા, (૨) લીલા, (૩) રાતા, (૪) પીળા અને (૫) ધોળા.

[૧૭] ગંધથી તે બે પ્રકારે પરિણામ પામે છે. (૧) સુરભિ (સુગંધી) ગંધવાળા અને (૨) દુરભિ ગંધવાળા.

